કર્તા તરફથી ભેટ.

"જય સોમનાથ" ઉત્સવ.
૨૭મા સાહિત્ય પરિષદ્
તા. ૬-૧૦-૧૯૭૨.

# સ્વાધ્યાય

## પ્રથમ ખંડ

॥ अनाद्य एवैता विद्याः संक्षेपविस्तारविवक्षया नवनवीभवन्ति ॥

—हेमचंद्राचार्यकृतप्रमाणमीमांसायाः प्रस्तावना

[ આ વિદ્યાઓ અનાદિ છે; સંક્ષેપથી અને વિસ્તારથી સમજાવતાં તે નવનવી થાય છે. ]

—હેમચંદ્રઆચાર્યકૃત પ્રમાણમીમાંસાની પ્રસ્તાવનામાંથી

# પ્રો. કામદારની બીજી કૃતિઓ

Survey of Indian History, 1757–1858.
( 1922 )

A Political and Administrative History of India, 1757–1920 ... ( 1924 ) ...

A History of the Mogul Rule in India, 1526–1761... ( 1928 ) ... ...

Baroda Banking Inquiry Committee's Report ( Government of Baroda Publication ) ...
( 1930 )

Report on Unemployment in the city of Baroda. ( Not published ) ... ( 1930 )

Notes on Central Banking
(Baroda Government Publication). (1932)

Indian Administration ... ... ( 1937 )

અર્થશાસ્ત્ર ( વડોદરાસરકારભાષાંતરખાતું ).... ( ૧૯૩૨ )

રાજ્યશાસ્ત્ર ( ડૉ. જ્યોતીંદ્ર મહેતાના અંગ્રેજીનો અનુવાદ ).
( ૧૯૩૫ )

હિંદુસ્તાનનો ઇતિહાસ ... ( ૧૯૨૭ ) ...

હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ ... ( ૧૯૨૮ ) ...

બ્રિટિશ લોકોનો ઇતિહાસ ... ( ૧૯૨૯ ) ...

સ્વાધ્યાય ( બે ખંડો ) ... ( ૧૯૩૯ ) ...

વિરાટ ગ્રંથાવલિ પુસ્તક સત્તાવીસમું

# સ્વાધ્યાય

## પ્રથમ ખંડ

[ 'સરસ્વતીચંદ્ર 'નું રાજકારણ, ગૂજરાતનું સંસ્કારિત્વ, ઇતિહાસનું પરિશીલન, ગૂજરાતમાં ઇતિહાસનું અધ્યયન, આપણા દેશનો ઇતિહાસ: એક સમર્થન, 'સમયમૂર્તિ' નર્મદ, નર્મદનો 'રાજ્યરંગ,' એ લેખોનો સમુચ્ચય ]


: લેખક :

કામદાર કેશવલાલ હિંમતરામ, એમ. એ.,

વડોદરા કૉલેજમાં ઇતિહાસના, રાજ્યશાસ્ત્રના અને અર્થશાસ્ત્રના પ્રોફેસર.



: પ્રકાશક :

આર. આર. શેઠની કંપની,

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ,

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨.

# નિવેદન

**સ્વાધ્યાય**નાં આ પુસ્તકોમાં મારાં છેલ્લાં પચીસ વર્ષોના એટલે ઇ. સ. ૧૯૧૪ થી ઇ. સ. ૧૯૩૯ સુધીના ઘણાખરા લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ લેખો જેવા હતા તેવા લગભગ અહીં રજુ કરવામાં આવ્યા છે તેથી તેમાં તે તે સમયની વિશિષ્ટતાઓ જોવામાં આવશે અને કોઈ વાર એક જ વિષય ઉપર જુદા જુદા વિચારો પણ જોવામાં આવશે. લેખો રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ગ્રામ જીવન, ઇતિહાસ, સાહિત્ય વગેરે સંબંધી છે. જે વિષયોને મેં વાચેલા છે, અનુભવેલા છે, વિચારેલા છે તે વિષયો **સ્વાધ્યાય**માં આવી જાય છે.

આ પ્રથમ ખંડમાં "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ, ઇતિહાસનું પરિશીલન, ગૂજરાતમાં ઇતિહાસનું અધ્યયન, ભરતખંડના ઇતિહાસનું સમર્થન, "સમયમૂર્તિ" નર્મદ અને નર્મદનો "રાજ્યરંગ," એટલા વિષયો લેવામાં આવ્યા છે.

આ બધા વિષયોમાં "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ એ મુખ્ય વિષય છે. "સરસ્વતીચંદ્ર"ના ચાર વિભાગો અત્યારે છે તેમ પચીસ વરસો અગાઉ પણ વાચનના વિષય ગણાતા. તેના ત્રીજા અને ચોથા ભાગો સમજવામાં બહુ કઠણ હોવાથી ઓછા લોકો વાચતા, જ્યારે પહેલા બે ભાગો તો દરેક ભણેલો ગૂજરાતી વાચી જતો, એક વાર નહીં પણ બે ચાર વાર વાચી જતો. ત્રીજા અને ચોથા ભાગોમાં રાજકારણ અને સમાજવ્યવસ્થા ચર્ચવામાં આવેલાં છે. તે સાહિત્ય મને નાનપણથી ઘણું પ્રિય હતું. તેનું વાચન કોલેજમાં આવ્યા બાદ મારે માટે ઘણું બોધક અને વિચારયોગ્ય થઈ પડયું. કોલેજમાં રાજ્યશાસ્ત્ર, ઇતિહાસ વગેરે શીખવવાનું કામ કરતાં મને ઘણી વાર થઈ આવતું કે "સરસ્વતીચંદ્ર"નાં એ પ્રકરણો વિસ્તારથી વિચાર માંગે છે. મારા

વિદ્યાર્થીજીવનની એ અભિલાષા પાંચેક વરસો અગાઉ અકસ્માતથી ફળી શકી, જે માટે મારે વડોદરાકૉલેજના મારા પ્રોફેસર – મિત્રોનો અને તે અભિલાષાને અક્ષરદેહ આપવાની સવડ કરી દેવા માટે "પ્રસ્થાન"ના આદ્ય તંત્રી શ્રીયુત રામનારાયણભાઇનો અને "કૌમુદી"ના આદ્ય તંત્રી શ્રીયુત વિજયરાયભાઇનો ઉપકાર માનવો જોઇએ.

"સરસ્વતીચંદ્ર"ના રાજકારણની લેખમાળા પ્રકટ થતી હતી ત્યારે મને ઘણા લેખક અને વિચારક મિત્રો તરફથી તેને જુદા પુસ્તકરૂપે પ્રકટ કરવાની સૂચના મળતી હતી. તે સૂચનાનો અમલ હું નહોતો કરતો તે માટે મને તે મિત્રો અને બી. એ. ના તથા એમ. એ.ના વિદ્યાર્થીઓ હર વખત ધીમો ઠપકો આપ્યે જતા હતા, જો કે ગૂજરાતમાં કોઇ એક પુસ્તક પ્રકટ કરવું એટલે લેખકે ખીસ્સામાં મોટો કાપ મૂકવો એ અનુભવ તેમને અને મને એકસરખો ખૂચવો જોઇએ. છતાં પાંચ વરસે એ લેખમાળા બીજા લેખો સાથે અહીં પ્રકટ થાય છે તે માટે હું એ મિત્રોના આગ્રહનો આભારી છું. સૌથી વધારે આભારી હું "પ્રસ્થાન"ના વિદ્વાન્ આદ્ય તંત્રી રામનારાયણભાઇનો છું, જેમણે આ ખંડનો ઉપોદ્‌ઘાત લખી આપ્યો છે.

અહીં મારે એક બાબતને ચોક્કસ કહી નાખવી જોઇએ. નર્મદાશંકર અને ગોવર્ધનરામ ગૂજરાતના સમર્થ રાષ્ટ્રવિચારકો હતા. નર્મદાશંકર રાષ્ટ્રીય સ્વતંત્રતાના પૂજારી હતા, તો ગોવર્ધનરામ બ્રિટિશ સલ્તનતમાં રહી હિંદની રાષ્ટ્રીય સંપત્તિને સિદ્ધ કરવાના પક્ષપાતી હતા. નર્મદાશંકર આપણને વિશેષ સમકાલીન લાગે છે, જ્યારે ગોવર્ધનરામ આપણને જૂના મતના લાગે છે. નર્મદાશંકર રાષ્ટ્રવાદી હતા, તો ગોવર્ધનરામ ચોક્કસ "લિબરલ" પક્ષના વિચારક હતા. હિન્દની રાષ્ટ્રીય પ્રગતિના ઇતિહાસમાં આ બે સમર્થ ગૂજરાતીઓને અવશ્ય સ્થાન મળવું જોઇએ.

ઇતિહાસ, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સાહિત્ય, ફિલસૂફી, એ બધા વિષયો સમાજ-જીવનને એટલાં સ્પર્શી રહ્યાં છે કે તેમના વિષયોની સમીક્ષા વખતે તે બધાં સંકલિત થઈ જવાં જોઇએ અને તેમનો સમન્વય વાચકને અનુભવસિદ્ધ થઈ જવો જોઇએ. આપણે ત્યાં આ વિચારની ઉપયોગિતા હજી બરોબર સમજાઈ નથી, જેને લીધે આપણો સંસ્કૃતિનો વિચાર એકદમ અધૂરો રહી ગયો છે. એ રંક દશા તુરતમાં સુધરે અને વિચારના ક્ષેત્રમાં આપણે તુરત સ્વરાજ્ય ભોગવતા થઈ જઇએ એવું આપણે ખચિત ઇચ્છીએ. બુદ્ધિના વિષયમાં જ્યાં સુધી આપણે યોગ્ય સ્વદેશી માલને ઉત્તેજન નહીં આપીએ ત્યાં સુધી આપણે વ્યવહારનું સ્વરાજ્ય લઈ શકશું નહીં, અને તે લઈ શકયા તો તેને બહુ ભોગવી શકશું નહી.

**સ્વાધ્યાય**ના બધા ખંડોમાં એ સંકલનાને અને સમન્વયને એક-ધારાં આલેખવામાં આવ્યાં છે. આવું આલેખન કરવું તે બધા દેશોમાં પ્રોફેસરોનું મુખ્ય કર્તવ્ય ગણાય છે. એ કર્તવ્યની મારી પોતાની ભાવના તો ઘણાં વરસોની જૂની છે એ હું હમણાં જ કહી ગયો છું. આ કર્તવ્ય અદા કરવામાં હું કેટલે અંશે સફળ થયો છું તે કહેવાનું કામ હું વાચકને સોંપું છું, જો કે **સ્વાધ્યાય**ના લેખોની લોકપ્રિયતા માટે હું સંતોષ લઈ શકું ખરો. આ ચર્ચાઓ ગૂજરાતના શિષ્ટ મતને જેટલે અંશે કેળવી શકશે તેટલે અંશે હું મને મારા પ્રયાસ પરત્વે કૃતકૃત્ય માનીશ.

॥ आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ॥

પ્રતાપગંજ,
**બડોદરા કેમ્પ :**
તા. ૨૯-૯-૧૯૩૯

કામદાર કેશવલાલ હિંમતરામ

# ઉપોદ્ઘાત

આ પુસ્તકને હું હૃદયપૂર્વક આવકાર આપું છું. આપણામાં ઇતિહાસના પ્રોફેસરો તરફથી આપણા સાહિત્યને બહુ થોડું મળેલું છે. પ્રોફેસર ઠાકોરે આપણને લાંબા સમયના અભ્યાસના પરિપકવ ફલરૂપ નિબંધો આપેલા છે, અને જો કે તેમણે સાહિત્યને પોતાનો મુખ્ય વિષય કર્યો છે પણ તેમની સર્વ કૃતિઓમાં તેમનો ઇતિહાસનો અભ્યાસ જણાઈ આવે છે. પણ તેમના પછીના જમાનાના અભ્યાસીઓમાં, આપણને પ્રોફેસર કામદાર તરફથી જે "સ્વાધ્યાય" મળે છે તે જ ગણાવી શકાય. આપણા સાહિત્યની ખીલવણી અને સમૃદ્ધિ માટે તથા લોકકેળવણી માટે ઇતિહાસ, ફિલસૂફી, અર્થશાસ્ત્ર જેવા અનેક વિષયો આપણી ભાષામાં નિરૂપાવા અને ચર્ચાવા જોઇએ.

આ "સ્વાધ્યાય"માં કર્તાના અનેક વિષયોના સ્વાધ્યાયના લેખો છે. તેમાં સૌથી વધારે લાંબો સ્વાધ્યાય 'સરસ્વતીચંદ્ર' વિશેનો છે. "સરસ્વતીચંદ્ર" દેશના સમગ્ર જીવનની સમીક્ષાનો મહાન પ્રયત્ન છે. તેમાં ભૂતકાલની સમજણપૂર્વક વર્તમાનનું નિરીક્ષણ, અને તે ઉપરથી વર્તમાનમાંથી ભવિષ્ય માટે કયું ઇષ્ટ શી રીતે પ્રગટ કરવું તેની ચર્ચા છે. આવા મોટા પ્રયત્નમાં હિંદના રાજ્યપ્રકરણના પ્રશ્નો રહી જઈ શકે નહિ.

નવલકથામાં કેવા પ્રકારના પ્રશ્નોની ચર્ચા કરી શકાય, કયાં સુધી એ ચર્ચા કરી શકાય, તે કયારે કલાને હાનિ કરે, એ પ્રશ્નો રસિક છે પણ આ "સ્વાધ્યાય" માટે પ્રસ્તુત નથી. પણ એક વસ્તુ અહીં કહેવી જોઇએ. નવલકથામાં હરકોઈ એક પાત્રની ઉક્તિ તે કથાના લેખકની ઉક્તિ છે એમ ન ગણી શકાય, જો કે અમુક પાત્રના મુખમાં કર્તા પોતાનું અંગત મંતવ્ય મૂકી શકે. અને તેમ હોય

ત્યારે અનેક પાત્રોમાંથી કર્તાના એ મુખરૂપ પાત્રને બરાબર શોધી કાઢવું જોઇએ. અને એમ કર્તાનું મુખરૂપ પાત્ર હોય ત્યારે પણ, એ પાત્રની બધી જ ઉક્તિઓ કર્તાનાં સાચાં મંતવ્યો છે એમ એક-દમ માની લઈ શકાય નહિ. કર્તા પોતાના પાત્રના સ્વભાવ પ્રમાણે અમુક વિષય સંબંધી એ પાત્રનો અભિપ્રાય આપતો હોય છે. તેનું દરેક પાત્ર પોતાની દૃષ્ટિએ જોઇને બોલતું હોય છે. અને તેથી જ તેની ઉક્તિઓ કર્તાનાં અંગત મંતવ્યો ન ગણાય. પણ આખા પુસ્તક-માંથી, અથવા ખંડશઃ જોઇ શકાય એવી અને પાત્રોની આખી ચર્ચામાંથી, જે મુખ્ય વ્યંગ્યાર્થ નીકળે તે તો કર્તાની પ્રામાણિક માન્યતાનો જ હોવો જોઇએ. એવો સુસંબદ્ધ સુશ્લિષ્ટ કોઈ જ વ્યંગ્યાર્થ ન નીકળતો હોય, કર્તાને પોતાને એ આખી ચર્ચામાં કાંઈ જ કહેવાનું ન હોય, તો હું તેને કર્તાની કલાનો એક મહાન દોષ ગણું.

"સરસ્વતીચંદ્ર"માં આવો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. તેના કર્તાને સ્પષ્ટ વક્તવ્ય હતું અને તે તેમણે કોઇ કોઇ જગાએ તો કલાના આછા જ આવરણથી કહેલું છે. વાર્તાના ભાગો આગળ ચાલતા જાય છે તેમ તેમ તો તેમણે ઘણું કહી નાખવું છે માટે તેની કલાત્મકતાની ચિંતા વિના કહી નાખ્યું છે એટલે એ ભાગોમાં એ વક્તવ્યની પરીક્ષા તત્ત્વદૃષ્ટિએ જ ઇષ્ટ છે.

વાર્તાના આ ભાગમાં કલાનું પડ આછું જ છે. તેથી વાર્તા વાંચનાર સામાન્ય રીતે આ ભાગ તરફ પૂરું લક્ષ આપતો નથી. સામાન્ય વાર્તા વાંચનાર તો આ ભાગ ઘણે ભાગે છોડી દે છે. વાર્તામાં તત્ત્વચર્ચાનો આગ્રહ અતિશયે જઈ પોતાના પ્રયોજનને આ રીતે નિષ્ફળ કરે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. પણ એ વક્તવ્ય વાર્તાના પ્રવાહમાં વિઘ્નરૂપ હોય તો પણ ઉપેક્ષાયોગ્ય નથી. સદ્‌ગત ગોવર્ધનરામ એક ધીર ગંભીર વિચારક હતા. હિન્દ સમાજની

વર્તમાન પરિસ્થિતિને વાસ્તવિકતાના દૃષ્ટિબિન્દુએ જોઈ ઓળખી તેના ભવિષ્યનો વિકાસમાર્ગ નક્કી કરવાની ભવ્ય ધારણાથી તેમણે આ ચર્ચા કરેલી છે. સમસ્ત પરિસ્થિતિ ઓળખવા ઇચ્છનાર તેની ઉપેક્ષા ન કરી શકે.

પ્રો. કામદારે "સરસ્વતીચંદ્ર"ના રાજ્યપ્રકરણી મતોનો અહીં સંપૂર્ણ સ્વાધ્યાય કર્યો છે. તેમણે એ મતોની ઐતિહાસિક દૃષ્ટિએ અને આપણા વર્તમાન રાજ્યપ્રકરણની દૃષ્ટિએ ચર્ચા કરી છે. તેમણે તેમાં ગોવર્ધનરામની ઇતિહાસ ઉકેલવાની વિચક્ષણતા બતાવી છે તેમ જ તેમની સરતચૂકો પણ બતાવી છે. ઇતિહાસદર્શનમાં ક્યાં ક્યાં તેઓ પોતાના સમયના પ્રચલિત અભિપ્રાયથી ખોટા દોરવાઇ ગયા અને વર્તમાન પરિસ્થિતિનું તેમનું દર્શન ક્યાં ક્યાં અપૂર્ણ કે એકપક્ષી હતું તે તેમણે એક સાચા ઇતિહાસના અભ્યાસી તરીકે બતાવી આપ્યું છે. તેમણે પોતાની ચર્ચાથી ગોવર્ધનરામના નિરૂપણમાં રહેલી ગૂઢ વાસ્તવિકતાને પ્રકટ કરી છે, અને તેમ કરીને એ નિરૂપણની રસિકતા અને તેનું કુતૂહલ વધાર્યાં છે.

આ સિવાયના બીજા લેખો બધા જ ઇતિહાસ વિશેના છે, એમ કહીએ તો ચાલે. એ બધામાં તેમણે ગૂજરાત તરફ મુખ્ય દૃષ્ટિ રાખી છે. ગૂજરાતની સંસ્કારિતા શાથી ઘડાઈ, કેવી રીતે ઘડાઇ, તે તેમણે ઐતિહાસિક પૃથક્કરણ કરી બતાવેલું છે. અત્યારે ગૂજરાતની દ્રવ્યોપાર્જનપરતા, જે ગૂજરાત પોતાપરના એક આક્ષેપ તરીકે સ્વીકારી લે છે, તેમાં પણ કયા કયા સાચા રાષ્ટ્રઘટક ગુણો રહ્યા છે, તે તેમણે બતાવ્યું છે. તેમ જ અત્યારે ગૂજરાતમાં ક્ષાત્રત્વ નથી એમ ગણાય છે, પણ ઇતિહાસ જોતાં એવું માનવા જરા પણ કારણ નથી એ તેમણે દર્શાવ્યું છે. આપણા ઇતિહાસો ખોટા લખાય છે, અને સાચો ઇતિહાસ ક્યાં દૃષ્ટિબિન્દુઓથી લખાવો

જોઇએ તે પણ તેમણે ચર્ચેલું છે. તેમણે પોતાની રીતે હિંદના ઇતિહાસનું પણ અવલોકન કરેલું છે, અને ઇતિહાસના ખોટા શિક્ષણથી આપણી રાષ્ટ્રશક્તિ વિશે આપણને કેવા કેવા ભ્રમો ઉત્પન્ન થાય છે તે બતાવેલું છે. તેમ જ ઇતિહાસના અભ્યાસની તટસ્થતા સાથે હિંદના સાચા મમત્વથી તેમણે આપણા ઇતિહાસમાં તરી આવતી આપણી નિર્બળતાઓ, અને સમયપરિવર્તનથી નકામી થઈ ગયેલી નાતો જેવી આપણી સંસ્થાઓ તરફ પણ લક્ષ દોરેલું છે.

કર્તાએ આ લેખોમાં ઇતિહાસનું મુખ્ય લક્ષ શું હોવું જોઇએ તેની ચર્ચા કરેલી છે. અત્યાર સુધી ઇતિહાસો કેવાં કેવાં દૃષ્ટિબિન્દુઓથી લખાતા આવ્યા છે તે તેમણે બહુ સ્પષ્ટ કરી બતાવ્યું છે. તેઓ સામાન્ય રીતે ઇતિહાસનું કામ સંસ્કૃતિનું તે તે સમયનું સ્વરૂપ દર્શાવવાનું છે એમ માને છે. આ સંબંધી મતભેદ હોઈ શકે. કેટલાક, ઇતિહાસ માત્ર હરકોઈ વિષય પરત્વેની એક પર્યેષણ-પદ્ધતિ જ છે એમ કહે છે. પણ આ વસ્તુનિરપેક્ષ દૃષ્ટિ છે. અત્યારે આપણને ઇતિહાસ તરીકે સામાન્ય રીતે જે શીખવવામાં આવે છે, તેનાં અપૂર્ણતાઓ ભ્રમો વગેરે દૂર કરવાને માટે પ્રો. કામદારની દૃષ્ટિ જ આપણને ઉપકારક થાય. આપણો અત્યારે શીખવાતો ઇતિહાસ, જે હેતુ વિનાનો, અથવા વિપરીત હેતુવાળો છે, તે તેમની દૃષ્ટિથી સહેતુક, શુદ્ધહેતુક અને શુભહેતુક બને તેમાં સંશય નથી. આનો અર્થ એવો નથી કે તેઓ ઇતિહાસને દેશાભિમાન કે પરદેશદ્વેષ કે લડાયકતાના પ્રચારનું સાધન ગણે છે. નહિ જ. તેઓ તો તટસ્થ ભાવે પરીક્ષા કરી મેળવેલી હકીકતમાંથી તત્કાલીન સંસ્કૃતિનું પ્રમાણશુદ્ધ દર્શન રજુ કરવા અને તેમાં રહેલાં આશામય બલિષ્ઠ અને ઉપકારક તત્ત્વો, તેમ જ અપૂર્ણતાઓ અને

ખોડો દર્શાવવા ઇચ્છે છે. તેમની સંસ્કૃતિની અંતિમ નેમ સર્વ દેશ અને સર્વ રાષ્ટ્રોનો સહકાર છે.

ખરા ઇતિહાસકારનો તેમનો આદર્શ ઘણો ઊંચો છે. તેઓ કહે છે: "ઇતિહાસકાર પુરાણવિદ્ નથી. તે ચારણભાટ નથી. તે પ્રજાઓનો અને રાજવંશોનો ખુશામતખોર અખબારનવીસ નથી. ઇતિહાસકાર સંસ્કૃતિનો સળંગ ખ્યાલ આપતો અભ્યાસી છે. તે સંસ્કૃતિનાં વિવિધ મૂળોને સંગ્રથિત કરી તેને એક વાટિકા તરીકે ઓળખાવનાર મહાપુરુષ છે. તે વર્તમાન સંસ્કૃતિનું સમર્થન કરનાર મુખ્ય પુરુષ છે. તે ત્રણે ય કાળોને સમગ્રતા અર્પનાર સમર્થ દ્રષ્ટા છે. તેથી તે માનવ બળનો પ્રેરક છે. તે યુગનો સર્જક છે. આટલે અંશે તે સાહિત્યના જ્યોતિને અખંડ રાખનાર સંસ્કૃતિના મંદિરનો અનન્ય પૂજારી છે." ઇતિહાસકાર શા માટે દ્રષ્ટા કહેવાય છે, શા માટે સાહિત્યકાર કહેવાય છે તે આ ઉપરથી સ્ફુટ થશે.

પ્રો. કામદારનો છેલ્લો નિબંધ નર્મદ વિશે છે. આદ્ય ગૂજરાતી ઇતિહાસલેખકને એક ઇતિહાસના સાચા અભ્યાસીની એ અંજલિ છે. તેમાં પ્રો. કામદારે નર્મદની ઇતિહાસલેખનપ્રવૃત્તિને સંપૂર્ણ ન્યાય આપ્યો છે, અને એ દૃષ્ટિએ તેમનો લેખ નર્મદ ઉપરના બીજા બધા સાહિત્યથી જુદો પડી આવે છે.

આ "સ્વાધ્યાય"થી પ્રો કામદારે ગૂજરાતના બે મોટા ઇતિહાસ-દૃષ્ટિવાળા લેખકોનું વિવેચન કરી બન્નેના લેખોનું મહત્ત્વ વધાર્યું છે, હિંદના અને ગૂજરાતના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પાડ્યો છે, અને આપણા ઇતિહાસનો અભ્યાસ કરવાને અનેક દૃષ્ટિબિન્દુઓ આપ્યાં છે. ઇતિહાસનો અભ્યાસ તેમણે વધારે રસિક અને વધારે રહસ્યવાળો કરી બતાવ્યો છે.

૨૬-૮-૩૯ રામનારાયણ વિ. પાઠક

# શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | નોંધમાં છઠ્ઠી | તમા | તં તમા |
| ૨૨૬ | આઠમી | અચ્યુત | અછૂત |
| ૨૨૯ | છઠ્ઠી | ૧૯૩૩ | ૧૮૮૯ |
| ૨૨૯ | સાતમી | ૧૯૩૩ | ૧૮૩૩ |
| ૨૩૩ | અઢારમી | પાંખડી | પાખંડી |

# અનુક્રમણિકા


નિવેદન ...૫–૭

ઉપોદ્ઘાત (પ્રો. રામનારાયણ વિ. પાઠક) ...૯–૧૩

"સરસ્વતીચંદ્ર"નું રાજકારણ ... ૧–૧૪૪

ગૂજરાતના સંસ્કારિત્વનું ઘડતર ... ૧૪૫–૧૮૫

ઇતિહાસનું પરિશીલન... ... ૧૮૬–૨૦૬

ગૂજરાતમાં ઇતિહાસનું અધ્યયન ... ૨૦૭–૨૧૯

આપણા દેશનો ઇતિહાસ : એક સમર્થન ... ૨૨૦–૨૨૮

"સમયમૂર્તિ" નર્મદ ... ૨૨૯–૨૫૫

નર્મદનો "રાજયરંગ" ... ૨૫૬–૨૬૧

# સ્વાધ્યાય

## "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ

[ આ લેખનો સાર લેખકે વડોદરા સાહિત્યસભાસમક્ષ સદ્‌ગત મટુભાઈ કાંટાવાળાના પ્રમુખપદે જયસિંહરાવલાયબ્રેરીના હૉલમાં તા. ૭-૪-૧૯૩૩, શુક્રવારે સાંજરે આપ્યો હતો. ]

### પ્રયોજન

વડોદરાની ગૂજરાતી સાહિત્યસભાના સેક્રેટરિએ જ્યારે મને ભાષણ વિષે કહ્યું ત્યારે મેં વિચાર કર્યો કે મારું વક્તવ્ય ગૂજરાતના સાહિત્યના કોઇ પણ પરિચિત અને તેની સાથે પ્રજાને ઉપયોગી થાય તેવા વિષય ઉપર હોવું જોઇએ. વિશેષ વિચાર કરતાં મને એમ જણાયું કે આ વિષય માટે મારે 'સરસ્વતીચંદ્ર'નું રાજકારણ રાખવું. ઘણી વાર ભાષણ એક વેઠ તરીકે કાઢી નાખવામાં આવે છે અને

શ્રોતૃવર્ગ બે ચાર ઘડી આનંદ પામે, તેનો પ્રાકૃત વર્ગ તાળીઓ પાડી 'વાહવાહ' બજાવે, અને વક્તાને કે શ્રોતાને, એમાંથી કોઇને વ્યાખ્યાન ચાલતું હોય ત્યારે કે વ્યાખ્યાન થઇ રહે ત્યાર પછી ઘેર ગયા કેડે જરી પણ તે વિષય ઉપર વિચાર કરવો પડે નહીં કે વિષયને કોઇને પણ વધારે વીગતવાર તપાસવાનું મન ન થાય, એવી રીતે વ્યાખ્યાનના વિષયની પસંદગી કરવામાં આવે છે. મને આવી મનોવૃત્તિ તરફ તિરસ્કાર છે. તેથી જ મેં મારા વ્યાખ્યાન માટે આવો જુદો વિષય પસંદ કર્યો છે.

કૉલેજમાં ઇતિહાસ વગેરેના પ્રોફેસરોનું કામ કરતા લોકોની તો આ વિષય પરત્વે જવાબદારી વધારે કહેવાય. ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને રાજ્યનીતિશાસ્ત્રના પ્રોફેસરો માટે ગૂજરાતનાં અને હિંદનાં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર, એ વિષયો વિચારયોગ્ય હોઈ શકે એ એક સાધારણ માન્યતા છે. પણ મારા મત મુજબ ગૂજરાતના સંસ્કારિત્વના ઇતિહાસમાં જે જે અભ્યાસીઓએ, લેખકોએ, ગ્રંથકારોએ, અને જેમને આપણે 'સાક્ષર' એવા બહુ વગોવાતા સંબોધનથી ઓળખીએ છીએ તે લોકોએ આપણા ભૂતકાળ ઉપર કે ભવિષ્યકાળ ઉપર જે ઊંડા વિચારો કરેલા હોય તેમનું શાસ્ત્રીય પૃથક્કરણ કરવુ, એ પણ ઇતિહાસ વગેરેના ગૂજરાતી પ્રોફેસરોનું ખાસ કર્તવ્ય છે. અલબત્ત, તે માટે તેમને ગૂજરાતીનું સારું જ્ઞાન હોવું જોઈએ. પણ ગૂજરાતી બોલતો કોઈ પ્રોફેસર એવું જ્ઞાન હાલ ન ધરાવે તો તે માટે પોતાની યોગ્યતાની તેટલી ઊણપ સિવાય બીજું શું હોઈ શકે? કારણ કે આપણો ઇંગ્રેજીનો ગમે તેટલો ઊંડો અભ્યાસ હોય, છતાં એટલું તો કહેવું જોઇએ કે આપણે તે પરભાષામાં આપણા વિચારો કદિ પૂરેપૂરા દર્શાવી શકીએ નહીં. આપણા પ્રોફેસરોનું ગૂજરાતની જનતાને આવા વિષયો ઉપર વધારે જ્ઞાન આપવાનું ખાસ કર્તવ્ય કહી શકાય. પ્રોફેસરો એ કાર્ય ન કરે તો પછી બીજા કોણ એ

દિશામાં કાંઈ પણ કરવાના હતા ?

મારા વિષય માટે ઉપલાં કારણો માત્ર પૂરતાં નહોતાં. હું નાનો હતો ત્યારથી મને 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા અને તેથી વધારે ચોથા ભાગ ઉપર ખાસ પ્રીતિ છે. હું જ્યારે જ્યારે ત્રીજા ભાગનાં પાનાં ફેરવું છું કે જ્યારે જ્યારે ચોથો ભાગ વાચું છું ત્યારે દરેક વાર મને એમ લાગે છે કે આ વિષયમાં ગૂજરાતી વિવેચકોએ હજુ ઘણું કરવાનું છે. ગોવર્ધનરામ જેવા સમર્થ ચિંતકને ગૂજરાતે યોગ્ય ન્યાય કર્યો નથી. ગોવર્ધનરામના વ્યક્તિત્વ વિષે આપણે ઘણું જાણતા હઈશું અને ભવિષ્યમાં વધું જાણશું : પણ તેના વિચારને, તેની પ્રતિભાને, તેના આર્ષ દર્શનને, આપણે માટે હરવખત નવો ઓપ આપવાની જરુર રહેશે. ૨૭૦ પાનાંના તેમના ઉપર લખવામાં આવેલા બહુ નવો પ્રકાશ પાડવાની ઇચ્છા છતાં તેવું ખાસ નહીં કરતા 'શ્રીયુત ગોવર્ધનરામ એમના જીવનની ટુંકી કથા અને તુલના' એ નામના પુસ્તકમાં જણાવ્યું છે તેમ જો "કલિકાલમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ 'સરસ્વતીચંદ્રપુરાણ' રચ્યું" એમ હોય તો એ નવા પુરાણની કૃતિની ખાતર અને 'સરસ્વતીચંદ્ર'માં આપેલી બીજી અનેક, ભૂત, વર્તમાન અને ભવિષ્યની રાજકારણી બાબતો માટે મહાભારત ઉપર જેમ ટીકાઓ થઈ છે તેમ તે ઉપર પણ થોડાંઘણાં વિવેચનો અવારનવાર થવાની જરુર છે. મારું વિવેચન એવાં જરુરી લાગતાં ઘણાં વિવેચનો માંહેલું એક વિવેચન છે અને તે વિવેચન કરવામાં ગોવર્ધનરામના અક્ષરદેહ તરફ મને માન છે, તે સિવાય બીજો કોઈ સ્વાર્થ નથી. ગોવર્ધનરામ જેવા સમર્થ બુદ્ધિવાળા લેખકની શક્તિનું માપ કદિ પરિપૂર્ણ તો થઈ

શકે જ નહી અને તેવી પરિપૂર્ણતા આ પ્રયત્નમાં છે તેવો દાવો મારા સ્વભાવવાળો માણસ કદિ કરે પણ નહી.

## "સરસ્વતીચંદ્ર"ની વસ્તુરેખા

હું વિષય શરુ કરું તે પહેલાં 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુરેખા અહી દર્શાવી જાઉં, જો કે તેમાં થોડીક પુનરુક્તિ જેવું તો થશે. સહુ કોઇ જાણે છે તેમ મુંબઇના લક્ષ્મીનંદન નામના એક ધનાઢ્ય બ્રાહ્મણ વેપારીને ચંદ્રલક્ષ્મી નામે સ્ત્રીથી સરસ્વતીચંદ્ર નામે પુત્ર થયો. તે પુત્ર ૧૭-૧૮[૧]મે વર્ષે તો એમ. એ. થયો, અને બે વર્ષે એલએલ. બી. અને બેરિસ્ટર[૨] થયો. તેનું અંગ્રેજી અને સંસ્કૃત જ્ઞાન અગાધ હતું. તેમાં પણ સાહિત્યનું જ્ઞાન ઉત્તમ હતું. એ સરસ્વતીચંદ્રનું સગપણ[૩] પંદરમે વર્ષે ગૂજરાતમાં દરિયાકાંઠા ઉપર અને જંગલનજીક આવેલા 'રત્નનગરી'ના સંસ્થાનના[૪] ગ્રેજ્યુએટ અમાત્ય વિદ્યાચતુર અને તેની સ્ત્રી ગુણસુંદરીની મોટી પુત્રી વિદુષી, ગરવી, નરમ, અને બાળવિધવા સુંદરના હાથમાં ઉછરેલી કુમુદસુંદરીની (જેનું વય સગપણ વખતે ૧૪ વર્ષનું હશે) સાથે થએલું હતું; પણ સાવકી મા ગુમાનની ઇર્ષ્યાથી સરસ્વતીચંદ્રે એક વાર મુંબઇ નગરી છોડી દીધી અને બાપની લક્ષ્માની હુંફ સિવાય દુનિયાનો અનુભવ લેવા નવાયુગના 'વૈરાગી' અથવા સંન્યાસીનું જીવન ગાળવાનો નિશ્ચય કર્યો, જે નિશ્ચય કુમુદની સાથે વિવાહ થએલો તેથી અને બાપની પ્રીતિથી પ્રથમ ઉપશમદશામાં રહ્યો હતો[૫]. કુમુદસુંદરીનું દર્શન કે અભિજ્ઞાન સરખું ન હોવા છતાં પિતાએ કરેલો વિવાહ[૬] સરસ્વતીચંદ્રે સ્વીકાર્યો. પિતાની તૃપ્તિ વિના બીજું

---

૧. ભાગ ૧ લો, ૨૧૩. ૨. ભાગ ૧ લો, ૨૪૧. ૩. ભાગ ૧ લો, ૨૧૨. ૪. ભાગ ૨ જો, ૩૨. ૫ ભાગ ૧ લો, ૨૪૦. ૬. ભાગ ૪ થો, ૫૧૭.

કાંઈ પ્રયોજન તેને ન હતું. તેની વાસનાઓ નાનપણથી ઘર છોડવા અને સંસારના મર્મભાવ જોવા માટે પ્રયાસ કરવાની હતી. પણ સરસ્વતીચંદ્રની કુમુદ ઉપરની પ્રીતિ વધારે જોરવાળી નીવડી. મુંબઇમાં તો તેણે એટલો જ વિચાર કર્યો હતો કે રત્નનગરી જવું અને અજ્ઞાતરૂપે કુમુદસુંદરીના મનની ઇચ્છા જાણી લેવી; જો કુમુદની પ્રીતિ પ્રજ્વલિત હોય તો તેની પાસે છતા થવું અને તેના પિતાને મળવું. જો એ અનુકૂળ થાત તો સરસ્વતીચંદ્ર કુમુદને સાથે લઇ જાત. કુમુદના પિતા અનુકૂળ ન થયા હોત તો કુમુદ પોતે પોતાનુ પ્રારબ્ધ નક્કી કરવા સમર્થ થાત ત્યાં સુધી સરસ્વતીચંદ્ર પોતાની ઇષ્ટયાત્રામાં મગ્ન રહેત, અને સમયપરિપાક થતાં કુમુદને પોતાની સાથે રાખત. પણ તેમ ન થયું, કારણ કે સમુદ્રમાર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા; અને રત્નનગરી તે ગયો ત્યારે કુમુદ તો સુવર્ણપુર પહોંચી ગઇ હતી. આ બાબત હું અહીં મૂકું છું, કારણ કે સામાન્યત: વાચકને ચોથા[૧] વિભાગમાં આપેલી આ હકીકતની જાણ હોતી નથી.

સરસ્વતીચંદ્રે મુંબઈ છોડતી વખતે વિદ્યાચતુરને કુમુદને મરજી પડે ત્યાં પરણાવવાનું લખ્યું હતું.[૨] તેથી વિદ્યાચતુરે લાંબો વિચાર કર્યા વગર બાળક જણાતી કુમુદને સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનના પુત્ર, માયાળુ, પ્રીતિયોગ્ય, પણ મનસ્વી, અણસમજુ, વિદ્યા તથા સંસ્કારવગરના, કાચા કાનના, કાચી બુદ્ધના[૩] પ્રમાદધન વેરે પરણાવી દીધી. વિદ્યાચતુરના બાપ માનચતુરે કહ્યું કે સરસ્વતીચંદ્ર જડે તો પણ કુમુદ તેની સ્ત્રી તરીકે ઓરમાન સાસુ ગુમાન હશે ત્યાં સુધી સુખી નહી થાય, જો કે વિદ્યાચતુરને ભાન થતાં વિચાર થયો, પણ હા કહેલી તેથી પછી ના થઈ નહીં. કુમુદે વિવાહ અને લગ્ન સામે

૧. ભાગ ૪ થો, ૫૩૨. ૨. ભાગ ૧ લો, ૧૦. ૩. ભાગ ૪ થો, ૭૦૩.

પોતાના હૃદયનો વિરોધ પ્રગટ કર્યો નહીં અને લગ્ન થતાં તે સાસરે ગઈ. સરસ્વતીચંદ્રને રત્નનગરી જતાં ખબર પડ્યા કે કુમુદ તો પરણીને સુવર્ણપુર પહોંચી ગઇ છે; એટલે સરસ્વતીચંદ્ર કુમુદને [1]આકર્પણે દરિઆવાટે સુવર્ણપુર પહોંચ્યો અને માત્ર માસને એક દિવસે[2] બુદ્ધિધનના ઘરનો પ્રથમ માત્ર જમવા પૂરતો અને પછી સૂવાબેસવા માટે પણ મેમાન થયો અને રાજા ભૂપસિંહનો રૂ. ૧૦૦)[3] ના પગારથી હજુર ઑફિસનો શીરેસ્તેદાર બન્યો. બુદ્ધિધનના ઘરમાં અને કુમુદના સૂવાના ઓરડાની નજીકમાં જ નવીનચંદ્ર — સરસ્વતીચંદ્ર ચૈત્ર શુધ્ધ બીજ સુધી રહ્યો. પછી મિત્ર ચંદ્રકાન્તનો કાગળ આવતાં તે ભદ્રેશ્વર જવા નીકળી પડ્યો. પણ રસ્તામાં મનોરીઆ ગામ આગળ ત્રિભેટા પાસે તે લુંટાયો અને જંગલમાં નીકળી પડેલા સુંદરગિરિના વિષ્ણુદાસ બાવાના મઠના બાવાઓએ તેને અરધી મુએલી દશામાં ભયંકર રાત્રિએ ઉપાડી લઈ સુરગ્રામ, યદુશૃંગ વગેરે સુંદર જગ્યાઓ ઉપર મૂકી દીધો. અહિં તેને ભક્તિસંપ્રદાય, યોગદશા, બાવાઓના નવા પંથની સૂક્ષ્મ ભાવનાઓ, ધર્મભાવનાનું રહસ્ય, બ્રહ્મચર્ય, એમ પ્રત્યક્ષ અનુભવ થયો. દરમ્યાન, કુમુદ પોતાની માને મળવા જતી હતી તે બહારવટિયાઓના હાથથી બચી તો કાંઇક[4] ઇચ્છાથી, તો કાંઇક દુષ્ટ બુદ્ધિના[5] બહારવટીઆ પ્રતાપની લુચ્ચાઇથી, સુભદ્રાનદીમાં પડી ગઇ; રત્નનગરીના રાજા મણિરાજના ભાયાત સામંતના પુત્ર મૂળરાજે તેને પ્રતાપના હાથમાં જતી બચાવી લીધી, અને જો તેનો બીજો હાથ સાબુત હોત તો કુમુદને તે રત્નનગરી સહીસલામત પહોંચાડી દેત. પણ તે હાથ તેણે મલ્લરાજના પુત્ર મણિરાજ સાથેના[6] યુદ્ધમાં ગુમાવ્યો હતો. તેથી કુમુદ તણાઈ ગઇ. દરિયાના સંગમ પાસે તણાતી કુમુદ વિષ્ણુદાસ બાવાના અલખમતના પૂરા અધિકારી સાધુ વિહારપુરીની

---

૧. ભાગ ૧ લો, ૩૪૩. ૨. ભાગ ૧ લો, ૧. ૩. ભાગ ૧ લો, ૨૬૫. ૪ ભાગ ૨ જો, ૨૦૫. ૫. ભાગ ૨ જો, ૨૦૬. ૬ ભાગ ૩ જો, ૩૪૪–૪૫.

સ્ત્રી ચંદ્રાવળી તથા બીજી ગોંસાઇણોના હાથમાં આવી. તેમણે મધુરી — કુમુદના હૃદયનો ઉદ્ધાર કર્યો અને વસંતગુફામાં તેને સરસ્વતીચંદ્રનો મેળાપ કરાવ્યો. દરમ્યાન વર્તમાનપત્રોથી, લક્ષ્મીનંદન શેઠના સાળા ધૂર્તલાલના જાસુસોની પ્રવૃત્તિઓથી,[1] ચંદ્રકાંતના પ્રયાસોથી, અને સુંદરગિરિના બાવાઓના યત્નોથી સાધુ નવીનચંદ્ર સરસ્વતીચંદ્ર છે, એવી બધાંને ખાતરી થઇ. સૌ લોકો સુંદરગિરિ ઉપર આવ્યા. સરસ્વતીચંદ્ર છતો થયો. વૈશાખ માસમાં કુમુદની દરમ્યાનગીરીથી કુસુમ સરસ્વતીચંદ્રની પત્ની થઇ. એ બંનેએ કુમુદને માતા[2] તરીકે સ્વીકારી અને ચંદ્રાવળીમૈયા અને વિહારપુરીના જેવું માનસિક લગ્ન જીવનના ધ્યેય તરીકે રાખ્યું.[3] તેમણે લોકકલ્યાણનો માર્ગ લીધો. એકાદ વર્ષ પછી વહુવેલી ગુમાને મુંબઇમાં વાલુકેશ્વરની મહાપૂજા કરાવી. તે વખતે કુમુદ બેનને ઘેર આવી. આ વેળા સરસ્વતીચંદ્ર કાશીના કોઇ પરમહંસ પાસે ઊંડો બોધ લેતો હતો. રાત્રે સમુદ્રની મીઠી લહેર ખાતાં તેને સ્વપ્ન લાધ્યું કે — 'કુસુમ, આખો દેશ જ્યાં સુધી પૃથ્વી ઉપર સૂવે છે અને તેને પહેરવાને વસ્ત્રો નથી અને ખાવાને અન્ન નથી ત્યાં સુધી આપણે આ પલંગ, આ મિષ્ટાન્ન, અને આ વસ્ત્ર શાં ! भूतलशय्या तरुतलवासः कस्य सुखं न करोतु विरागः આટલું બોલે છે તેની સાથે પલંગનો પથરો થઇ ગયો. અને બેનાં શરીર ઉપરનાં વસ્ત્રોની કંથાઓ થઇ ગઇ ને સ્વપ્ન પૂરું થયું.' આવું મીઠું સ્વપ્નું સરસ્વતીચંદ્ર અનુભવતો હતો તે જ વખતે કુસુમ આરતી લઈ તેની પાસે ગઈ અને ગોપીજનોએ કૃષ્ણને જે શબ્દોમાં સંબોધ્યા હતા તે જ શબ્દોમાં जयति तेऽधिकं जन्मना जगत् श्रयत इन्दिरा शश्वदत्र वै ।

---

૧. ભાગ ૪ થો, ૭૬૩; કર્તાને શંકાપુરી સાધુને પ્રથમ પ્રમાદધન કરવો હતો; જુઓ **સમાલોચક**, જુલાઇ, ૧૯૦૭ પા. ૧૦૪.
૨. ભાગ ૪ થો, ૮૪૧-૮૪૨. ૩. ભાગ ૪ થો, ૮૪૭.

દયિત દૃશ્યતાં દિક્ષુ તારકાસ્ત્વયિ ધૃતાસવસ્ત્વાં વિચિન્વતે સરસ્વતીચંદ્રના કાર્યમાં શ્રીકૃષ્ણના કાર્યનું રૂપાંતર કલ્પી,' પતિઉર ભણી, નદી સમુદ્રમાં ધસે તેમ, ધસતી અધિરી બનેલી મુગ્ધા, લજ્જાને પ્રથમ છોડી સુતેલા પતિના રાત્રિના કમળપુટ પેઠે બીડાએલા અધરપુટ પોતાના અધરને બીજી આરતી પેઠે ધરવા જાય છે ને એનું પોપચું કંઇક ઉઘડતું દેખે છે ત્યાં એને ચમકાવનાર શબ્દો — 'ઘેલી મારી કુસુમ' — કુસુદના શબ્દો —પાછળ સંભળાયા. એ જ વેળા ઓરમાન સાસુ ગુમાન પુત્ર–પુત્રવધૂના નૈષ્ઠિક બ્રહ્મચર્ય-સેવનથી વંશવૃદ્ધિને હરકત આવશે એ ભય અને શંકા[1] હવે નહીં રહે એવી વધામણી પુત્રઘેલા શેઠ લક્ષ્મીનંદનને આપવા દોડી ગઇ, દોડતાં દોડતાં પડતી રહી ગઇ, છેવટે શેઠ પાસે પહોંચી ગઇ અને બધાં ભેઠાં હતા એટલે શેઠના કાનમાં જ ઉતાવળું કંઇક અમૃતવચન કહી દીધું.[2] એવી રીતે વસ્તુ પૂરું થાય છે.

## કથાસમય: ૧૮૫૭ થી ૧૮૯૯.

ઉપરની હકીકતથી એટલું તો જણાઇ રહેશે કે 'સરસ્વતીચંદ્ર'ની કથાના વૃત્તાંતો માઘ માસમાં શરુ થાય છે અને બીજા વરસના વૈશાખ માસમાં તેમની પૂર્ણાહુતિ થાય છે. પણ બીજી દૃષ્ટિએ તે કથાના વૃત્તાંતો એટલી ટુંકી મુદતમાં પૂરા થતા નથી અને એ બાબત આપણા વિષય પરત્વે ખાસ યાદ રાખવાની જરુર છે. પહેલા ભાગમાં ગ્રંથકાર બુદ્ધિધનના જીવનઇતિહાસનું આલેખન કરે છે, બીજા ભાગમાં વિદ્યાચતુરની જીવનરેખા રજુ કરે છે, અને ત્રીજા ભાગમાં મલ્લરાજ અને જરાશંકરનું રત્નનગરીનું રાજ્યતંત્ર વર્ણવે છે. જો તે જ ભાગમાં વર્ણવેલા નાગરાજનો અમલ આપણે સાથે

---

૧. ભાગ ૪ થો, ૮૪૬–૮૫૦. ૨. ભાગ ૪ થો, ૮૪૯

વિચારીએ તો 'સરસ્વતીચંદ્ર'ની કથા ઈ. સ. ૧૮૫૮ પહેલાં શરુ થાય છે. આપણે એમ કહી શકીએ કે 'સરસ્વતીચંદ્ર'ની કથાનો સમય ઈ. સ. ૧૮૫૭ના કાળથી શરુ થાય છે અને તે ઈ. સ. ૧૮૯૯-ની સાલમાં પૂરો થાય છે.

ચોથા ભાગમાં ગોવર્ધનરામ પાંડવો કૌરવો, શ્રી કૃષ્ણ, પાંચાલી, કુંતી, ધર્મરાજા, ભીમ, અર્જુન સહદેવ, નકુળ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, ભીષ્મપિતામહ, પરશુરામ વગેરે પ્રાચીન હિંદની સંસ્કૃતિના સૂક્ષ્મ આત્માઓને રજુ કરે છે. પણ એ સૃષ્ટિનો કાળ કથાના મૂળ વસ્તુમાં સમાઈ શકે નહીં તેથી હું તેને ગણતરીથી બાતલ રાખું છું.

## "સરસ્વતીચંદ્ર" ગ્રંથનો મુખ્ય આશય રાષ્ટ્રના સંગઠનની ચર્ચા

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે રાજકારણનો વિષય ગ્રંથકર્તાએ માત્ર ચોથા ભાગમાં ચર્ચ્યો છે. પણ તે માન્યતા ભૂલભરેલી છે. સૂક્ષ્મ દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો તુરત જણાઇ રહેશે કે તે વિષય તો ગોવર્ધનરામભાઇએ બધા ભાગોમાં ચર્ચ્યો છે. મારા મત મુજબ તો લોકકલ્યાણનું રહસ્ય, તેની સિદ્ધિ, તે સિદ્ધ કરવાના ઉપાયો, તે સામે નડતી સામાજિક, ધાર્મિક, અને રાજકારણી મુસ્કેલીઓ, સારી રાજ્યવ્યવસ્થા, રાજાપ્રજાના પરસ્પર ધર્મો, શુદ્ધ રાજત્વનાં લક્ષણો, તાલુકદારો, જીવાઇદારો, અને ભાયાતોનો રાજાઓ સાથેનો સંબંધ, ચક્રવર્તી સત્તા, રાજસ્થાની પ્રજા, બ્રિટિશ હિંદની પ્રજા, સારાંનરસાં રાજસ્થાનોના કારભારો, ખરાબ રાજસ્થાન સારા રાજસ્થાનની કોટિમાં કેમ આવે છે અને સારું રાજસ્થાન વિશેષ સારું કેમ થઇ શકે છે, વગેરે સવાલોનો વિચાર અને એ બધી સિદ્ધિનો મુખ્ય આધાર[1] સૂક્ષ્મ પ્રેમબંધનથી જોડાએલા અનેક

---

૧. ચોથો ભાગ, ૪૬૬.

દંપતીસમૂહો ઉપર, રાજારાણીના શુદ્ધ આચારવિચારો ઉપર, અમાત્યોના પવિત્ર જીવનવ્યવહાર ઉપર, અને પવિત્ર કૌટુંબિક જીવન, લોકકલ્યાણ અને રાજત્વ, એ બધાંનો નિકટ સંબંધ ફિલસૂફીની દૃષ્ટિએ રજુ કરનાર વિષ્ણુદાસ બાવા જેવા योगः कर्मसु कौशलम् એ જીવનમંત્રને સમાજ સમક્ષ રજુ કરનાર ધર્માચાર્યોના એકાંત નિવાસ અને તેના સમાજ સાથેના પરિચય ઉપર આધાર રાખે છે તેવું દર્શન રજુ કરવાનો ગ્રંથકારનો મુખ્ય આશય હતો એ વિચારીએ તો 'સરસ્વતીચંદ્ર' નો મુખ્ય હેતુ રાષ્ટ્રના સંગઠનની ચર્ચા છે એ ચોક્કસ છે.

આ બાબતને આપણે જરા વધુ જોઇએ. પ્રથમ ભાગમાં સુવર્ણપુરનામે સડેલ સંસ્થાનને પ્રપંચથી, કર્તવ્યબુદ્ધિથી અને સૌભાગ્યદેવી જેવી સુશીલ અને પવિત્ર સ્ત્રીના સહવાસથી પોતાને પવિત્ર માનતો બુદ્ધિધન રસેલ અને રસ્કિન જેવા ઇંગ્રેજોની મદદથી વ્યવસ્થિત બનાવી શકે છે, મુંબઇનો સરસ્વતીચંદ્ર આ સમાજમાં 'નવીનચંદ્ર' તરીકે નવીન અનુભવ મેળવે છે અને કુમુદસુંદરીના પ્રમાદધનની સાથેના નવા સંબંધમાં વિસંવાદિતા જોઈ પોતાના મનોરાજ્યના બળને વિશુદ્ધ બનાવવાનો ભગીરથ પ્રયત્ન કરે છે. રાજકારણની આ પ્રથમ ભૂમિકા છે.

બીજા ભાગમાં ગુણસુંદરી જેવી ગુણિઅલ સ્ત્રી વિદ્યાચતુરનો કુટુંબભાર હલકો કરે છે અને તેથી જરાશંકરના અને મહારાજા મલ્લદેવના ઠરેલ અનુભવથી ક્યારનું યે વ્યવસ્થિત થએલું રત્નનગરીનું રાજ્યતંત્ર મણિરાજના અમલ નીચે વિશેષ પ્રગતિ કરતું આપણને માલમ પડે છે. પ્રથમ ભાગમાં સૌભાગ્યદેવી બુદ્ધિધનની બુદ્ધિને સુવર્ણપુરના કલિયુગનો બંદોબસ્ત કરવામાં સરળતા કરી આપે છે તો બીજા ભાગમાં ગુણસુંદરી વિદ્યાચતુરને અને ત્રીજા ભાગમાં કમળારાણી મણિરાજને રત્નનગરીના રાજ્યશાસનમાં પ્રેરક બળ અને

વિશુદ્ધ ભાવના આપે છે. પ્રથમ ભાગમાં રાજકારણની શુદ્ધિ અને કુટુંબની શુદ્ધિ, હિન્દપુત્રોની બુદ્ધિ અને ઇંગ્રેજ સહૃદયતા, એનો સંબંધ બતાવવામાં આવ્યો છે, બીજા ભાગમાં બંનેનો નવીન જમાનાને અનુસરતો વિકાસ બતાવવામાં આવ્યો છે, ત્રીજા ભાગમાં ગ્રંથકર્તા વાચકને જૂના અને નવા જમાનાના વાતાવરણમાં એકદમ સાથે સાથે મૂકી દે છે, અને સામંત ભાયાત મૂળરાજનું બહારવટું, ઇંગ્રેજો સાથે દોસ્તી સૂચવતો જરાશંકર અને તેને સાધતો રાજા મલ્લરાજ, ઇ. સ. ૧૮૫૭–૫૮ નાં વર્ષોમાં હિંદદેશે અનુભવેલી સંક્રાંતિ અને વિષ્ણુદાસના મઠનું લખ–અલખ દર્શન, એ ચર્ચા કરીને, ચાર પાંચ મુદ્દાઓવાળા રાજકારણને ગ્રંથકર્તા વાચક પાસે રજુ કરે છે.[1]

આવી રીતે, ચોથો ભાગ શરુ થાય છે ત્યારે રાજકારણની બધી ભૂમિકાઓને તૈયાર કરેલી આપણે અનુભવીએ છીએ. સુવર્ણપુરમાં ભૂપસિંહ અને બુદ્ધિધન કુલ સત્તા ઉપર છે, રત્નનગરીમાં મણિરાજ અને વિદ્યાચતુર પોતાનાં કર્તવ્યોમાં લીન થઇ ગયા છે. પણ બંને રાજસ્થાનોના કારભારીઓનાં મન વિહ્વળ છે. બુદ્ધિધનની પત્ની સૌભાગ્યદેવી અને તેનો અણસમજુ પુત્ર પ્રમાદધન મરી જાય છે અને કુમુદના તણાયાના ખબર મળે છે. વિદ્યાચતુરને તો કુસુમના વિવાહની ચિંતા બાઝે છે. તે જ વખતે રત્નનગરીમાં મુંબઇગરા ચંદ્રકાન્ત, વીરરાવ ધંપાટે અને રાજસ્થાની વિચારકો — પ્રવીણદાસ, શંકરશર્મા, મણિરાજ, વિદ્યાચતુર અને રાણો ખાચર, રાજસ્થાનો અને ચક્રવર્તી બ્રિટિશ સરકારનો સંબંધ નક્કી કરે છે, તો સુંદરગિરિ ઉપર સરસ્વતીચંદ્ર વિષ્ણુદાસ બાવા પાસે લોકકલ્યાણનો માર્ગ પામે

---

૧. વસ્તુતઃ ત્રીજા વિભાગને ગ્રંથકર્તાએ પહેલા વિભાગ તરીકે રાખવો જોઇતો હતો. 'સરસ્વતીચંદ્ર'ના વસ્તુની ગુંથણીમાં આવી ઘણી ત્રુટીઓ નજરે પડે છે. પણ તેનો વિચાર અહીં થઈ શકે નહીં.

છે. પરિણામે સમસ્ત ગ્રંથનો કેન્દ્રસ્થ વિષય એટલે કે રાષ્ટ્રસંગઠન પરિપાક પામે છે. ઓગણીસમી સદીનો સરસ્વતીચંદ્ર 'નવીનચંદ્ર' નામે વીસમી સદીના લોકકલ્યાણના રાજકારણનો અનેરો આગેવાન બને છે. કુસુદસુંદરી તેને 'મહાત્મા' કહી અનેક વાર વિચારે છે અને સંબોધે છે. તે વેપારીઓનો, વર્તમાનપત્રકારોનો, સાહિત્યકારોનો, હિંદહિતચિંતક ઇંગ્રેજી રાજ્યકારણીઓનો, સંસ્થાનોની પ્રજાઓનો, બ્રિટિશ પ્રજાનો, બ્રાહ્મણોનો, ક્ષત્રિયોનો, વૈશ્યોનો અને શૂદ્રોનો એકલક્ટો આગેવાન બને છે. જૂના જમાનાને નવા જમાનામાં ફિલસુફીની દૃષ્ટિએ સમાવી દેનાર યોગી અને તપસ્વી વિષ્ણુદાસ બાવો તેને પોતાના મઠનો ભાવી અધિષ્ઠાતા બનાવે છે. વીસમી સદીની જાદવાસ્થળીનો અને તે પછી પરિણમનાર બ્રાહ્મ યુગનો તે સ્વપ્નદ્રષ્ટા બને છે. લોકકલ્યાણનો માર્ગ જડતાં સરસ્વતીચંદ્ર તેમાં પરોવાઈ જાય છે અને જાજરમાન કુસુમ તેનો સહચાર કરે છે. એ લોકકલ્યાણની ભૂમિકાનો પ્રથમ પ્રવાહ જ આપણી પાસે ગ્રંથકાર રજુ કરે છે. ગ્રંથગુંથનનું મુખ્ય પ્રયોજન તે જ હતું. તેથી તે સાથે જ ગ્રંથ સમાપ્તિ પામે છે; વાચક પોતના ગૃહજીવનને લોક-કલ્યાણના આદર્શસિદ્ધાંતો સાથે ઘટાવવા અનન્ય રીતે પ્રેરાય છે; અને રાજકારણ, રાષ્ટ્રજીવન, સમાજનો ઘાટ, અને ધર્મભાવના બધાં એકરસ થઈ જાય છે.

અલખ રહ્યાં ગુણ શક્તિ નિરંતર
દેશકાળમાં સ્થળે સ્થળે;
તે સઉ અલખ જગાવું હવે હું !
અલખ બનો લખ ભલે ભલે !
અલખ જગવવા હુ અધિકારી !
લક્ષ્મી મારી ભસ્મ કરૂં !
**જનતા તે મુઝ ભવ્ય દેહ. ત્યાં**
**ભસ્મ વિભૂતિ લઈ ફરૂં !**

એ સંન્યાસ થકી પરિવ્રાજક
હું સંસાર સ્મશાન તણો!
અલખખેલનો સાક્ષી બનું છું!
ભેખ રકત વૈરાગ્ય તણો. —ભાગ, ૪, ૭૧૧–૧૨

૧૯૩૦ પછીનાં વર્ષોને જીવેલો ગૂજરાતી આ વાચનથી ગોવર્ધનરામની આર્ય પ્રતિભા કોઇ જુદી રીતે અનુભવશે એમ અતિશયોક્તિ વગર કહેવું જોઇએ.

હવે હું જુદો વિષય ચર્ચીશ. 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ગ્રંથ ઇ. સ. ૧૮૮૭માં, બીજો ભાગ ઈ. સ. ૧૮૯૨મા, ત્રીજો ભાગ ઇ. સ. ૧૮૯૮માં અને ચોથો ભાગ ઈ. સ. ૧૯૦૧માં, એમ ચારે ય ભાગો જુદે જુદે વરસે બહાર પડયા. જુદા જુદા ભાગોના પ્રકાશનનાં વર્ષો ખાસ યાદ રાખવાની જરુર છે, કારણ કે 'સરસ્વતીચંદ્ર'ના વિચારો પાછળ એના પ્રવાહનું બળ રીતે સારી ધુમતું હતું એ હકીકત હું અહીં તપાસવા ઇચ્છું છું. 'સરસ્વતીચંદ્ર'નું વસ્તુ ગ્રંથકારે ઇ. સ. ૧૮૭૮–૮૩[1] માં નક્કી કર્યું હતું.

જ્યારે 'સરસ્વતીચંદ્ર'ના ભાગો બહાર પડયા ત્યારે કોંગ્રેસની સ્થાપના થઇ ચૂકી હતી, આર્યસમાજીઓ, પ્રાર્થનાસમાજીઓ, દેવસમાજીઓ અને થિઓસોફિસ્ટો હિંદુધર્મને — સનાતન ધર્મને નવો ઓપ આપતા હતા. સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ વેદાંતનો વર્તમાન યુગને અનુકૂળ પડતો અર્થ યૂરોપઅમેરિકાના લોકોને કરી બતાવતા હતા. તેઓ મૂર્તિપૂજાની અને નાતજાતની વિરુદ્ધ હતા અને સેવાભાવી હતા. એ વખતે હિંદી સમાજની જૂની માન્યતાઓ નવા યુગના મંથનમાં તવાઇ જતી હતી. ઇ. સ. ૧૮૫૭માં સ્થાપવામાં આવેલાં વિદ્યાપીઠોમાંથી દરવરસે નવજવાનો નીકળ્યે જતા હતા, રાજ-

---

૧. પંડયાકૃત ચરિત્ર, મણકો ત્રીજો, ૬૭-૬૮.

સ્થાનોનો જૂનો કારભાર નવું રૂપ ધારણ કરતો હતો. મહારાજા સયાજીરાવ ગાયકવાડને ગાદીએ (ઈ. સ. ૧૮૮૩) આવ્યાં બહુ ઝાઝાં વરસો થયાં નહોતાં. દાદાભાઈ નૌરોજી ઇંગ્લાંડના લોકોને હિંદની નિર્ધનતાનું રાજકારણી સમર્થન આપતા હતા, અને સુરેન્દ્રનાથ બેનરજી અને ફિરોઝશાહ મહેતા બંગાળ–મુંબઈમાં ગર્જનાઓ કરતા હતા. લૉર્ડ લિટનના કારભાર દરમ્યાન હિંદવાસીઓને ઇંગ્લંડને હાથે અનેક વાર અન્યાય થયો હતો અને તે અન્યાયોની પરંપરાઓને લિટનની સરકારે વજ્રલેપી બનાવી દીધી હતી. વાયવ્ય ખૂણા તરફ ઇંગ્લાંડને રશિયાનો ડર લાગતો હતો. રાજસ્થાનોને તથા મુસ્લીમોને રાષ્ટ્રમત સામે ધરવાનો પ્રયત્ન શરુ થઈ ગયો હતો. જ્યારે ત્રીજો ભાગ બહાર પડ્યો ત્યારે કર્ઝનના અમલનાં નગારાં વાગી રહ્યાં હતાં. અને ચોથા ભાગના પ્રકાશન વખતે તો છપ્પનીઓ દુષ્કાળ, તે અગાઉ એલ્ગિનના કારભાર દરમ્યાન મરકી, ધરતીકંપ અને દુષ્કાળો, એ ત્રણ ઇશ્વરી કોપથી અને 'લોકમાન્ય' ટિળક સામેના સરકારી પ્રકોપથી પ્રજાનું માનસ અધીરું થઈ ગયું હતું. તે પછી આવ્યો પ્રથમ આશા આપનારો પણ છેવટે નિરાશામાં પરિણમનારો કર્ઝનશાહી કારભાર. ઈ. સ. ૧૮૯૨ના કાયદાથી હિંદીઓને જુજ અધિકારો આપવામાં આવ્યા હતા. હિંદજનોની આવી આશાનિરાશાઓ ચોથા ભાગમાં પાને પાને ખડી થાય છે. સરસ્વતીચંદ્રના અને કુમુદસુંદરીના સ્વપ્નમાં પાંચાલીનું રુદન, કુંતીનું આશ્વાસન, અદૃષ્ટ દુર્યોધન, સુગ્રીવ, વાલી અને હનુમાનની કે ઇંગ્રેજોની મર્મવેધક ઉક્તિઓ, અને પાંડવો અને પરશુરામ, બંનેના અવતારનું રહસ્ય, એ આ ઈ. સ. ૧૮૮૭–૧૯૦૦ નાં ચૌદ વર્ષના રાષ્ટ્રજીવનના અનુભવોના અક્ષરદેહો છે. છેવટે સૌથી આખું પણ નકશામાં જ સળગી ઊઠનારું, યુરોપનાં રાજ્યોની હરીફાઈથી ઉદ્ભવનારું મહાયુદ્ધ ચોથા ભાગમાં કોઈ કોઈ પાનાં ઉપર ચડી જાય છે, પાછું

પાનાં ઉપરથી ઊતરી જાય છે, તે જ સાથે તે મહાયુદ્ધની આગાહી કરનારાઓની પાછળ રહેલી ગ્લેડ્સ્ટન, હ્યુગો વગેરે મહાત્માઓની સુલેહ માટેની વાસનાઓ કયાંક કયાંક દર્શન આપી દે છે. ગોવર્ધનરામ પ્રથમ વૃત્તાંતને જાદવાસ્થળી કહે છે, અને બીજી વાસનાને બ્રહ્મયુગની વાસનાનું નામ આપે છે. અલબત્ત, તે વખતે જાદવાસ્થળીનું આદિ-કારણ જર્મની નહીં પણ રશિઆ--ઇંગ્લાંડની અન્યોન્ય સ્પર્ધા હતી. એ જ વખતે ડિઝરાઇલિની આગેવાની નીચે ઇંગ્લાંડના કૉંઝરવેટિવ પક્ષનું પુનરુત્થાન થઇ ગયું હતું અને સુગ્રીવનો એટલે લિબરલ પક્ષનો કળિકાળ શરુ થઇ ગયો હતો. આ બાબત ગોવર્ધનરામના લક્ષમાં રહી નહોતી. છતાં આ બધું રાજકારણ એકંદર આશાવાદી હતું અને તેના પ્રેરક માનસને ઇંગ્લાંડનો અમુક ભરોસો હતો. ગોખલે જેવા દેશવત્સલ આગેવાનો એ વખતે ઇંગ્રેજનો ભરોસો કરતા હતા; વીરરાવ ધંપાટે ( ' સરસ્વતીચંદ્ર ' નો ટિળક ) સંસ્થાનોનો, રાજાઓનો અને કારભારીઓનો ભરોસો નથી કરતો, પણ પરદેશી અંગ્રેજોને પોતાના માનવા તૈયારી બતાવે છે. આ વખતે મ્હૈસુર,[1] વડોદરા વગેરે રાજસ્થાનોના કારભારો રાજાઓના અને તેમના અમાત્યોના યત્નોથી સુધરે છે અને હિંદી પ્રજાને નવીન ઉત્સાહનો માર્ગ સૂચવે છે. ' સરસ્વતીચંદ્ર ' નું રાજકરણ એવા વિશ્વાસથી ખદબદે છે. કુરુક્ષેત્રના મેદાન ઉપર સૂનકાર પડેલી પાંચાલી — પ્રજાને સહદેવ અને નકુળ ચાર માસના[2] કળિકાળને આંખ મિચીને કાઢી નાંખવાનું સૂચન કરી

૧. ભા. ૪, પા ૮૪, જ્યાં વિદ્યાચતુર મ્હૈસુરનો દષ્ટાંત આપે છે. ગોવર્ધનરામનો મણિરાજ એટલે તે વખતના યુવાન્ રાજવી સયાજીરાવ ગાયકવાડ એમ હું માનું છું.

૨. शापान्तो मे भुजगशयनादुत्थितौ शार्ङ्गपाणौ ।
शेषान् मासान् गमय चतुरो लोचने मीलयित्वा ।
पश्चादावां विरहगुणितं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चंद्रिकासु क्षपासु ॥ मेघदूतम् ॥

અર્જુનના આવવાની વાટ જોવાનું કહી ચાલ્યા જાય છે અને એ બધા પુરાતન આત્માઓ સૂક્ષ્મદેહધારી પાંચાલીને અર્જુન — પ્રગતિ — ના રથના લાંછનરૂપ હનુમાન્ — ઇંગ્લાંડનો કર સાહી રાખવા સલાહ આપે છે. ઇ. સ. ૧૮૭૫--૧૯૦૦ નો પચીસીનો આટલો વિસ્તાર બસ થઇ પડશે.

ગૂજરાતમાં પણ તે જ પ્રમાણે હતું, જો કે ગૂજરાતના રાજકારણમાં ઉગ્રતા કે પુરુષકાર નહોતો. એ ઉગ્રતાનો અભાવ ' સરસ્વતીચંદ્ર 'ની ભાષામાં અને તેના વિચારમાં જોવામાં આવે છે.[1]

## ગૂજરાતમુંબઇની છાયાઓ

' સરસ્વતીચંદ્ર 'માં ગોવર્ધનરામે પ્રાંતિક સંસ્કૃતિઓનું કે મુસ્લીમ સંસ્કૃતિનું દર્શન કરવા ક્યાંય પ્રયત્ન કર્યો નથી. તેમણે ગૂજરાત વિષે તો ' સરસ્વતીચંદ્ર 'ના કોઇ પણ ભાગમાં ખાસ કાંઈ આપ્યું નથી; સિવાય કે તેમણે વર્ણવેલો સમાજ ગૂજરાતી છે, બીજા પ્રાંતોનો નહી. છતાં બધા ભાગોમાં ગૂજરાતી છાયાઓ આપણે ખાસ જોઈ શકીશું. ગૂજરાતમાં અનેક સંસ્થાનો છે તેથી ગોવર્ધનરામે સંસ્થાનો અને ચક્રવર્તી રાજ્યનો વિચાર કર્યો છે. ગૂજરાતમાં અનેક નાતજાતો છે. તેથી ગોવર્ધનરામે એ નાતોને રાફડાઓરૂપે વર્ણવી છે. ગૂજરાતમાં હિંદુ-મુસ્લીમ પ્રકરણ નથી. તેથી ગોવર્ધનરામે મુસ્લીમ સંસ્કૃતિને પૂરતો ન્યાય આપ્યો નથી. ' સરસ્વતીચંદ્ર ' વાચતી વખતે આપણને એમ જ લાગે છે કે હિંદુસ્તાનમાં માત્ર હિંદુઓ વસતા હશે. ગૂજરાતમાં ખ્રિસ્તીઓની સંખ્યા ઝાઝી નથી. તેથી ગોવર્ધનરામની કૃતિમાં તેનો બોધ નથી. ગૂજરાતમાં સુધારકોની પ્રવૃત્તિઓ એ વખતે સફળ થઈ નહોતી. તેથી ' સરસ્વતીચંદ્ર 'માં સુધારકોને કીડીઓની ઉપમા આપવામાં આવી છે અને તેમને એક

---

૧ ગૂજરાત માટે, **વસંત**, ચૈત્ર, ૧૯૬૩, ૧૬૭.

આંખે અંધ કલ્પવામાં આવ્યા છે. ગૂજરાતમાં રાજકારણનો વિચાર તે વખતે બહુ થતો ન હતો. તેથી ગોવર્ધનરામે ગૂજરાતીઓને રાજકારણમાં વીરરાત્ર ધંપાટે જેવા દક્ષિણીઓને હાથે સપાટાઓનો સ્વાદ ચખાડ્યો છે. આવી રીતે તે વખતે ગૂજરાતના રાજકારણની અને સમાજની છાયા 'સરસ્વતીચંદ્ર'માં બંને ય જોવામાં આવે છે. તે વખતે રાજકારણ વગેરેનો વિચાર મુંબઈમાં જ થતો હતો અને મુંબઈ ગૂજરાતનું ખરું રાજનગર હતું. તેથી જ ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર જેવા નાયકને મુંબઈમાંથી લીધો છે; મુંબઈનગરી તે વખતે બધી પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન હતી; અમદાવાદ તે વેળા એવું જાણીતું નહોતું; તેથી ગોવર્ધનરામે મુંબઈને સરસ્વતીચંદ્રના કલ્યાણગ્રામની યોજનાની એક નગરી બનાવી છે.

# ગોવર્ધનરામનું સંસ્કૃતિદર્શન

'સરસ્વતીચંદ્ર'ના રાજકારણનું પૃથક્કરણ કરતાં આટલા વિષયો વિચારી શકાય :

(૧) ગોવર્ધનરામે કરેલું હિંદના ઇતિહાસનું દર્શન. (૨) ગોવર્ધનરામે કરેલું હિંદના વર્તમાન રાજકારણનું દર્શન. (૩) આ રાજકારણની સિદ્ધિ માટે ગોવર્ધનરામે દર્શાવેલા માર્ગો. (૪) ગોવર્ધનરામનો આદર્શસમાજ : કલ્યાણગ્રામની યોજના. (૫) ગોવર્ધનરામના મતે રાજકારણ, અર્થસાધન, ધર્મસંસ્થા, સમાજસંસ્થા, શિક્ષણ અને કુટુંબવ્યવહાર, એમનો પરસ્પર સંબંધ (Social Philosophy).

## ઇતિહાસ અને સંસ્કૃતિદર્શન. પ્રાચીન સમય.

ગોવર્ધનરામે આપણા દેશનાં ઇતિહાસનું અને સંસ્કૃતિનું દર્શન અદ્‌ભુત રીતે કર્યું છે. તેમાં પ્રથમ હું આપણું પ્રાચીન રાજકારણ લઇશ. ગોવર્ધનરામ હિંદના ઇતિહાસના જેટલા અભ્યાસી હતા તે

કરેતો તેના સાહિત્યના અને તેની ફિલસૂફીના વધારે મોટા અભ્યાસી હતા. આ બાબત જો યાદ રહે તો ગોવર્ધનરામના આપણા તમામ રાજકારણના દર્શનની સારીનરસી છાયાઓ આપણા માનસ ઉપર એકદમ તરી આવશે. સંસ્કૃતિનો અભ્યાસ હંમેશાં દૃષ્ટિને વિશાળ બનાવે છે; ઇતિહાસનો અભ્યાસ દૃષ્ટિને એટલી બધી વિશાળ રાખી શકતો નથી. સંસ્કૃતિનો અભ્યાસ તે દૃષ્ટિને ભાવનાપ્રધાન બનાવે છે; ઇતિહાસનો અભ્યાસ એટલી ભાવનાઓને પ્રેરતો નથી. આપણા દેશનો પુરાતન ઇતિહાસ ગોવર્ધનરામના વખતમાં બહુ છણાયો નહોતો. તેની વિગતવાર તપાસ તો હમણાં જ થઈ છે. 'કૌટિલ્ય'નું અર્થશાસ્ત્ર એ વખતે હાથ લાગ્યું નહોતું એટલું જ કહેવાથી મારો વિચાર પરિપૂર્ણ સમજાઈ જશે. ભાસનાં નાટકો તે વખતે હાથ લાગ્યાં નહોતાં. વૈદિક સાહિત્ય, મહાકાવ્યોનું સાહિત્ય, પૌરાણિક સાહિત્ય, નાટ્યસાહિત્ય વગેરેનું ઐતિહાસિક એકીકરણ વીસમી સદીમાં વિશેષ થયું છે અને તક્ષશિલા, સારનાથ, મોહનજોદરો, વગેરે બધાં આ સદીમાં જડ્યાં છે, જે માટે આપણે લૉર્ડ કર્ઝનનો ઉપકાર માનવો જોઈએ. ગોવર્ધનરામને એ સામગ્રી અપરિચિત હતી. છતાં તેમણે કરેલું આપણા પ્રાચીન રાજકારણનું વિવેચન એકદમ સૂક્ષ્મ હતું, પશ્ચિમના સંસ્કારોથી પૂરું રંગાએલું હતું, અને પૂરેપૂરી ન્યાયબુદ્ધિવાળું અને સમગ્ર હતું. એ દર્શન આપણને ચોથા વિભાગનાં ૩૧, ૩૪, ૩૫, ૩૯ માં પ્રકરણોમાં મળે છે. તે પ્રકરણો આ પ્રમાણે છે. ૩૧ મા પ્રકરણમાં 'પિતામહપુરમાં આર્ય સંસારનાં પ્રતિબિંબ અને નીતિની મણિમય સામગ્રીના સંપ્રસાદ,' ૩૪મા પ્રકરણમાં 'અર્જુનના વાયુરથનો દાવાનળ,' ૩૫મા પ્રકરણમાં "કુરુક્ષેત્રના ચિરંજીવો અને 'ભારતવર્ષનું ભવિષ્ય,' અને ૩૯મા પ્રકરણમાં 'દેશપ્રીતિનું મનોરાજ્ય' — જેમાં પાંચાલીનું ભાષણ ખાસ ધ્યાન ખેંચે છે — વાંચવામાં આવે છે.

ગોવર્ધનરામે કરેલા આપણા ઇતિહાસના દર્શનમાં એક બાબત ખાસ નોંધવી જોઇએ. હમણાં જ કહ્યું તેમ તેઓ ઇતિહાસના બહુ નહીં, પણ સંસ્કૃતિના અભ્યાસી હતા. તેથી આપણા ઇતિહાસના દર્શનમાં તેઓ રાજ્યવ્યવસ્થા, નાયકોનાં ચરિત્રો, જુદી જુદી સંસ્થાઓ, કે કાર્યકારણભાવ ઝીણવટથી તપાસતા નથી. પરિણામે આપણા ઇતિહાસના જે વિભાગમાં હજુ પણ આપણને વિગતવાર હકીકતો મળી શકી નથી કે કદિ મળનાર પણ નથી તેમનું તેમનું દર્શન વિશાળ અને માર્ગદર્શક થઈ શકયું છે, તો જે વિભાગમાં પૂરી હકીકતો હતી, પણ જે હકીકતો તેઓ બરોબર જોઇ શકયા નહોતા કે વિચારી શકયા નહોતા, તેમનું દર્શન એકમાર્ગી થઈ ગયું છે અને આપણને બહુ માર્ગદર્શક થઇ શકયું નથી. ઉદાહરણમાં, આપણા પ્રાચીન ઇતિહાસનું દર્શન આપણે ઘણા કાળ માટે તો સંસ્કૃતિની દૃષ્ટિથી જ કરશું : ગોવર્ધનરામે પણ તે માર્ગ લીધો છે અને તેમનું વાચન એ પ્રયાસમાં ઘણું સફળ નીવડયું છે. પણ જ્યારે તેઓ પ્રાચીન કાળ વટાવી જાય છે અને તે પછીના યુગમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓ માર્ગ ભૂલી જાય છે અને માત્ર કલ્પનાના ઘોડાઓ જ્યાં ત્યાં દોડાવે છે. તેઓ આપણો બહુ પુરાતન ઇતિહાસ કલ્પનાથી સમજાવે છે, અને તે જ પ્રમાણે આપણો હમણાનો ઇતિહાસ તેટલી જ કલ્પનાથી સમજાવે છે. પ્રથમ માટે કલ્પના ઉપકારક થાય છે, જ્યારે બીજા માટે તે કલ્પના દૃષ્ટિને કલુષિત કરે છે. આપણી પુરાતન સંસ્કૃતિના સમર્થનમાં તેઓ વર્તમાન યુગનાં લક્ષણો જુએ છે અને મહાભારતને તેઓ તદ્દન નવીન દૃષ્ટિથી તપાસે છે.

ગોવર્ધનરામે ‘સરસ્વતીચંદ્ર’નું વસ્તુ ગુંથ્યું ત્યારે આર્યસમાજીઓ અને થિઓસોફિસ્ટો શ્રુતિઓ, સ્મૃતિઓ, કાવ્યો અને પુરાણોનો પોતાનાં મંતવ્યોને અને નવા જમાનાના વિચારોને બંધબેસતો અર્થ કરતા હતા. શ્રુતિઓનો તો યુગને અનુસરતો અર્થ દરેક વાર કરવામાં

આવ્યો છે. બૌદ્ધોએ અને જૈનોએ પોતાનાં મંતવ્યો પ્રમાણે તેમનો અર્થ કરી ક્રિયાકાંડમાં માનતા ગૌતમ ઇંદ્રભૂતિ જેવા અનેક વૈદિક બ્રાહ્મણોનો અને વૈશ્યોનો ઉદ્ધાર કરેલો તેમના સાહિત્યમાં વાચવામાં આવે છે. વૈશેષિકો, નૈય્યાયિકો, સાંખ્યો અને બાદરાયણો વગેરેએ એ પ્રથા ચાલુ રાખી; શંકર, મધ્વ, રામાનુજ, ચૈતન્ય, વલ્લભ વગેરે એ પ્રમાણે વર્ત્યા હતા. સાયણે શ્રુતિઓનો કાંઇક એવો જ અર્થ કરેલો. સત્તરમા અને અઢારમા સૈકાઓમાં ભક્તિસંપ્રદાયે કાંઇક એવી પ્રથા ચાલુ રાખેલી. પણ તે સૈકાઓમાં મોગલ સામ્રાજ્યના પરિબળથી, અકબરે ચાલુ કરેલી નવી રાજ્યનીતિથી અને ચૈતન્ય, કબીર, નાનક, રામદાસ વગેરેના સંપ્રદાયોના પ્રચારથી હિંદુઓનું મન શ્રુતિઓ તરફ બહુ ઢળતું નહોતું. અઢારમા સૈકામાં મરાઠી સામ્રાજ્યના પ્રચાર સાથે વૈદિક સાહિત્યનું પરિશીલન વધારે થવા લાગ્યું. પછી આવ્યો ઓગણીસમો સૈકો. એ યુગમાં પશ્ચિમના સંસર્ગથી અને રૂઢિબંધનના કંટાળાથી પ્રાચીન આર્ય સંસ્કૃતિનો પુનરુદ્ધાર થવો શરૂ થયો. તેમાં થિઓસોફિસ્ટોએ તે સંસ્કૃતિના સાહિત્યને નવો ઓપ આપ્યો અને પશ્ચિમના સંગથી ધોવાઇ જતી તે સંસ્કૃતિને બચાવી લીધી. અનેક હિંદુઓ, પારસીઓ, અને ખ્રિસ્તીઓ એની છાયા નીચે રહેવા કબૂલ થયા. થિઓસોફિસ્ટોએ વૈદિક સંસ્કૃતિને બચાવી લીધી એટલું જ નહીં પણ તેને બૌદ્ધ, જૈન, અને ખ્રિસ્તી સંસ્કૃતિ સાથે એકરસ કરી અને ઓગણીસમી સદીના વિજ્ઞાનના યુગના નિર્ણયોના સારને તેમા ભેળવી દઇ તેને ભાવી જીવનને અનુકૂળ ઠરાવી દીધી. ગોવર્ધનરામ ઉપર થિઓસોફિસ્ટોનાં પરિશીલનોની ચોક્કસ છાયા જોવામાં આવે છે. થિઓસોફિસ્ટોએ કર્યું તેમ તેમણે મહાભારતનો, ‘ બ્રાહ્મણો ’નો, સ્મૃતિઓનો, ફિલસૂફીનો, નાટકોના સાહિત્યનો, ભકિતસંપ્રદાયના સિદ્ધાંતોનો, અને બૌદ્ધ અને જૈન યુગનાં મુખ્ય લક્ષણોનો નવીન યુગનાં મંતવ્યો સાથે મેળ

સાધ્યો અને હિંદની પ્રાચીન સંસ્કૃતિને તેમણે યુગપ્રધાન, પ્રગતિશીલ, અને લોકસંગ્રહ કે લોકકલ્યાણ જેનો મુખ્ય ભાવ છે તેવી સંસ્કૃતિ તરીકે વર્ણવી દીધી. આ પ્રયાસમાં તેમણે વિજ્ઞાનનો ઉપયોગ ન કર્યો તે તેમની વિચક્ષણતા સૂચવે છે; તેથી જ થિઓસોફિસ્ટોએ કરેલી ભૂલો તેમણે કરી નહીં. એ પ્રમાણે તેમણે આર્યસમાજીઓનો મંત્ર પોતાના કાર્યવાહમાં સ્વીકારી લીધો. આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદે શ્રુતિઓમાં સર્વ સંસ્કૃતિનું મૂળ છે એવું જાહેર કર્યું હતું, એટલે સુધી કે નવા જમાનાનું ખગોળશાસ્ત્ર પણ વેદમાં મળી શકે છે એમ હજુ ઘણા આર્યસમાજીઓ માનતા જોવામાં આવે છે. ગોવર્ધનરામે નવા જમાનાનો પ્રગતિનો સિદ્ધાંત — લોકકલ્યાણનો સિદ્ધાંત આર્યસમાજીઓ માફક જૂના સાહિત્યમાં જોયો. દયાનંદ સરસ્વતીએ શ્રુતિઓના નવા અર્થો કર્યા તે સાથે ઓગણીસમી સદીના હિંદુ સમાજને બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ, અસ્પર્શવાદ, જ્ઞાતિખંડન, સંન્યાસ, ગૃહસ્થાશ્રમ, અને ગુરુકુળ એ નવા મંત્રો આપ્યા અને સાથે સાથે કહ્યું કે પ્રગતિ માટે હિંદુઓએ પશ્ચિમની વિદ્યા તરફ દૃષ્ટિ બહુ ન કરવી; ઉપરાંત તેમણે બૌદ્ધ, જૈન, પૌરાણિક, તથા મુસ્લિમ અને ખ્રિસ્તી યુગોને વિસારે પાડી દીધા. ગોવર્ધનરામે એવું કાંઇ ન કર્યું. તેમણે શ્રુતિઓમાં કર્મયુગ જોયો, મહાભારતમાં રાજધર્મ જોયો, બૌદ્ધ ઇતિહાસમાં હિંદની જાહોજહાલી જોઇ, જૈનોને બહુ મહત્ત્વ આપ્યું નહીં તો તેમને તિરસ્કાર્યા તો નહી, વેદાંતમાં લખઅલખ જોયાં, માર્ગીપંથમાં કૌમારવ્રત જોયું, ભકિતસંપ્રદાયમાં અલખનો એકાકાર જોયો, નાટકોનાં સાહિત્યોમા પ્રેમલગ્નની સંસ્થા જોઇ, મુસ્લિમ યુગમાં અકબરને બરોબર ઓળખ્યો, મરાઠી ઇતિહાસમાં શિવાજીના વ્યકિતત્વમાં યુગપ્રધાન સિદ્ધાંત જોયો, અને અંગ્રેજી ઇતિહાસમાં હિમાલયની પેલીપાર ગએલા અર્જુનના રથનું પ્રતિનિવર્તન નિહાળ્યું; તેથી તેમનું દર્શન થિઓસોફિસ્ટોના અને આર્ય સમાજીઓના દર્શનથી વિવિધ, દૂરદર્શી અને વધારે

ગ્રાહ્ય બન્યું અને કહેવાતા સનાતનીઓની અપેક્ષાએ **ખરું સનાતન** બન્યું.

આટલું કહ્યા પછી આ રસિક ઇતિહાસદર્શનની વિગતો તપાસીએ. ઐતરેય બ્રાહ્મણમાં ઇંદ્રે કરેલો ઉપદેશ ગોવર્ધનરામ સમજાવે છે. એ ઉપદેશના શ્લોકો અર્થ સહિત ચોથા ભાગમાં આપવામાં આવ્યા છે.[1] તેનો સાર એ છે કે :

"સૂઈ રહેનાર કલિયુગ થાય છે; બેસનાર દ્વાપર થાય છે; ઊઠનાર ત્રેતા થાય છે; અને ફરનાર ચાલનાર ઉદ્યોગી લોક કૃતયુગ ને સત્યયુગ — ફલયુગરૂપ થાય છે."

આ સમર્થનમાં હું બે હકીકતો જોઇ શકું છું. પ્રથમ તો આપણી પ્રાચીન સંસ્કૃતિ, જેને મુખ્યત્વે આપણે સત્યયુગ કે કૃતયુગ કહીએ છીએ તેને ગોવર્ધનરામ પ્રગતિનો યુગ કહેવરાવવા ઇચ્છે છે. બીજું, જે પ્રજા પ્રગતિ કરે છે તે પ્રજા ઉદ્યોગશીલ હોય છે અને તેનો ઉદ્યોગ સર્વગામી હોય છે, એટલે કે ધર્મ કે સાંપ્રદાયિક વિષયમાં, ઉદ્યમમાં, વેપારમાં, ફિલસૂફીમાં, સમાજની ઘટનામાં, અને માનવ વ્યવહારમાં એ પ્રજામાં 'યુગે યુગે નવો આચાર' એવું તત્ત્વ રહેલું હોય છે. મારે કહેવું જોઇએ કે પ્રથમ સમર્થન બરાબર નથી, જ્યારે બીજું સમર્થન બરાબર છે. મહાભારતના યુગને, બ્રાહ્મણ સાહિત્યના યુગને કે બૌદ્ધ સમય પહેલાંના સમયને પ્રગતિનો સમય કહેવો કે બદલાતા યુગને અનુકૂળ પડે તેવા તત્ત્વવાળો યુગ કહેવો તે આર્ય-સમાજીઓ માનશે, સનાતનીઓ માનશે, અજ્ઞ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો માનશે, પણ તે મત અભ્યાસીઓ બહુધા સ્વીકારશે નહીં. આપણી એ વખતની સંસ્કૃતિ સંકુચિત હતી અને તેમાં પ્રગતિનાં ઘણાં મૂળતત્ત્વો નહોતાં એ આપણે સ્વીકારી લેવું જોઇએ. અલબત્ત,

૧ ચોથો ભાગ, ૧૬૪.

સાધ્યો અને હિંદની પ્રાચીન સંસ્કૃતિને તેમણે યુગપ્રધાન, પ્રગતિશીલ, અને લોકસંગ્રહ કે લોકકલ્યાણ જેનો મુખ્ય ભાવ છે તેવી સંસ્કૃતિ તરીકે વર્ણવી દીધી. આ પ્રયાસમાં તેમણે વિજ્ઞાનનો ઉપયોગ ન કર્યો તે તેમની વિચક્ષણતા સૂચવે છે; તેથી જ થિઓસોફિસ્ટોએ કરેલી ભૂલો તેમણે કરી નહીં. એ પ્રમાણે તેમણે આર્યસમાજીઓનો મંત્ર પોતાના કાર્યવાહમાં સ્વીકારી લીધો. આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદે શ્રુતિઓમાં સર્વ સંસ્કૃતિનું મૂળ છે એવું જાહેર કર્યું હતું, એટલે સુધી કે નવા જમાનાનું ખગોળશાસ્ત્ર પણ વેદમાં મળી શકે છે એમ હજુ ઘણા આર્યસમાજીઓ માનતા જોવામાં આવે છે. ગોવર્ધનરામે નવા જમાનાનો પ્રગતિનો સિદ્ધાંત — લોકકલ્યાણનો સિદ્ધાંત આર્યસમાજીઓ માફક જૂના સાહિત્યમાં જોયો. દયાનંદ સરસ્વતીએ શ્રુતિઓના નવા અર્થો કર્યા તે સાથે ઓગણીસમી સદીના હિંદુ સમાજને બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ, અસ્પર્શવાદ, જ્ઞાતિખંડન, સંન્યાસ, ગૃહસ્થાશ્રમ, અને ગુરુકુળ એ નવા મંત્રો આપ્યા અને સાથે સાથે કહ્યું કે પ્રગતિ માટે હિંદુઓએ પશ્ચિમની વિદ્યા તરફ દૃષ્ટિ બહુ ન કરવી; ઉપરાંત તેમણે બૌદ્ધ, જૈન, પૌરાણિક, તથા મુસ્લિમ અને ખ્રિસ્તી યુગોને વિસારે પાડી દીધા. ગોવર્ધનરામે એવું કાંઇ ન કર્યું. તેમણે શ્રુતિઓમાં કર્મયુગ જોયો, મહાભારતમાં રાજધર્મ જોયો, બૌદ્ધ ઇતિહાસમાં હિંદની જાહોજહાલી જોઇ, જૈનોને બહુ મહત્ત્વ આપ્યું નહીં તો તેમને તિરસ્કાર્યા તો નહીં, વેદાંતમાં લખઅલખ જોયાં, માર્ગીપંથમાં કૌમારવ્રત જોયું, ભકિતસંપ્રદાયમાં અલખનો એકાકાર જોયો, નાટકોનાં સાહિત્યોમાં પ્રેમલગ્નની સંસ્થા જોઇ, મુસ્લિમ યુગમાં અકબરને બરોબર ઓળખ્યો, મરાઠી ઇતિહાસમાં શિવાજીના વ્યકિતત્વમાં યુગપ્રધાન સિદ્ધાંત જોયો, અને અંગ્રેજી ઇતિહાસમાં હિમાલયની પેલીપાર ગએલા અર્જુનના રથનું પ્રતિનિવર્તન નિહાળ્યું; તેથી તેમનું દર્શન થિઓસોફિસ્ટોના અને આર્ય સમાજીઓના દર્શનથી વિવિધ, દૂરદર્શી અને વધારે

ગ્રાહ્ય બન્યું અને કહેવાતા સનાતનીઓની અપેક્ષાએ **ખરું સનાતન** બન્યું.

આટલું કહ્યા પછી આ રસિક ઇતિહાસદર્શનની વિગતો તપાસીએ. ઐતરેય બ્રાહ્મણમાં ઇંદ્રે કરેલો ઉપદેશ ગોવર્ધનરામ સમજાવે છે. એ ઉપદેશના શ્લોકો અર્થ સહિત ચોથા ભાગમાં આપવામાં આવ્યા છે.[1] તેનો સાર એ છે કે :

" સૂઈ રહેનાર કલિયુગ થાય છે; બેસનાર દ્વાપર થાય છે; ઊઠનાર ત્રેતા થાય છે; અને ફરનાર ચાલનાર ઉદ્યોગી લોક કૃતયુગ ને સત્યયુગ — ફલયુગરૂપ થાય છે. "

આ સમર્થનમાં હું બે હકીકતો જોઇ શકું છું. પ્રથમ તો આપણી પ્રાચીન સંસ્કૃતિ, જેને મુખ્યત્વે આપણે સત્યયુગ કે કૃતયુગ કહીએ છીએ તેને ગોવર્ધનરામ પ્રગતિનો યુગ કહેવરાવવા ઇચ્છે છે. બીજું, જે પ્રજા પ્રગતિ કરે છે તે પ્રજા ઉદ્યોગશીલ હોય છે અને તેનો ઉદ્યોગ સર્વગામી હોય છે, એટલે કે ધર્મ કે સાંપ્રદાયિક વિષયમાં, ઉદ્યમમાં, વેપારમાં, ફિલસૂફીમાં, સમાજની ઘટનામાં, અને માનવ વ્યવહારમાં એ પ્રજામાં 'યુગે યુગે નવો આચાર' એવું તત્ત્વ રહેલું હોય છે. મારે કહેવું જોઇએ કે પ્રથમ સમર્થન બરાબર નથી, જ્યારે બીજું સમર્થન બરાબર છે. મહાભારતના યુગને, બ્રાહ્મણ સાહિત્યના યુગને કે બૌદ્ધ સમય પહેલાંના સમયને પ્રગતિનો સમય કહેવો કે બદલાતા યુગને અનુકૂળ પડે તેવા તત્ત્વવાળો યુગ કહેવો તે આર્યસમાજીઓ માનશે, સનાતનીઓ માનશે, અજ્ઞ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો માનશે, પણ તે મત અભ્યાસીઓ બહુધા સ્વીકારશે નહીં. આપણી એ વખતની સંસ્કૃતિ સંકુચિત હતી અને તેમાં પ્રગતિનાં ઘણાં મૂળતત્ત્વો નહોતાં એ આપણે સ્વીકારી લેવું જોઇએ. અલબત્ત,

૧ ચોથો ભાગ, ૧૬૪.

કોઈ પણ સંસ્કૃતિમાં પ્રગતિનાં બધાં મૂળતત્ત્વો તો ન જ હોય. છતાં જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના સિદ્ધાંતોથી જો એ પુરાતન સંસ્કૃતિ સાફ ન થઈ હોત તો તે સંસ્કૃતિ અત્યાર સુધી જીવંત દશામાં રહી ન હોત એ ચોકકસ બાબત છે. ગોવર્ધનરામ એ બાબત ભૂલી ગયા છે એમ નથી, પણ તેઓ ભીષ્મપિતામહના રાજમાર્ગના અક્ષરદેહથી એટલા બધા મુગ્ધ બની ગયા હતા અને જેમ દયાનંદ સરસ્વતી અને તેમના શિષ્યો વેદના પાઠોને વર્તમાન સ્વરૂપ આપી દેવા મથતા હતા તેમ ગોવર્ધનરામ મહાભારતનાં પાત્રોને અને પાઠોને વર્તમાન યુગનાં લક્ષણોનાં સ્વરૂપો આપવામાં એટલા બધા મુગ્ધ બની ગયા હતા કે મહાભારતના યુગના સમયના આચારોમાં, વ્યવહારોમાં અને વિચારોમાં તેમણે પરિપૂર્ણતાઓ જોઈ અને બીજો વિરુદ્ધ વિભાગ જોયો જ નહીં.

ગોવર્ધનરામનું બૌદ્ધ સંસ્કૃતિનું દર્શન તેમને માટે અભિનંદનપાત્ર કહેવાય. જો આપણે યાદ કરીએ કે ગોવર્ધનરામ ચુસ્ત વેદાંતી હતા, જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતા, તથા શુદ્ધ સનાતની હતા તો આપણે તે દર્શનમાં તેમનું નિષ્પક્ષપાતિપણું અનુભવશું એટલું જ નહીં, પણ તે વખતની ઇતિહાસના અભ્યાસની પરિસ્થિતિ જોતાં આપણે તેથી આશ્ચર્ય પણ અનુભવશું. હજુ પણ ઘણા અભ્યાસીઓ જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના અહિંસાધર્મની રાષ્ટ્રજીવનમાં ઉપયોગિતાના ઉપદેશને ખાસ અવગુણકારક લેખે છે. અને તેની અવગતિ માટે તે સંસ્કૃતિ – શ્રમણસંસ્કૃતિ – ને વગોવે છે; ત્યારે ગોવર્ધનરામ તેને નવી સંસ્કૃતિ તરીકે વખાણે છે અને તે સમયને ભારતના ઇતિહાસનો સુવર્ણયુગ કલ્પે છે. ગોવર્ધનરામ સાચા છે અને બૌધ અને જૈન સંસ્કૃતિઓના વિરોધીઓ ખોટા છે. હિંદનો એક રાષ્ટ્રભાવ, હિંદની દેશાવરમાં અતિખ્યાતિ, ચીન, જાપાન, તિબેટ, જાવા, સુમાત્રા, બ્રહ્મદેશ, લંકા, ઇરાન, ગ્રીસ, અને હવે સાબીત થયું છે તેમ, મધ્ય એશિઆ, એ દેશોએ તે વખતે હિંદુસ્તાનને ગુરુપદે સ્થાપ્યું હતું તે,

અને સાહિત્ય, ફિલસૂફી, કળા, વેપારઉદ્યોગ, લશ્કરી બળ, સેવાભાવ, મતલબ કે બ્રાહ્મણધર્મ, ક્ષાત્રધર્મ, વૈશ્યધર્મ અને શૂદ્રધર્મ, એ બધું એ યુગમાં સંસ્કૃતિના મંદિરના સુવર્ણકળશના સ્થાને પહોંચ્યું હતું. આપણી સંસ્કૃતિનો ઉદાત્ત વિકાસ, આંતરરાષ્ટ્રીય પરિપાક બૌદ્ધોએ અને જૈનોએ કરેલા વૈદિક સંસ્કૃતિ – શ્રુતિધર્મ તથા વર્ણધર્મ – ના સંકોચના વિરોધનો પરિણામી હતો અને માનવ ધર્મનું રહસ્ય માનવ દૃષ્ટિથી વિચારવું, બીજી દૃષ્ટિથી નહી, એ તે વખતના અનેક દ્રષ્ટાઓની પૂરેપૂરી પ્રતીતિનું ફળ હતું એ ગોવર્ધનરામ બરાબર સમજી શક્યા હતા. તેથી તેમના અભિપ્રાયે 'અશોક મહારાજા હિન્દદેશનો મોટામાં મોટો, સમર્થમાં સમર્થ, સાધુમાં સાધુ મહારાજા હતો, અને આપણો ઉગ્ર મધ્યાહ્નકાળ એ મહારાજાના રાજ્યમાં હતો. તેમને અભિપ્રાયે તે વખતે આપણા દેશમાં સંવનનો અને પ્રીતિલગ્નો થતાં હતાં અને જ્ઞાતિઓના ચીરાઓને બદલે હિન્દદેશ તે વખતે એકપૃથ્વી, એકરાષ્ટ્ર હતો. હિન્દદેશમાં તે વખતે ધર્મનો એક આકાર હતો, ત્યાગ, દયા, સાધુતા, ઉદારતા, પરાક્રમ, તેજસ્વિતા, વીર્ય, સ્વતંત્રતા, નિરંકુશ કલ્યાણચર્ચા, સુઘડતા, સુંદરતા, વિદ્યા, સદ્બુદ્ધિ, વગેરે ભવ્ય ગુણો હતા અને બધે સ્થળોએ, અરણ્યમાં, સમુદ્રતીરે, નદીકાંઠે, નગરોમાં, ગામડાંમાં, તે ગુણો જોવામાં આવતા હતા. ખરી મહાયાત્રાઓ તો તે વખતના હિન્દલોકો કરતા હતા; તેમનાં ઘરો આદર્શકુટુંબો હતાં. ટૂંકામાં વૈદિક ઋષિઓની આશ્રમની સંસ્કૃતિ તક્ષશિલા જેવાં શહેરોની જેવી રાષ્ટ્રીય અને સર્વરાષ્ટ્રીય થઈ જાય છે.

જૈન અને બૌદ્ધ યુગોનાં દર્શનનું માહાત્મ્ય ઉત્તમ વાણીમાં ગોવર્ધનરામે દર્શાવ્યુ અને ઘણા ઇતિહાસકારો અને અભ્યાસીઓ તે માહાત્મ્યને યથારૂપ સમજવાનું કે સમજાવવાનું અજાણ્યે ચૂકી ગયા તેમ ગોવર્ધનરામ ચૂકી ગયા નહી, પણ બૌદ્ધ અને જૈન દર્શનોથી

પ્રગતિરૂપ તેજના અંગારવાળી આપણી સંસ્કૃતિ પાછી જડ થઈ ગઈ અને ભારતવર્ષનો સમાજ નિર્બળ, નિસ્તેજ, સંકુચિત, પરસ્પર કલહ કરનારો અને બહારની સંસ્કૃતિને ઝીલવાની કે આત્મમય કરી લેવાની શક્તિ વગરનો થઇ ગયો. ગોવર્ધનરામ આ છેલ્લી વસ્તુ-સ્થિતિને યથાયોગ્ય ન્યાય આપે છે; પણ તેનુ કારણ સ્પષ્ટ અને સૂક્ષ્મ રીતે બતાવી શકતા નથી.

એ અવનતિનાં કારણોમાં તેઓ બૌદ્ધ દર્શનનો વિપર્યાસ, તેથી નીપજેલી હિન્દી સંસારની વિકૃતિ, અને તે વિકૃતિને મિટાવી દેવા સ્મૃતિકારોએ કરાએલા નવા આચારો, એટલું જણાવે છે અને વાચકને તેટલો બોધ પમાડી એકદમ શાંત થઇ જાય છે. નાગલોકોનો સરદાર સરસ્વતીચંદ્રને અને કુમુદસુંદરીને સ્વપ્નદશામાં એ જ પ્રમાણે કહે છે.[1] તેઓ ખોટા જ્ઞાતિધર્મને તે માટે જવાબદાર ગણે છે. ગોવર્ધનરામ આ વિનિપાત માટે નામધારી બ્રાહ્મણ અશ્વ-ત્થામારૂપ સનાતન સંપ્રદાયને જવાબદાર ગણે છે. પણ તેનું સમર્થન કરવા જતાં રજપૂત સમય, શાંકર મત, જૈન દર્શન, બૌદ્ધ દર્શન, તેમનો પરસ્પર કલહ, મધ્વ, રામાનુજ અને વલ્લભ એમના સંપ્રદાયોનો ઉદય, તેમનો પરસ્પર કલહ, બંગાલના અને બિહારના બૌદ્ધોનું હિંદુ સમા-જથી બહિષ્કરણ, રાજપુત્રોની ક્ષત્રિય ધર્મની ઊંધી સમજ, ભાટ-ચારણની સંસ્થાએ રાજપૂતોને આપેલું રાજકારણનું જુદું રૂપ, તાંત્રિક આચારવિચારની ભ્રષ્ટતા, નવા સ્મૃતિકારોએ ભારતવર્ષની સંસ્કૃતિનો દુનિયાના બીજા સમાજોની સંસ્કૃતિથી કરાવેલો વિયોગ, રજપૂત રાજ્યોનું યુદ્ધકળાનું અજ્ઞાન, તેમનો પરરાજ્યો સાથેના સંબંધનો સંકોચ, નવી મુસ્લિમ સંસ્કૃતિના રાજકારણને સમજવાની સ્મૃતિ-કારોની અને હિંદુ સમાજના આગેવાનોની અશક્તિ, એ બધી

[1] ભાગ ચોથો, ૫૯૨; ૫૭૪–૭૫; ૬૪૯–૬૫૦; ૫૬૬–૬૭;

બાબતો ગોવર્ધનરામ સમજાવી શકતા નથી અને પ્રાંતોનાં રાજ્યોને, પ્રાંતોની ભાષાઓને અને પ્રાંતોના નવા સમાજોને વિસારે પાડી દે છે. કારણ સ્પષ્ટ છે. ગોવર્ધનરામ હિંદની તમામ સંસ્કૃતિને મહાભારતનાં પાત્રો મારફત રૂપકરૂપે સમજાવવાનો પ્રયાસ કરે છે. તેથી તેઓ આવી ઘણી વિગતોને તપાસવી મૂકી દે છે. અને તેને માટે માત્ર મહાભારતના 'અશ્વત્થામા'ને આગળ ધરી દે છે. તે મત પ્રમાણે ભીષ્મપિતાનો બોધેલો રાજમાર્ગ અને પ્રજાધર્મ લોકો સમજી શક્યા નહી તેથી તેમની દુઃસહ્ય અને નિરુપાય અધોગતિ થઈ ગઈ.

બૌદ્ધ અને જૈન યુગોથી પરિવર્તન પામેલી ભારતીય સંસ્કૃતિના અધઃપાત માટે આટલું દર્શન પૂરું ગણાય નહી. એ અવનતિનાં બીજ માત્ર નવા યુગનું–નવા જમાનાનું સ્વતંત્ર વ્યક્તિત્વ, તંત્રવિદ્યા અને ચારિત્રની ભ્રષ્ટતા, એ નહોતાં. તે માટે આપણી સંસ્કૃતિનું પુરાતન બીજ જવાબદાર હતું. વ્યક્તિને વ્યક્તિની દૃષ્ટિથી નહીં પણ અમુક સમાજના અંગભૂત તરીકે જોવાથી જડ દશા ઉત્પન્ન થવા પામી હતી. જે ભાવના હજુ હિંદની બહાર દૃષ્ટિ કરવા હિંદપુત્રોને અટકાવે છે તે જ ભાવનાએ તે વખતે આપણને મુસ્લિમ સંસ્કૃતિ સામે બળ અજમાવતા, તેને પરાસ્ત કરતા કે તેનો એકમેળ કરતા અટકાવ્યા. યૂરોપનો ખ્રિસ્તી સમાજ તે પ્રયાસમાં વિજયી નિવડયો, કારણ કે તે સમાજ એ વખતે પરદેશગામી થયો હતો, અંતરાત્માની શક્તિને તપાસનારો થયો હતો, બાઇબલની અને પોપની સત્તાને ઉડાવી દેવા તૈયાર થયો હતો, અને ખરો વીરધર્મ–યુગે યુગે નવા આચારનું રહસ્ય સમજતો થયો હતો. આ બાબત વિષે એટલું યાદ રાખવું જોઇએ કે હિંદુ, મુસ્લિમ, અને ખ્રિસ્તી, બધી સંસ્કૃતિઓની પૂર્વપીઠિકા શ્રુતિધર્મમાં હતી. આશ્રમની સંકૃતિમાં ચાતુર્વર્ણ્યની ઉદાત્ત ભાવનાનો ઉદ્રેક થયો, તો બૌદ્ધો અને જૈનો, એ બંનેની સંસ્કૃતિમાં અહિંસા-

ધર્મનો ઉદ્રેક થયો; આ બંને બનાવો આપણા કમભાગ્યે એક સાથે બન્યા. તેથી આપણી તે વખતની સસ્કૃતિ મહમુદ ગઝનીની રાજ્યધટના આગળ શિથિલ થઈ ગઇ, શિહાબુદ્દીન અને કુત્બુદ્દીનની રાજ્યઘટના પાસે નમી પડી, અને ગ્રીક, શક, હૂણ રાજ્યઘટના સામે વિજયી થઈ શકી હતી તેમ ન થતાં ઉદ્રેક પામેલા ચાતુર્વર્ણ્યના અને અનેકજ્ઞાતિઓના પોલા અને સ્થૂળ દેહોમાં છુપાવા માંડી, સંકોડાવા લાગી, વિલય પામવા લાગી, અને ઘડીકમાં રાજસ્થાનોના નાના મોટા દરબારોમાં, ઘડીકમાં કાશી, વિક્રમશીલા, વગેરે શહેરોની પાઠશાળાઓમાં, ઘડીકમાં જૈનોના અપાસરાઓમાં અને ભંડારોમાં, ઘડીકમાં ઊંચા અભેદ્ય કિલ્લાઓમાં, ઘડીકમાં જૌહર કરી બળી મરવા તૈયાર રહેલી રાજપુતાણીઓના ખોળામાં રમતા ભમતા રાજપૂતોની તરવારોમાં કે શ્રાવકોની કોથળીઓનાં પડમાં, ઘડીક દક્ષિણ હિંદમાં સ્વામીઓનાં, રામેશ્વરનાં, ગુરુ—વાયુરનાં, જગન્નાથનાં, ગોમટેશ્વરોનાં અને મીનાક્ષીનાં મંદિરોમાં, ઘડીક વિજયનગરના મહારાજાઓના, મહારાણીઓના અને મંડળેશ્વરોના મહેલોમાં, તો ઘડીકમાં, રાયગઢ, સાતારા, જીંજી, પૂના, તાંજોર, વગેરે શહેરોમાં, ભવાનીનાં મંદિરોમાં કે બાવાઓના અને સ્વામીઓના બ્રહ્મ-ક્ષાત્ર ધર્મ પ્રકટાવતા મઠોમાં અને સમાધિઓમાં, કોઇ વાર ચંડિકા, કાલિકા, વાઘેશ્વરી, અંબાજી વગેરે માતાઓનાં મંદિરોમાં, રક્ષણ માટે ભરાવા માંડી અને તે નાસભાગમાં પંજાબમાં, હિંદુસ્તાનમાં, ગૂજરાતમાં, સિંધમાં, નવી સંસ્કૃતિ સાથે બહેનભાવે રહેવા, કબીરરૂપે, નાનકરૂપે, મુલતાનરૂપે, પીરરૂપે, કે સૂરીરૂપે, આકર્ષણ ક્ષેત્ર દેવા માંડી. પરદેશીઓની સંસ્કૃતિ કંઈ 'અમરપટ્ટા' લખાવી લાવી નહોતી; પણ તે માટે હિંદમાં નહોતી એરિસ્ટૉટલની ફિલસૂફી, નહોતું લ્યૂથરનું સભયબળ, નહોતી કોલંબસની વિજયવાસના કે નહોતી યુદ્ધકળાની કે છાપવાની શોધ. યાદ રહે કે આ નવો ઉત્પાત કરનારા મુસ્લિમો

હિંદુઓથી અનેક રીતે ઊતરતા હતા અને જેમ હિંદુઓની વ્યવસ્થા શ્રુતિધર્મ ઉપર ઠરતી જતી હતી તેમ તેમની વ્યવસ્થા પણ શ્રુતિધર્મ ઉપર ઠરી ગઇ હતી; માત્ર તે વ્યવસ્થામાં રાષ્ટ્રવિકાસના ગુણો હતા, જ્યારે હિંદની સંસ્કૃતિમાં રાષ્ટ્રસંગોપનના ગુણો બાકી રહ્યા હતા, રાષ્ટ્રવિકાસના નહીં.

ધર્મભાવનાની અને પ્રગતિધર્મની આ સંક્રાંતિ ગોવર્ધનરામ ચોથા ભાગમાં[1] યુધિષ્ઠિરદ્વારા વર્ણવે છે. તે પ્રમાણે પ્રગતિ અને ધર્મભાવના હિન્દમાંથી ઇરાનમાં અને સિરિઆમાં ગયાં, ને ત્યાંથી તે અરબ સામ્રાજ્યમાં ગયાં; અને પછી તે યૂરોપ--અમેરિકા ગયાં. પણ એ સંસ્કૃતિ અહંતા અને મમતાથી ભરેલી હતી. તે ભાવનાઓ હવે વીસમી સદીમાં હિન્દમાં ફરી આવશે.

---

૧ ચોથો ભાગ, ૬૭૭-૭૮.

# ગોવર્ધનરામનું મુસ્લીમ, રજપુત અને મરાઠી ઇતિહાસનું દર્શન

ગોવર્ધનરામનું આપણા ઇતિહાસનું દર્શન શાંકર સમય પછીનું અધૂરું છે, અને તે દોષ ઠેઠ બ્રિટિશ સમય સુધીના ઇતિહાસદર્શનને લાગુ પડે છે. ગોવર્ધનરામે ક્યાંક ક્યાંક મોગલ સમયનું અને મરાઠી સમયનું દર્શન આપણી સમક્ષ રજુ કર્યું છે. તેનો ઉલ્લેખ હવે કરવાની જરુર છે.

અકબરે રજપૂતોનું સાહાય્ય લઇ અફઘાન રાજ્યોને વશ કર્યાં અને રજપૂતોને મોટા હોદ્દાઓ આપી તેમના આશ્રયથી, બળવો જ જેનો હેતુ હતો, રાજગાદી જેનું લક્ષ્ય હતું, સ્વાર્થ જેનો અહર્નિશ ખોરાક હતો, પ્રપંચ અને સ્વામીદ્રોહ જેના રાજકારણના મર્મો હતા, તે તુરાણી અથવા મોગલ સરદારોને અને સિપાઇઓને વશ રાખ્યા, પોતાના કુટુંબીઓને કબજે કર્યા અને તેમને રાષ્ટ્રકાર્યમાં

યોજ્યા. રજપૂત રાજાઓએ આ યુગધર્મ જોઈ લીધો અને તેને સ્વીકારી તેઓ મોગલાઈના, નામે ખંડિઆ પણ વસ્તુતઃ ખરા ભાગીદારો બન્યા.

ગોવર્ધનરામ આપણા રાજકારણની આ સંક્રાંતિને ત્રીજા વિભાગમાં બહુ સુંદર[1] રીતે સમજાવે છે. મહારાજા મલ્લરાજ કુમાર મણિરાજને રાજત્વમાં સિદ્ધ કરવા ચિંતા કરે છે, અને પ્રધાન જરાશંકરની સલાહ પૂછે છે. જરાશંકર તે સલાહ માટે રાજા પાસે શાસ્ત્ર અને કુલનો આચાર પ્રસિદ્ધ કરે છે. પણ પ્રજ્ઞ મહારાજા મલ્લરાજ તેટલી વિદ્યાને યોગ્ય લેખતો નથી. તેને તો કાળવિવર્ત હરહમેશ યાદ આવે છે. મુસલમાનો ચક્રવર્તી હતા ત્યારે રજપૂતોને જૂની વિદ્યા કામ આવી; પણ તેમને તે વિદ્યા મુસલમાનો ઉપર ચક્રવર્તિત્વ અપાવી શકી નહીં. રજપૂતોનો ધર્મ એ છે કે જયાચાર સાધવો અને તે અર્થે કુલાચાર કાલોચિત ન હોય તો તે ફેરવવો. મોગલ બાદશાહોના ઝનાનામાં રજપૂતોએ કન્યાઓ મોકલી તે બાદશાહોને જિતવા માટે. એ રાજાઓ દિલ્હીનગરનાં પરાંઓમાં સેનાઓ લઈ રહેતા હતા અને બાદશાહો ઉપર અમલ ચલાવતા હતા. તેથી રજપૂતો અને હિંદુઓ ચાલુ રહ્યા. જરાશંકર બ્રાહ્મણ આ હિન્દુ સાતત્ય માટે શિવાજીના પ્રતાપને આગળ ધરે છે. મલ્લરાજ આ જાણીતા જવાબનો અને તેના ગર્ભમાં રહેલ રાજકારણનો નિષેધ નહીં તો તેનું સ્પષ્ટીકરણ કરે છે અને રજપૂતોને સામદામ-દંડભેદ વગેરે સાધનો વસાવવા અને વાપરવા આગ્રહ કરે છે. ટૂંકામાં અફઘાનો અને તુર્કો સામે રાજપૂતોની તરવાર સજ્જ હતી પણ તેમનાં સામ, ભેદ અને દામ અધૂરાં હતાં : દામ તો સામભેદ ઉપર આધાર રાખે છે. અલબત્ત, ગોવર્ધનરામ કહે છે તેમ શિવાજીએ એ બધું

૧ ત્રીજો ભાગ ૨૧૯ - ૨૨૦; ૧૮૪ - ૧૯૫: ચોથો ભાગ, ૯૧ - ૯૨.

તૈયાર કર્યું હતું; પણ તેના વંશજોમાં ફુટ પડતાં પેશવાઓ બળવાન થયા અને તેમણે છત્રપતિઓને સાતારામાં નિષ્ક્રિય બનાવી દીધા. અંગ્રેજો સામે થવા પેશવાઇ પાસે સામ, દામ, દંડ અને ભેદ, બધાં અધૂરાં હતાં અને તે ડૂબી ગઇ.

અલબત, ગોવર્ધનરામનું દર્શન આ વિષયમાં અધૂરું તો છે જ, અને કોઇ પણ દર્શન પરિપૂર્ણ તો હોઇ શકે નહી. મોગલોના સહકારી થએલા રાજપૂતો માત્ર દિલ્હીનાં પરાંમાં લશ્કરોના સરદારો નહોતા રહ્યા. જયસિંહ અને જશવંતસિંહ જેવા રાજપૂત રાજાઓ મોગલોની જન્મ-ભૂમિ મધ્ય એશિઆમાં અને મહમુદ ગીઝનીના અને જયપાળ રાજાના દેશ અફઘાનીસ્તાનમાં અને મહારાષ્ટ્રમાં મોટા મોટા સરદારો તરીકે અને મુસદ્દીઓ તરીકે કામગીરી કરી આવ્યા હતા. ઔરંગઝેબની રાજ્ય-નીતિમાં રાજપૂતોએ કુટિલતા જોઈ. તેથી તેમણે દક્ષિણના હિંદુઓનો અને મરાઠાઓનો સહકાર સાધ્યો, જેને પરિણામે મરાઠાઓએ રજ-પૂતાઇને સંકુચિત બનાવી દીધી અને મોગલાઇથી વિરુદ્ધ કરી અંગ્રે-જોના હાથમાં સોંપી દીધી. ગોવર્ધનરામ ઔરંગઝેબની સંકોચવાળી રાજ્યનીતિને નીચે પ્રમાણે અશ્વત્થામાના મુખે વર્ણવે છે અને તે બાદશાહને[1] તેના મ્લેચ્છ અવતાર તરીકે દર્શાવે છે[2] એટલું જ નહીં; ગોવર્ધનરામ પેશવાઓને પણ અશ્વત્થામાના અવતારીઓ તરીકે ગણાવે છે.

ગોવર્ધનરામે સરસ્તીચંદ્રને કરાવેલા અસંત મનોવેધક સ્વપ્નદર્શનમાં

૧ ભાઇશ્રી સાદીકે લખેલા 'દરબારે અકબરી' નામના ગ્રંથના ભાષાં-તરની પ્રસ્તાવનામાં મેં મોગલાઇ–રજપૂતાઇના રાજકારણને સ્પષ્ટ કર્યું છે, જો કે એ વખતે એકાદ બે ઠેકાણેથી, મારાં મંતવ્યોને નહીં સમજતાં, વિરુદ્ધ ટીકા થઇ હતી, ખાસ કરીને 'સૌરાષ્ટ્ર' તરફથી થએલા તે પુસ્તકના અવ-લોકનમાં.

+ ચોથો વિભાગ, ૬૫૨–૬૫૩; ૬૯૦–૯૨.

પ્રેશવાઓને અન્યાય કર્યો છે. બધા પેશવાઓ અશ્વત્થામાઓ નહોતા. પહેલા પેશવા બાળાજી વિશ્વનાથે બાળક અને બિનઅનુભવી શાહૂ મહારાજને મહારાષ્ટ્રના સ્વરાજ્યનો ખરો સ્વામી બનાવ્યો, તેના પુત્ર બીજા બાજીરાવે તેને ગૂજરાતનો અને માળવાનો અને પૌત્ર બાળાજીએ નાગપુરનો, ઓરિસ્સાનો, રજપુત રાજ્યોનો, બુંદેલાઓનો, પંજાબનો અને અયોધ્યાનો ચક્રવર્તી બનાવ્યો. ત્રીજા પેશવાએ રામરાજાને સાતારામાં રાખ્યો, તેનું કારણ શિવાજીના વંશમાં ખટપટ ભરાઈ ગઇ હતી તે હતું, અને છત્રપતિઓ, વંશાનુગત રાજ્યક્ર જ્યાં જ્યાં ધારવામાં આવે છે ત્યાં થાય છે તેમ, યોગ્યતા વગરના થઇ ગયા હતા. બાળાજીનો પુત્ર માધવરાવ પેશવા તો પાણીપતના યુદ્ધનાં અનિષ્ટોને દૂર કરતાં અકાળ મૃત્યુ પામ્યો, જે ગોવર્ધનરામ પોતે કુરુક્ષેત્રના દર્શનમાં ભવ્ય ભાષામાં દર્શાવે છે.

બાળાજી, બાજીરાવ, માધવરાવ, વિશ્વાસરાવ અને સદાશિવરાવ ખોટા બ્રાહ્મણો નહોતા, કૃતઘ્ની નહોતા, અને રાષ્ટ્રવિરોધી નહોતા. અલબત્ત, રઘુનાથરાવ અને તેનો પુત્ર બીજો બાજીરાવ પેશવા અંગ્રેજોના દોસ્તો થયા અને મહારાષ્ટ્રની સ્વતંત્રતાના વિઘાતક બન્યા; તેટલે અંશે તે બ્રાહ્મણવંશ પરશુરામની રમત રમતાં થાક્યો અને નિષ્ફળ થયો, પણ તેથી પેશવાનું આખું કુટુંબ કૃતઘ્ની હતું તે ઇતિહાસથી વિરુદ્ધ છે.

ગોવર્ધનરામે પેશવાઓ ઉપર જે રોષ ઊતાર્યો છે તે આટલેથી અટકતો નથી. ત્રીજા ભાગમાં અને ચોથા ભાગમાં તે રોષ નાનાસાહેબ અથવા ધોંડુપંત ઉપર જુદી રીતે વરસાવવામાં આવ્યો છે. સરસ્વતીચંદ્રના સ્વપ્નમાં નાગરાજ સરસ્વતીચંદ્રને, કૃષ્ણે અશ્વત્થામાને દીધેલા શાપનું સ્મરણ કરાવે છે, રાત્રીએ તે શાપના શબ્દો

ઠેઠ ક્રૌંચરંધ્ર સુધી પ્રતિધ્વનિત થાય છે અને એ શાપનો ઉચ્ચાર[1] શાંત થતાં તેની સાથે ચારે પાસથી બીજા નાદો સંભળાવા લાગે છે— છેક કાનપુરના સ્મશાનોમાંથી મરેલી સ્ત્રીઓની અને મરેલાં બાળકોની કારમી મરણચીસો સર્વના કાનમાં વાગે છે. ગોવર્ધનરામે કલ્પેલી આ ચીસો ધોંડુપંતના હુકમથી માર્યાં ગયેલાં કાનપુરવાળાં અંગ્રેજ સ્ત્રીઓની અને બાળકોની સમજવાની છે.[2] આ પ્રકરણ ઇ. સ. ૧૯૦૧માં બહાર પડ્યું, એટલે તે ઈ. સ. ૧૮૯૯માં લખાયું હશે એ જો યાદ રાખવામાં આવે તો ગોવર્ધનરામે કરેલું પેશવાઇના ઇતિહાસનું દિગ્દર્શન એકદમ સ્ફુટ થઇ જશે. ઇ. સ. ૧૮૫૭–૫૮નું સિપાહીઓનું બંડ ઇ. સ. ૧૮૯૯માં, અત્યારે અને ઇ. સ. ૧૮૫૭માં પણ, આવી રીતે ચર્ચાતું હતું. નીશાળોમાં અને કૉલેજોમાં ચાલતાં પાઠ્ય પુસ્તકોમાં તે બંડને ગમે તેમ ચીતરવામાં આવ્યું હોય, વર્તમાનપત્રોમાં તેનું દર્શન ગમે તેવું બતાવવામાં આવ્યું હોય, પણ ગોવર્ધનરામ જેવા એક તટસ્થ, મુંબઇનિવાસી, મહારાષ્ટ્રીઓના મિત્ર અને રાષ્ટ્રભાવનાના ઉત્સાહી અને ઊંડા અભ્યાસીએ આવો રોપ પેશવાઓના આખા કુટુંબપર વરસાવવો જોઇતો નહોતો. એવો જ ભાવ તેઓ ત્રીજા ભાગમાં જાહેર કરે છે. ઈ. સ. ૧૮૫૭નો વખત છે; તાતિયા ટોપે, ધોંડુપંત અને બખત્યારખાં વગેરેએ કંપનિનાં લશ્કરોને અને કંપનિના આશ્રિત રાજાઓનાં લશ્કરોને થાપ મારી છે, અને પાદશાહ બહાદુરશાહ દિલ્હીના તખ્ત ઉપર ફરી વિરાજ્યો છે; તે પક્ષ તરફથી સુભાજીરાવ મરાઠો અને કેશવપંત શાસ્ત્રી[3] મલ્લરાજ પાસે મદદની માગણી કરે છે અને શાસ્ત્રી મલ્લરાજના સ્વદેશાભિમાનની કીર્તિનો ઉલ્લેખ કરી તેમને મદદ કરવાનું કહે છે અને સાથે સાથે જણાવે છે કે વિજય થતાં હિન્દુઓ મુસલમાનોને

---

૧ ચોથો ભાગ, પા. ૬૯૧–૬૯૨. ૨ ચોથો ભાગ, ૬૪૮–૬૪૯. ૩ ત્રીજો ભાગ, ૧૬૩–૧૬૪.

દૂર કરશે અને પૂર્વે જેમ શિવાજીએ હિન્દુપતપાદશાહી સ્થાપી હતી તેમ બળવાખોરોની ફત્તેહ પછી ફરી હિંદુ રાજ્ય સ્થાપશે, ત્યારે મલ્લરાજ મહારાજા મરાઠાઓને કૃતઘ્ની કહી તિરસ્કારી કાઢે છે.

આ બાબત ઉપર મેં વિવેચન કર્યું તે ઉપરાંત હજુ કંઈક વધારે લખવા મન થાય છે. મહારાષ્ટ્રના બ્રાહ્મણો અને તેમાં પણ પેશવાઈ ધરાવનારા બ્રાહ્મણો અશ્વત્થામાઓ નહોતા. તેમને હાથે શુદ્ધ બ્રાહ્મણ ધર્મનો ઉદ્ધાર થયો હતો અને અશ્વત્થામાના દાંભિક — સાંપ્રદાયિક ધર્મનો સંસ્કાર થયો હતો. ગોવર્ધનરામે આ વાત જો તેલંગ સાથે અને રાનડે સાથે છેડી હોત તો તેઓ તે સંસ્કારના મહત્ત્વને ચોક્કસ પામત. તે બ્રાહ્મણોએ હિંદુજાતિને નવા યુગને પ્રતિકૂળ જણાતા આચારવિચારોને છોડી દેવાનો આગ્રહ પણ કર્યો હતો; રામશાસ્ત્રી પ્રભુણે જેવા ન્યાયાધીશે વિધવાપુનર્લગ્ન, સહભોજન, મંદિરપ્રવેશ, સંધ્યા વગેરેના ક્રિયાકાંડો સામે છચોક વિરોધ કર્યો હતો. પેશવાઓની રોજનીશીઓમાં આવા અનેક ઉલ્લેખો મળી આવે છે અને તેલંગે જ તે સિદ્ધ કરી બતાવ્યું હતું.

બીજું, પેશવાઓએ કેટલાંયે મરાઠા કુટુંબોને આગળ કર્યાં, તેમને ગૂજરાતમાં, માળવામાં અને નાગપુરમાં રાજ્યસત્તા અપાવી, પાદશાહી કુટુંબ પર થતા અત્યાચારોને બંધ કર્યાં અને બ્રાહ્મણ ધર્મને અને હિંદુ સત્તાને નવીન ઓપ આપ્યો. તેમાં રઘુનાથરાવ અને બીજો બાજીરાવ અપવાદરૂપ હતા, છતાં તેમણે પણ ઘોર અત્યાચારો તો કર્યા નહોતા.

ત્રીજું, કુરુક્ષેત્રના યુદ્ધથી પેશવાઈનો અંત આવ્યો નહોતો. મરાઠાઓ તે પછી પણ હિંદના ચક્રવર્તીપદે રહ્યા હતા, જે પદ તેઓ ઠેઠ ઈ. સ. ૧૮૦૨–૧૮૦૩ની સાલ સુધી પોતાની પાસે રાખી શક્યા હતા.

માત્ર એટલું ખરું કે કુરુક્ષેત્રના યુદ્ધથી અંગ્રેજોને સત્તા સ્થાપવામાં ઘણી અનુકૂળતા થઈ આવી, જે મરાઠી વિજયથી મળી શકી હોત નહી. માત્ર તેટલા પૂરતા ગોવર્ધનરામ ખરા છે, બીજી બાબતોમાં નહી.

# ગોવર્ધનરામે કરેલું બ્રિટિશ યુગનું દર્શન

ગોવર્ધનરામે કરેલા આપણા પ્રાચીન, મધ્યયુગીન અને મોગલ તથા મરાઠી ઇતિહાસોના વૃત્તાંતોનું સમર્થન મેં તપાસ્યું. હવે આપણે બ્રિટિશ યુગમાં આવીએ. ગોવર્ધનરામ એ યુગને ઈ. સ. ૧૮૫૮ પછી ખાસ તપાસે છે અને તે તપાસ આપણને "સરસ્વતીચંદ્ર"ના ચારેય ભાગોમાં અને ખાસ કરીને પહેલા, ત્રીજા અને ચોથા ભાગોમાં મળી આવે છે. વસ્તુતઃ "સરસ્વતીચંદ્ર"નો ત્રીજો ભાગ પહેલા ભાગ તરીકે પ્રકાશવાની જરુર હતી. પણ એમ જણાય છે કે ગોવર્ધનરામે પોતાના વિચારો નક્કી કર્યા ત્યારે તેમણે સંસ્થાનોની રાજ્યખટપટ નોંધવાની પહેલી તક લીધા અને પછી રાજકારણની સૂક્ષ્મ સમીક્ષા કરવાનું યોગ્ય ધાર્યું. વાચકની વૃત્તિને સંતોષવા માટે આ રીત વધારે અનુકૂળ હતી, જો કે તે યોજનાથી વસ્તુનું પૂર્વાપરપણું જળવાઈ શકતું નથી.

ગોવર્ધનરામ બ્રિટિશ યુગનું રાજકારણ ઓગણીસમી સદીની દૃષ્ટિથી તપાસે છે. અત્યારે પણ તે દૃષ્ટિ ક્યાંક ક્યાંક જોવામાં આવે છે. તેમને હિંદના વર્તમાન રાજકારણની કેટલીક હકીકતો ગમતી નથી. આ દૃષ્ટિ સંસ્થાનોની વસતિમાં તો હમણાં સુધી જોવામાં આવતી હતી. કારણો સ્પષ્ટ છે. ઓગણીસમી સદીનાં પ્રથમ વર્ષોમાં દેશમાં ચાલી રહેલી અંધાધુંધી, બહારવટીઆઓનો ત્રાસ, જાનમાલની નુકસાની, ન્યાયનું ફારસ, બળિયાના બે ભાગ અને મારે તેની તલવાર એવી એ વખતની સ્થિતિ, રાજ્યો વચ્ચેના સતત ઝઘડા, ત્યાર પછી બ્રિટિશ સરકારે સ્થાપેલી સર્વદેશીય અને અદ્ભુત શાંતિ, હિંદીહિંદી વચ્ચે સમતોલ ન્યાયબુદ્ધિ, રેલ્વે, સડકો, શિક્ષણ-સંસ્થાઓ, સુશિક્ષિત લોકોને હાથે ચાલતો કારભાર, ધર્મ સંબંધી તટસ્થતા, હિંદની અભિલાષાઓ જાગ્રત થયે તેને સંતોષવી તે ઇંગ્લંડનું પવિત્ર કર્તવ્ય છે તેવા વારંવાર નીકળતા ઉદ્ગારો, સ્વતંત્રતા, સમાજની સુધારણા, પશ્ચિમનું નવું જ્ઞાન, સાહિત્ય કલા વગેરેનો વિકાસ, હિંદની પ્રાચીન સંસ્કૃતિનો અંગ્રેજોને હાથે થએલો અને થતો જતો ઉદ્ધાર, નવા વકીલો, ડૉકટરો, અમલદારો, વેપારીઓ, જમીનદારો, ઇનામદારો, અને માનચાંદધારીઓનો વધતો જતો સમાજ, મહારાણી વિકટોરિઆનાં વચનોથી શાંત થએલો નાનોમોટો દેશનો રાજસ્થાની અને તાલુકદારી વર્ગ, તેમની વધતી જતી વગ, એ બધાં કારણોથી ઓગણીસમી સદીની ઘણી જૂની થએલી ભાવના ચોથા ભાગમાં ગ્રંથકાર વર્ણવે છે.[1]

ઓગણસમા સદીનો હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, પારસી સમાજ બ્રિટિશ સરકારના અમલને અભણ, સ્વાર્થી, ઊડાઉ, આંધળા, જોહુકમી, કૂવા માંહેલા દેડકા જેવા, વ્યવસ્થા વગરના, લાંચરુશવતી, અન્યાયી

૧ ચોથો ભાગ, ૬૬૪–૬૬.

રાજસ્થાનોના અમલદારોના કારભાર સાથે સરખાવતો અને બ્રિટિશ સરકારને ઈશ્વરના દૂત જેવા માની તેના ઉપકારને વશ રહેવાનું પોતાનું પવિત્ર કર્તવ્ય સમજતો. તે સમાજ એ અમલને તે જ યુગનાં યૂરોપનાં પ્રગતિ કરતાં રાજ્યોના કારભારો સાથે સરખાવવાનું હજુ ભણ્યો નહોતો અને જાપાનની ઉન્નતિ તે વખતે તે સમાજનું એટલું લક્ષ ખેંચતી નહોતી. હિંદપુત્રોને બ્રિટિશ સામ્રાજ્યમાં વસતા બીજા પ્રજાજનો જેટલા તમામ અધિકારો કાળક્રમે મળી જશે અને ઈંગ્લંડની સરકાર એ આપશે એમ તે સમાજ સમજતો હતો; વસ્તુતઃ તે સવાલ એ વખતે ઉપસ્થિત પણ નહોતો થયો. ગોવર્ધનરામ આ માનસથી બહુ દૂર જઈ શકે એમ ન હતું. તે વખતનું વાતાવરણ તીખું નહોતું. ટિળક અને અરવિંદ ઘોષ, લજપતરાય અને બિપીનચંદ્ર પાલ તે વેળા કોંગ્રેસમાં આગળ આવ્યા નહોતા. હિંદની જનતા તે વેળા અંધશ્રદ્ધાળુ, નિશ્ચેતન અને રાજકારણથી અજ્ઞાત હતી અને તેના આગેવાનોમાં તીખો કર્મવાદ પેસવા પામ્યો નહોતો. આગેવાનો રોમના મહારાજ્યનો ઇતિહાસ વાંચી ઈંગ્લંડના મહારાજ્યને તે સાથે સરખાવતા અને તેને અવિચળ માનતા. યૂરોપમાં કોઈ જાદવાસ્થળી સળગી નહોતી. નેપોલિઅન જેવા મહાન્ શત્રુઓને અને રશિઆ જેવા ગજને હરાવી તથા ઇ. સ. ૧૮૫૮ના બળવાને દબાવી ઈંગ્લંડને જે આબરૂ મળી હતી તે ઉપર તેમને શક પડતો નહોતો. હિંદપુત્રો તે જમાનામાં માત્ર ઈંગ્લંડ જ જતા; તેમને યૂરોપના બીજા દેશોનો, જાપાનનો અને અમેરિકાનો પરિચય નહોતો. અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્ર, જેમના પરિશીલનથી માણસની બુદ્ધિ બંડખોર થાય છે, તે એ વખતે ઈંગ્લંડના સાહિત્યદ્વારા ભણાતાં અને ત્યાં પણ તેમનો વિકાસ બહુ થયો નહોતો. રાજ્યતંત્રોના તુલનાત્મક અભ્યાસની તો ભૂમિકા જ નહોતી. મુસલમાનો તે વખતે ભિન્ન, અવ્યવસ્થિત અને નિરક્ષર હતા. તેમનામાં આગેવાની નહોતી. વળી તુર્કીના પક્ષકાર ડિઝરાયલીના રાજકારણથી

તેઓ અંજાઇ ગયા હતા. ઇજિપ્ત વગેરેમાં અંગ્રેજી સત્તાની સ્થાપનાથી જે સુધારો થયો હતો તેથી તેમને સંતોષ વળતો હતો. અફઘાનીસ્તાનમાં અને ઇરાનમાં બ્રિટિશ વગ હતી અને ખિલાફત તરફ તેઓ બહુ દૃષ્ટિ કરતા નહોતા. એ કારણોથી ગોવર્ધનરામનું બ્રિટિશ યુગનું દર્શન આપણને અત્યારે વિસ્મય પમાડે તો તેમાં આશ્ચર્ય નથી. છતાં તેમાં નવીનતા તો હતી.

ગોવર્ધનરામ બ્રિટિશ સત્તાને હિંદના લોકસંગ્રહને ઉપકારક સત્તા ગણે છે અને તે માટે ઇશ્વરનો ન્યાય થયો હોય એમ સમજે છે. અલબત્ત, ઇતિહાસની દરેક ઘટનામાં ઇશ્વરનો હાથ તો સમજાવો જોઇએ. ઇશ્વરનો એટલે વિધિનો, કુદરતનો, કોઇ અકથ્ય અને અવર્ણનીય બળનો, કોઇ દિવ્ય કે એવી શક્તિનો, જેને ઇતિહાસકારો પાર્થિવ ભાષામાં Chance ચાન્સ – અકસ્માત્ કહે છે. તે પ્રમાણે ગોવર્ધનરામ સાચા છે. પણ એમની આ બાબતની માન્યતા તો પરિપકવ વિચારથી પરિણમેલી માન્યતા હતી અને તેટલે અંશે તે વિચારના પરિપાકમાં કાંઇ ‘ ચાન્સ ’ અકસ્માત્, વિધિ, કે ઇશ્વરશક્તિ નહોતી. ખરું જોતાં એ વખતનો દરેક શિક્ષિત હિંદી એ સત્તાને Providential – ઇશ્વરપ્રેરિત સત્તા કહી સંતોષ માનતો અને એમ કહેતો કે જ્યાં સુધી એ રાજ્યવ્યવસ્થામાં ન્યાય હશે, લોકસંગ્રહની વૃત્તિ હશે, સમતોલ બુદ્ધિ હશે, ત્યાં સુધી તેનું ઐશ્વર્ય ચાલુ રહેશે. ગોવર્ધનરામ આ મંતવ્યને ચોથા વિભાગમાં કુંતીના, પાંચાલીના અને હનુમાન્‌ના દૃશ્યમાં રજુ કરે છે. હનુમાન્ ( હિંદનો અંગ્રેજી અમલદાર અને વેપારી ) પાંચાલી ( હિંદની પ્રજા )નું સ્તનપાન એટલે સંપત્તિનો હ્રાસ કરે છે તેની સામે વિરોધ કરતી સ્વપ્નદશાવાળી કુમુદસુંદરીને કપિ પોતે કહે છે તેમ અંગ્રેજ લોકો પોતાની કળાઓથી હિંદમાતાનાં સુખનું પોષણ કરે છે. પણ ફળમૂળવગરના હિંદુસ્તાનમાં એટલા ધાવણ વિના અન્ય રીતે પોતાની પ્રાણયાત્રા થાય તેમ નહોતી અને પોતાની પ્રાણયાત્રા

થાય નહીં તો હિંદનું સંરક્ષણ આ લોકમાં અન્ય કોઇ કરનાર નહોતું. માટે જ અંગ્રેજો એટલું સ્તનપાન – Exploitation કરે છે. એ જ પ્રમાણે સામંતનો સૂક્ષ્મદેહી પોપટ જ્યારે ચકોર (ફ્રાંસ)ને મદદ માટે અને પોતાની જન્મપત્રિકા[1] માટે વિનતી કરે છે ત્યારે તે ચતુર પક્ષી તેને એ જ સલાહ આપે છે અને ગરુડ[2] જેવા થવું હોય તો કપિલોક (અંગ્રેજો)ને ખભે બેસી જવાનું કહે છે. કાંઇક એવો સવાલ પોપટ કપિ (અંગ્રેજો)ને કરે છે ત્યારે તે પણ એમ જ કહે છે.

ગોવર્ધનરામને બ્રિટિશોનો ભરોસો પૂરેપૂરો હતો અને તેઓ તેમના ભારતી અને સર્વરાષ્ટ્રીય ચક્રવર્તી પરાક્રમોથી પૂરેપૂરા અંજાઇ ગયા હતા. તેથી જ સૌમનસ્ય ગુહામાં સ્વપ્નાવસ્થા ભોગવતો સરસ્વતીચંદ્ર ગભરાએલી અને[3] નિરાશ કુસુદસુંદરીને આશ્વાસન આપે છે અને કહે છે કે અંગ્રેજ – હિંદ સંસ્કૃતિઓનો સુરેખ મેળ ફ્રાંસ (ચકોર)ને અને મયૂર (ઇટલિ)ને કાળક્રમે મુગ્ધ કરશે.

ઓગણીસમી સદીનો હિંદી ચિંતક આ કલ્પનાની સૃષ્ટિમાં રમ્યા કરતો હતો, કારણ કે તે વખતનો અંગ્રેજ વીસમી સદીના તેના વંશજ જેવો સ્વાર્થી મમત્વવાળો નહોતો. ગોવર્ધનરામનો હનુમાન કહે છે તેમ ઓગણીસમી સદીનો અંગ્રેજ[4] હિંદ પ્રજાનો સંસ્કાર-પોષક હતો. યાદ હશે કે લૉર્ડ હાર્ડિંજે એક વાર અંગ્રેજ અમલદારને હિંદનો Friend, philosopher and guide કહેલો હતો. ગોવર્ધનરામે તે વિચારને એક સ્થળે વ્યક્ત કર્યો છે. ગોવર્ધનરામનો અંગ્રેજ હિંદના લોકોનું લોકકલ્યાણઅર્થે અને સ્વાર્થઅર્થે રક્ષણ કરે છે, કવિની શક્તિ લઇ શિક્ષિત હિંદપુત્રને ઉલ્લાસી, સ્વતંત્ર અને આવેગી બનાવે છે, યોગી તરીકે તેને રાષ્ટ્રકર્તવ્યના યોગમાં પ્રેરે છે,

---

૧ ચોથો ભાગ, ૬૨૪. ૨ બાયરનનું કાવ્ય *Napoleon's Farewell* યાદ આવવું જોઇએ. ૩ ચોથો ભાગ, ૬૩૭–૩૮. ૪ ચોથો ભાગ, ૬૬૬.

અને મજૂરના પક્ષને હિંદના હિતનો ચિંતક બનાવે છે. આવા ઉલ્લેખો ચોથા વિભાગમાં સરસ્વતીચંદ્રની અને કુમુદસુંદરીની સ્વપ્નાવસ્થામાં આપણને પાને પાને નજરે પડે છે.[૧]

દુષ્કાળનાં દુઃખોનાં નિવારણ માટે બ્રિટિશ સરકારે કરેલી યોજનાઓ ગોવર્ધનરામે પ્રત્યક્ષ કરેલી હતી; ૧૮૯૭–૧૯૦૧ના દુષ્કાળો ઘણા ભયંકર હતા. મુંબઇનો પ્લેગ એ વખતે જ શરુ થયો હતો તે યાદ હશે. આ વખતે લોર્ડ એલ્ગિન અને પછી લોર્ડ કર્ઝન વાઇસરૉયો હતા. એલ્ગિનના કારભારમાં ટિળકને સજા થઈ હતી, ધરતીકંપો ઉપર ધરતીકંપો થયા હતા અને ચોમેર દુષ્કાળો પડયા હતા. લગભગ તે સમયે હિંદુમુસલમાનો અંદર અંદર લડી પડ્યા હતા. સરહદ ઉપર પઠાણો આ વખતે તોફાન કરતા હતા. પાર્લમેન્ટમાં તે વિષે ઉપરાઉપરિ સવાલો પૂછવામાં આવતા હતા.[૨]

---

૧ ચોથો ભાગ, ૬૭૫. ૨ પ્રથમ ડફરિને કૉંગ્રેસને ઉત્તેજન આપ્યું હતું. ૬૭૫ પાનની ઉક્તિઓમાં હ્યૂમ, વેડરબર્ન, રિપન, ગ્લેડ્સ્ટન, ફૉસેટ, કૉટન વગેરે હિન્દના જૂના અંગ્રેજ મિત્રોનો અને દાદાભાઇ, સુરેન્દ્રનાથ, ફીરોઝશાહ વગેરે હિન્દપુત્રોનો અવ્યકત ઉલ્લેખ છે.

# ગોવર્ધનરામ અને હિંદની શસ્ત્રહીનતા

બ્રિટિશ સત્તાની સ્થાપનામાં ઈશ્વરનો અનેરો હાથ રહેલો છે એટલું જ નહીં, પણ હિંદની સ્વરાજ્યની સિદ્ધિમાં તે જ સત્તા મુખ્ય પાઠ ભજવશે તેવું મત ઓગણીસમી સદીના બધા હિંદીઓનું અને સહૃદય અંગ્રેજોનું હતું. એ માન્યતાનું એક કારણ આપણી શસ્ત્રહીનતા એટલે ક્ષાત્ર તેજની નિર્બળતા એ હતું. ગોવર્ધનરામ એ કારણ ચોથા વિભાગમાં બે ચાર ઠેકાણે રજુ કરે છે અને તેની ચર્ચા કરે છે. તેઓ એમ ધારે છે કે શસ્ત્રહીનતા એ વીસમી સદીમાં અવગુણ તરીકે નહીં મનાય, ઉલટું એ મોટા સદ્ગુણ તરીકે લેખાશે અને લોકો ગએલી સ્વતંત્રતાને, બ્રાહ્મ ગુણોને પ્રકટ કરશે તો જ, મેળવી શકશે, માત્ર ક્ષાત્ર તેજથી નહીં. તેમના વિચાર પ્રમાણે હિંદની શસ્ત્રહીનતા હિંદપુત્રોને નિર્બળ બનાવતી નથી: ઉલટું, તે તેમને પરસ્પર વ્યવહારમાં સબળ રાખે છે. ગોવર્ધનરામના મત પ્રમાણે

જો હિંદપુત્રોને શસ્ત્રો આપવામાં આવે તો તેઓ તેમનો અશ્વત્થામાએ કર્યો તેવો ઉપયોગ કરે અને તેમનો પ્રહાર હિંદની પ્રગતિ સામે થાય; તેથી દરેક રીતે તે શસ્ત્રહીનતા ઇચ્છવાજોગ છે અને હિંદી પ્રજાએ તેનો શોક કરવો જોઇએ નહી. [1]બાળક જ્યારે પોતાના પેટમાં જ શસ્ત્ર ખોસે ત્યારે તે શસ્ત્ર તેની પાસેથી પડાવી લેવું જોઇએ. હિંદ પ્રજાનો શસ્ત્રસંન્યાસ બાળકના શસ્ત્રત્યાગ જેવો ગોવર્ધનરામે કલ્પ્યો છે.

આવી દશાથી ક્ષાત્ર તેજના અભિલાષી હિંદપુત્રો ક્ષત્રિય સત્તાના મહાસાગરનાં મોજાંની ગતિ જોઇ દીનતા અનુભવે અને નિરાશ થાય તે સ્વાભાવિક છે. તેમને એમ લાગે કે આવા[2] સાધારણ ધર્મના પાલનથી દેશનું શું કલ્યાણ થવાનું હતું! લોક-ઇચ્છા જ્યાં પ્રબળ થઇ ત્યાં શસ્ત્ર તો ગૌણ સાધન રહે છે અને અંગ્રેજ પ્રજાનું પોતાનું માનસ ક્ષાત્ર નથી પણ વૈશ્ય અને બ્રાહ્મણ છે તેવો વિચાર કાંઇક ગોવર્ધનરામનો હોય એવું જણાય છે. તેથી વગર શસ્ત્રે હિંદની અભિલાષાઓ સિદ્ધ થશે એવું ચિત્ર તેઓ ચોથા ભાગમાં ખડું કરે છે. એ સિદ્ધિ વગર શસ્ત્રે અને અસ્ત્રે પ્રજા કેટલી વખત ટકાવી રાખશે તે તેઓ ક્યાંય વિચારતા હોય એવું જણાતું નથી. પણ આ બાબતમાં કહેવું જોઇએ કે તેમનો હેતુ એ સિદ્ધિના માર્ગોનું સૂચન કરવાનો છે, તે થયા કેડે તેનું રક્ષણ કેમ કરવું, તે બતાવવાનો નથી. મારે અહીં આટલું તો સૂચન કરવું જોઇએ કે બધા શુદ્ધ અને તાત્ત્વિક વિચારકોની માફક ગોવર્ધનરામ પણ બ્રાહ્મ તેજમાં જ માનતા હતા અને ઓગણીસમી સદીની કેટલીએક પ્રવૃત્તિઓથી તે તેજના બળની તેમને ખાસ પ્રતીતિ થઇ હતી એટલું જ નહી પણ તેના કેટલાક મુખ્ય પ્રકારોનું તેમને શુદ્ધ દર્શન પણ થઈ શક્યું હતું.

---

૧ ચોથો ભાગ, ૬૭૩.  ૨ ચોથો ભાગ, ૬૩૭.

બ્રિટિશ સત્તાના સ્થાપનથી હિંદના ક્ષાત્ર તેજનો હ્રાસ થયો તે ઉપર ગોવર્ધનરામના વિચારો આટલેથી જ પૂરા થતા નથી. તે રહસ્યને તેઓ ત્રીજા ભાગમાં મલ્લરાજને મુખે વિગતવાર બતાવે છે અને મલ્લરાજ પ્રધાન જરાશંકર પાસે અને સામંત પાસે તે રહસ્યની તમામ વિગતોને લખાવે છે. ઇ. સ. ૧૮૫૮નો બળવો અને અઢારમી સદીનો, શિવશક્તિનો રચેલો પ્રલયકાળ પૂરા થતાં નારાયણ પોઢ્યા છે તે જોઇ સામંતસિંહ શોક પામે છે. પણ મલ્લરાજ તેને વારે છે અને તેની ક્ષાત્ર આંખોની આંસુધારા અટકાવતો કહે છે કે[3] રજપૂતોમાં અને હિંદના રાજાઓમાં દુષ્ટતા, ક્રૂરતા, સ્વાર્થ, વગેરે સર્વ પશુદોષો આવશે, તેમનામાં બ્રાહ્મણ, વૈશ્ય, શૂદ્ર અને ક્ષાત્ર જાતિના કોઈ ગુણો નહીં રહે, પણ તેમના બધા દોષો તેઓ ખાસ જમાવશે, અને તેમનાં કુટુંબોમાં પણ તેવા દોષો આવશે.

ઓગણીસમી સદીના કેટલાએક રાજવીઓની ચોક્કસ આ દશા હતી. છતાં તેમાં અપવાદો હતા; મલ્લરાજ જેવા કે મણિરાજ જેવા નહી તો તેમનાથી કાંઇક ઊતરતા અપવાદો તો ચોક્કસ હતા. વડોદરામાં, ગૂજરાત–કાઠિઆવાડમાં ક્યાંક ક્યાંક, મહારાષ્ટ્રમાં બહુ ભાગે, મ્હૈસુર ત્રાવણકોર કોચીન, વગેરે, અનેક અપવાદો હતા. બ્રિટિશોનું સર્વગામી રાજત્વ–બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષાત્ર, તેજ તેમનામાં નહોતું તો તે માટે તેમનો વાંક નહોતો. પણ તેમનામાં અને તેમના પ્રધાનોમાં રાજત્વનાં અને અમાત્યત્વનાં તમામ બીજોનો નાશ થયો હતો તે તો કહી શકાય નહી. ક્ષાત્ર તેજના આવિર્ભાવ માટે હિંદમાં ક્ષેત્ર રહ્યું નહોતું. હિંદ બહાર એ ક્ષેત્ર અંગ્રેજોના હાથમાં ગયું હતું. એ બધું ખરું છે. પણ અંગ્રેજ રાજત્વનો ગુણ માત્ર ક્ષાત્ર ધર્મના પ્રકાશનમાં સમાપ્ત થતો નથી. તે રાજત્વ વૈશ્ય અને બ્રાહ્મ

3 ત્રીજો ભાગ, ૧૭૯–૧૮૦.

ધર્મોનું પણ ઉપાસક છે અને પ્રાચીન હિંદી રાજત્વ એથી વંચિત તો નહોતું જ. તેવો રાજધર્મ સમજવાની વૃત્તિ આપણા રાજ-લોકમાંથી બ્રિટિશોના આવ્યા પછી તદ્દન ચાલી ગઇ એમ તો આપણે કહી શકીએ નહીં. તે રાજલોકના કેટલાક રાજવીઓ તે વૃત્તિ અત્યારે ધરાવે છે અને તે વૃત્તિને શકિતરૂપે પ્રકાશમાં પણ લાવી રહ્યા છે. વસ્તુતઃ વીસમી સદીના હિંદી ઇતિહાસનું મુખ્ય લક્ષણ એ થશે અને ભાવી ઇતિહાસલેખક હિંદનાં રાજસ્થાનોના વ્યક્તિત્વને બરોબર આલેખશે. અત્યારે તો એ માટે ભવિષ્ય ઉજળું ગણાય.

ગોવર્ધનરામે મલ્લરાજને મોઢેથી કઢાવેલા હિંદના રાજાઓના દોષો માત્ર બ્રિટિશ યુગના જ આવેલા નહોતા. રાજાઓનો રાજ-કુમાર માટેનો મોહ, હિંદુ, મુસ્લીમ અને ખ્રિસ્તી, બધા રાજાઓમાં હોય છે અને હિંદુ રાજાઓનો એ મોહ ધર્મશાસ્ત્રમાં જણાવેલા શ્રાદ્ધ કરવાના હેતુની દૃષ્ટિથી સમજાય તેવો છે. રાજાઓના અને નવાબોના ભાયાતોનો પુરાતન ક્ષાત્ર ધર્મ જો દેશાવરનાં યુધ્ધોથી સંતોષ ન પામતો તો તે બહારવટીઆના વેશમાં પલટાઈ જતો અથવા રાજ્ય-કુટુંબમાં પ્રપંચરૂપે અવતરતો. રજપૂતાઇનો તો તે મુખ્ય દોષ હતો. નવા જમાનામાં ભાયાતો પોતાના ગરાસ વગેરેનો ઉકેલ વકીલો મારફત કે પંચો મારફત કરાવવા જાય અને તેમાં પાયમાલ થાય તેમાં નવા જમાનાનો કાંઇક વાંક ખરો. પણ રાજ્યે તે માટે સવડ કરી આપવી જોઇએ, જે સવડ ભાયાતોની તકરારોનાં જ નહી, પણ ચક્રવર્તી અને બીજાં રાજ્યો સાથેની અને છેવટે પરરાજ્યો વચ્ચેની તકરારોનાં સમાધાનો માટે પણ હવે ચાલુ કરવામાં આવી છે. બહુ-પત્નીત્વ, કુટુંબક્લેશ, ભાયાતો સાથે ક્લેશ, વેપારીઓની લૂંટ, વગેરે બ્રિટિશ સત્તા સ્થપાઈ તે અગાઉ પણ હિન્દુ અને મુસ્લિમ રજવાડાંના કારભારોના દોષો હતા. ઓગણીસમી સદીમાં તે દોષો વધારે પ્રકટ

થયા, કારણ કે તે વખતે બ્રિટિશ રાજ્યતંત્રમાં તેવા દોષો જોવામાં આવતા નહોતા; એટલું જ નહીં, તે દોષોના નિવારણ માટે એ વખતની અને અત્યારની રાજસ્થાની રૈયતમાં તાકાત નહોતી રહી, રહેવા દેવામાં આવી નહોતી, અથવા રહી હતી તો તે જાગ્રત થતાં શાંતિના કારણસર ચક્રવર્તીની સત્તાથી દબાઇ જતી અને એક વાર દબાતાં બીજી વાર તે ઊભી થવા પામતી નહીં.[1]

---

1 ત્રીજો ભાગ, ૨૬૯, જ્યાં આખો વિચાર સુંદર ભાષામાં મૂકવામાં આવ્યો છે.

# ગોવર્ધનરામે વિચારેલું રાજસ્થાનતંત્ર

## મલ્લરાજ અને જરાશંકરના યુગનું રત્નનગરીનું રાજયતંત્ર. બળવા પછીના સુધારાઓ.

બ્રિટિશ સત્તાએ રાજત્વને જે નવો ઓપ આપ્યો તેને સત્ય કહેવડાવવા માટે મલ્લરાજે નવા પ્રયોગો આદર્યા. ત્રીજા ભાગમાં આપવામાં આવેલા પ્રયોગો ખાસ નોંધમાં લેવા જેવા છે, કારણ કે જેમ બુદ્ધિધન જેવા બુદ્ધિથી જ શિક્ષણ લેતા અમાત્યનું જીવન નવું સૌભાગ્ય પામેલી સૌભાગ્યદેવીએ એકરસ કર્યું તેથી તે સુવર્ણપુરનો કારભાર એકાગ્ર કરી શકયો, જેમ પશ્ચિમની વિદ્યાના સંગથી વિપુલ બનેલી વિદ્યાથી વહિવટમાં કુશળ થએલા વિદ્યાચતુરના જીવનને સહજ અને અનુભવે મેળવેલા ગુણોથી અલંકૃત સતી સ્ત્રી ગુણસુંદરીએ રત્નનગરીના સરળ થએલા કારભારને પ્રગતિશીલ કરવા ઉચ્ચ બનાવ્યું, જેમ લોકસંગ્રહ માટે પ્રાચીન, પૂર્વ, પશ્ચિમ, વર્તમાન, એ બધી

સરસ્વતીથી વિભૂષિત થએલા સરસ્વતીચંદ્રને ભ્રષ્ટ સુવર્ણપુરના અને આદર્શજીવનવાળા સુંદરગિરિના અનુભવે રાંક અને શેરડા પડે એવી કુમુદથી છૂટો પાડી ભભકાબંધ, ચતુર, જાજરમાન અને બુદ્ધિવાળી કુસુમ સાથે સાંધી તેના જીવનને લોકસંગ્રહ માટે અનુકૂળ બનાવ્યું, તેમ જૂના જમાનામાં ઉછરેલા નાગરાજના પુત્ર મહારાજા મલ્લરાજે મહારાણી કમળારાણી સાથે અને અમાત્ય જરાશંકર સાથે નવા જમાનાનો જીવનક્રમ રચી રત્નનગરીના રાજ્યને આદર્શ બનાવવાની ભૂમિકા રાજલોકના મણિ કુમાર મણિરાજ માટે તૈયાર કરી આપી.

મલ્લરાજે હિન્દના અસ્ત થતા રાજત્વનો બચાવ કરવા અને તેનું સંસ્કરણ કરવા તેને જુદું દ્વિજત્વ આપવાનો પ્રયાસ કર્યો. રાજ-પરિવર્ત[1] અને યુગપરિવર્ત એક સાથે થએલો જોઈ તેણે કુળાચાર અને યુગાચાર કાંઇક છોડી દીધા અને કાંઇકિ માન્ય રાખ્યા. બ્રાહ્મણ જરાશંકરે હિતોપદેશ અને પંચતંત્ર ઘોળી ઘોળી પી લીધાં હતાં. તેનો ક્ષાત્ર માનસવાળા અને તુરત નિર્ણય પર આવવાના સ્વભાવવાળા મલ્લરાજે પૂરો ઉપયોગ કર્યો. બુદ્ધિશાળી અમાત્ય રાજકારણના બાલોપયોગી સાહિત્યદ્વારા રાજાને કેવી રીતે સત્પથે વાળી શકયો હશે, અથવા તો પ્રાચીન ભારતમાં તેનો કેવો ઉપયોગ થતો હશે તે આ ત્રીજા ભાગમાં ગોવર્ધનરામે વાચકને બતાવી આપ્યું છે, માત્ર વાચકે તે ભાગ અક્ષરશઃ વાચવો જોઇએ.

મલ્લરાજે મેનારાણીને કાંઇક ઓઝલ[2] છોડાવી દીધી અને સામંતની અને જરાશંકરની, અને ખુદ મેનારાણીની આજીજીને માન્ય ન રાખતાં એકપત્નીવ્રત પાળ્યું.[3] મલ્લરાજ મહારાજા એમ કહેતો કે પુત્રની અતિશય કામના કરવી તે બ્રાહ્મણ–વાણિઆનું કામ

૧ ત્રીજો ભાગ, ૧૮૫. ૨ ત્રીજો ભાગ, ૧૭૫. ૩ ત્રીજો ભાગ, ૯૪–૯૫; ૧૯૮.

છે, ક્ષત્રિયોનું નહીં, અને ક્ષત્રિય રાજાઓએ તો સિંહવૃત્તિ સેવવી જોઇએ. તેણે દત્તક પુત્ર લઈ ભાયાતોમાં ઈર્ષ્યા ઉત્પન્ન કરવાને બદલે સામંતને પોતાનો વારસ ઠરાવ્યો, અને તે રાજત્વને દીપાવે તે માટે તેને યોગ્ય તાલીમ આપવા માંડી.[૧] ક્ષાત્ર તેજનું રક્ષણ થાય તે માટે મલ્લરાજે જંગલોમાં વાઘ, સિંહ, દીપડા વગેરેનો શિકાર રાજકુમારો અને ભાયાતો કરે તેવી ગોઠવણ કરી અને મંત્ર મૂક્યો કે ભાયાતોએ પરદેશમાં યુદ્ધકળા શીખવા, યુદ્ધ કરવા, અથવા જ્યાં માથું ડોરે મૂકી રજપૂતનું કામ કરવું પડે ત્યાં જવું. આ સલાહ અધૂરી છે. સંસ્થાનિક રજપૂતો બહાર લડવા ક્યાં જઇ શકે! હિંદની લશ્કરી ભરતીની ખોટી રીતથી ગૂજરાત કાઠિઆવાડ અને રાજપૂતાનાનો અસંખ્ય લડાયક વર્ગ નબળો, કામ વગરનો અને તેથી અવનત થઇ ગયો છે. મલ્લરાજે મણિરાજને અંગ્રેજી વિદ્યા ભણાવી અને તેની આસપાસ ભાયાતોને મૂકી તેને વણિક્ બુદ્ધિથી અને કેવળ બ્રાહ્મણબુદ્ધિથી અલગ રાખ્યો, તો તેની પાસે વિદ્યાચતુર જેવા કુશળ ગુરુને મૂકી તેને ભ્રષ્ટ થતી રાજપૂતાઇથી પણ અલગ રાખ્યો.[૨] તેણે આગ્રહ કર્યો કે ક્ષત્રિય રાજ્યોના ક્ષત્રિયો પોતાની જાત મૂકી ખેડૂત બને, રજપૂત કહેવાતા મટી જમીનદારનું અને તાલુકદારનું નામ પામે, તેવા કાળમાં રાજકુળનાં ઘરોમાં એટલું અગ્નિહોત્ર નિરંતર પળાવું જોઇએ.[૩] મલ્લરાજે ભાયાતોની તકરારોની પતાવટ માટે પંચનો બંદોબસ્ત કર્યો, તે પંચમાં પ્રધાન, ભાયાતોમાંથી ગાદીનો હક્ક ધરાવતો માણસ, અને પક્ષકાર ભાયાતનો નીમેલો કોઇ માણસ, એટલાની અને સરપંચની નિમણોક કરી, ભાયાતોને રાજ્યને જ જમીન વેચવાની ફરજ પાડી[૪] રાજ્યની જમીનને ઓછી થતી અટકાવી,

૧ ત્રીજો ભાગ, ૧૮૬ – ૨૨૯. ૨ ત્રીજો ભાગ, ૧૮૧. ૩ ત્રીજો ભાગ, ૨૨૯. ૪ ત્રીજો ભાગ, ૧૮૨ – ૧૮૩.

નવા ગ્રાસમાં જમીનને બદલે બમણી રોકડ રકમ આપવાનો ચાલ દાખલ કર્યો, ભાયાતો રજપૂતાઈ ચૂકે તો તેમના ઉપર દરબારી મહેસુલ મૂકી અપરાધ માટે ગ્રાસ જપ્ત કરવાનો હુકમ ફરમાવ્યો, નજરાણો માફ કર્યો, અને રાજા બદલાય ત્યારે અરધો ભાગ ભાયાતે મહેસુલમાં આપવો, એવું ઠરાવ્યું. મલ્લરાજ તેથી પણ આગળ ગયો. તેણે બધા ભાયાતોને લખી આપ્યું કે જો તેઓ નારાજ હોય તો પોતે ગાદી છોડવા તૈયાર રહેશે અને એ શરતોએ રાજા મટી ભાયાત રહેવા પોતે કબૂલ થયો. મલ્લરાજે મેનારાણી પાસે જૂના જમાના મુજબ ગર્ભધારણની ક્રિયાઓ[1] પળાવી અને રત્નનગરીના રાજાઓનો ગૃહસ્થાશ્રમ કેવળ ભોગાશ્રમ નથી, તેમનું બ્રહ્મચર્ય જ્યારે જોઈએ ત્યારે તેમની પાસે તૈયાર છે, એમ કહી મણિરાજના[2] ગર્ભકાળમાં પોતે બ્રહ્મચારી રહ્યો અને છતાં રાજમાતાનું પદ ભોગવતી મોટા ભાઈ હસ્તિદંતની વિધવાના આદેશ મુજબ મેનારાણીને કોઈ વાર દેહદર્શન દઈ, બ્રહ્મચારી રહી, ગૃહસ્થાશ્રમ પાળી, કુળાચાર પાળ્યો. તેણે બાળક મણિરાજને મધમાખ જેવી બુદ્ધિવાળી, ચતુર, વિચક્ષણ, બહુબોલી નહીં તો મીઠી પણ નહીં, તેવી ધાત્રીને સોંપી દીધો, "ચિન્તાના સ્વપ્ન વગરનો આનંદ એ બાળકનું ચક્રવર્તી[3] રાજ્ય છે તે રાજ્યની આણ ન તોડતાં" મણિરાજને હંમેશાં આનંદ આપ્યા કર્યો અને યોગ્ય વય થતાં મણિરાજને કમળારાણી સાથે ગાંધર્વ લગ્નથી પરણાવ્યો.[4] [5]તેણે સામંતના મૂળરાજને રાજદ્રોહના ગુના માટે દેહાંતદંડ ન કરતાં માફી આપી, ભાયાતોને પોતાના પક્ષમાં લીધા[6] અને અંગ્રેજોના શત્રુ સામંતને પ્રધાન જરાશંકર સામે ખટપટ કરતાં અટકાવ્યો. જ્યારે વાનપ્રસ્થ થવાનો વખત

---

૧ ત્રીજો ભાગ, ૨૦૧. ૨ ત્રીજો વિભાગ, ૨૦૫. ૩ ત્રીજો ભાગ, ૨૦૯. ૪ ત્રીજો ભાગ, ૨૦૮–૨૧૦. ૫ ત્રીજો ભાગ, ૩૦૨–૩૦૯. ૬ ત્રીજો ભાગ, ૩૧૨–૩૧૬.

આવ્યો ત્યારે મહારાજા મલ્લરાજ સંન્યસ્ત થયો અને[1] તેણે જરાશંકર સાથે ધર્મવિચારમાં પોતાનું જીવન પૂરું કર્યું. તેણે મરણ પથારી ઉપર ઉપદેશ આપ્યો કે — મણિરાજ, રાજ્યના શત્રુઓની ખટપટમાં — રાજ્ય નિષ્કંટક કરવામાં — પ્રજાનો વિચાર મારાથી નથી થયો. હું તમને નિષ્કંટક રાજ્ય સોંપી જાઉ છું — પણ તમે હવે આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજો, પ્રજા રંક છે — બોલતી નથી — પણ મેં એને સારુ કંઈ કર્યું નથી — તમે ભૂલશો નહિ — મણિરાજ, અન્ન, પાન અને શરીર ત્યજી પ્રજાને જાળવજો. પ્રજા તમને ભાળવું છું — અને પછી કુલાચાર મુજબ કાલિદાસકૃત રઘુરાજાનું વાનપ્રસ્થ જરાશંકર પાસે સાંભળતો, "શિવ, શિવ, શિવ" ઉચ્ચાર કરતો[2] સ્વર્ગવાસી થયો. તેણે પ્રજામાં યુગવિવર્ત થાય અને રાજાઓમાં ન થાય તો એ કજોડાનો ક્લેશ ભારે થાય તેથી પોતાના કુમારને નવો જમાનો ઓળખતાં શીખવ્યું. "યુગેયુગે યુગાચાર[3]."

આવી રીતે ગોવર્ધનરામે ઇ. સ. ૧૮૫૮ થી ઇ. સ. ૧૮૮૭ સુધીની સાલ સુધીનો રાજસ્થાની વ્યવહાર કલ્પ્યો છે.

મણિરાજ વંશાનુગત હક્કથી ગાદીએ આવ્યો હતો; મહારાજા મલ્લરાજે જ તેને ગાદી ઉપર સ્થાપ્યો હતો. પણ ઉપર કહ્યું તેમ એક વાર મલ્લરાજે જરાશંકરની સલાહ પૂછ્યા વગર સામંત સાથે ભાયાતોને કહેવરાવ્યું હતું કે જો પોતાનો અમલ તેમને કબૂલ ન હોય તો તેઓ બીજા કોઇ પણ માણસને ગાદી ઉપર સ્થાપી શકે છે. સામંત અને તેનો પુત્ર મૂળરાજ પહેલેથી જ મલ્લરાજના અને જરા-

---

૧ ત્રીજો ભાગ ૨૯૮–૩૦૦; પા. ૨૭૮–૨૮૫. ૨ ત્રીજો ભાગ, ૩૧૭. એક અવલોકનકાર મલ્લરાજને "આર્થર" તરીકે જાહેર કરે છે; **વસંત**, ચૈત્ર, ૧૯૯૩, ૧૮૦. પણ તે યોગ્ય નથી. ૩ ત્રીજો ભાગ, ૨૨૧.

શંકરના અંગ્રેજો સાથેની દોસ્તીના વિધિથી[1] વિરુદ્ધ હતા, અને સામંતે પોતે તે વિરોધને મલ્લરાજના બોધથી ભયાવહ થશે એમ સમજી શાંત કર્યો હતો. પણ મૂળરાજનો ક્ષાત્ર સ્વભાવ વૈરભાવે પ્રકટી ચુક્યો હતો અને તે તથા તેનો સગો પાસેના નગર વીરપુરનો રાણો ખાચર અંગ્રેજ એજન્ટને અને તેના અમલદારોને રત્નનગરી વિરુદ્ધ ભંભેરતા[2] હતા, તેટલું જ નહીં પણ બહારવટિઆઓને પણ આશ્રય આપતા હતા. મૂળરાજને મણિરાજના ક્ષાત્રત્વ ઉપર સંદેહ હતો અને તે ગાદીનશીન થતાં તેના રાજત્વને કબૂલતો નહોતો. આ વૃત્તાંત ગોવર્ધનરામે ઇરાદાપૂર્વક ત્રીજા ભાગમાં આપ્યો છે, એ હેતુથી કે નવા જમાનામાં પણ રાજાએ રાજત્વ ઉપર પોતાનો હકક ક્ષાત્ર અધિકાર મુજબ સિદ્ધ કરવો જોઇએ. તે કારણથી તેમણે મણિરાજ અને મૂળરાજ વચ્ચે રત્નનગરીનાં વીચ જંગલોમાં દ્વંદ્વયુદ્ધ વર્ણવ્યું છે, તેમાં મણિરાજને વિજયી કર્યો છે અને મૂળરાજને મોઢે જાહેર[3] કરાવ્યું છે કે " મણિરાજને મારા તરફથી કહેજો કે આજ સુધી મારા વિચાર એક જાતના હતા અને હવે તે બદલાયા છે. તમારું બળ, તમારી ઉદારતા, અને તમારી બુદ્ધિ એ સર્વનો અનુભવ તમે મને કરાવ્યો તેથી મારા મનનો ગર્વ અને મત્સર કેવળ અસ્ત થયો છે, અને જે રાજ્યની મારે સેવા કરવી જોઈએ તે રાજ્યનો દ્રોહ કરવા જે મહાન્ પ્રયાસ કરી તમારા શત્રુઓને બળવાન્ કર્યા છે તે દોષથી અને પાપથી હું હવે મુક્ત થઈ શકું એમ નથી ... જે લોકોને મેં આપના શત્રુ કર્યા છે તેમને ગમે તો આપના મિત્ર કરવા અને ગમે તો તેમનું વધેલું બળ નષ્ટ કરવું ... મારી અરજ એટલી છે કે મને આપના રાજ્યમાં છૂટો રહેવા રજા ન આપશો ... કારણ ... જરાશંકર અને વિદ્યાચતુર એ બે બ્રાહ્મણો આપને પ્રિય છે તેનો હું

---

૧ ત્રીજો ભાગ, ૨૩૩-૩૪. ૨ ત્રીજો ભાગ, ૨૬૨. ૩ ત્રીજો ભાગ, ૩૧૧.

શત્રુ મટવાનો નથી ને છૂટો હઈશ તો કોઈ દિવસ બ્રહ્મહત્યા કરી બેસીશ!" વાચકને યાદ આપવાની જરુર છે કે આ જ સામંતપુત્ર મૂળુ એકવાર ગુણસુંદરીના ઘરમાં દુષ્ટ બુદ્ધિથી[૧] પેસી ગયો હતો, જેનું પ્રાયશ્ચિત્ત તેણે સુભદ્રા નદીમાં પડેલી કુમુદને બહારવટીઆ પ્રતાપના[૨] હાથમાં જતાં બચાવીને કર્યું હતું અને જો તેનો એક હાથ મણિરાજ સાથેના દ્વંદ્વયુદ્ધમાં કપાઈ ગયો ન હોત તો કુમુદને તે સુખેથી પોતાના બળથી નદીપાર કાઢી જઈ વિદ્યાચતુરના અને ગુણિયલના હાથમાં સોંપી શક્યો હોત.[૩]

નવા જમાનાથી રંગિત થએલો મલ્લરાજ મણિરાજનો સંબંધ મણિરાજની સંમતિ વગર અને બાલ વયે કરવા ના[૪] પાડતો. તેણે ગાંધર્વ લગ્નથી વરેલાં કમળા–મણિરાજનું લગ્ન કબૂલ રાખ્યું અને જ્યારે કમળાકુમારીના પિતા ખાચર રાણાએ મણિરાજને અસ્ત્રની લક્ષ્યસિદ્ધિ નથી અને તેમાં કપટવિદ્યાની[૫] કુશળતા નથી તે કારણસર વિરોધ બતાવ્યો ત્યારે તેને તે ખોટું છે એવો પ્રત્યક્ષ પૂરાવો આપી શાંત કર્યો.

આવી રીતે [૬]મણિરાજ બધી રીતે રાજત્વપદવીને યોગ્ય થયો હતો. રાજાઓએ તેવું રાજત્વ કુમાર અવસ્થામાં સિદ્ધ કરવા પ્રયત્નો કરવા જોઈએ એમ ગોવર્ધનરામ કહેવા ધારે છે.

## ગોવર્ધનરામે વિચારેલું રાજસ્થાનતંત્ર. મણિરાજનું અને વિદ્યાચતુરનું નવા જમાનાને અનુસરતું રાજ્યતંત્ર.

મલ્લરાજે અને જરાશંકરે જે ભૂમિકા તૈયાર કરી હતી તે ઉપર

---

૧ ત્રીજો ભાગ, ૨૭૪–૭૬. ૨ ત્રીજો ભાગ, ૩૪૪–૪૫. ૩ ગોવર્ધનરામની વસ્તુસંકલનાની શકિતનો આ એક નમૂનો છે. ૪ ત્રીજો ભાગ, ૩૦૮–૯. ૫ ત્રીજો ભાગ, ૩૩–૧૬. ૬ મલ્લરાજને 'આર્થર' કહેનાર અવલોકનકાર 'બંધુસમાજ' મણિરાજને 'અકબર' કહે છે. ૧૮૦, **વસંત**, ચૈત્ર, ૧૯૬૩.

મણિરાજે અને વિદ્યાચતુરે વાડીઓ ઊભી કરવા માંડી. વિદ્યાચતુરને અનેક વાર મનમાં થતું હતું કે ઈ. સ. ૧૮૫૭ના બળવામાં મલ્લરાજે બંડખોરોને મદદ ન આપી તેમાં ભૂલ થઇ હતી. તેને અનેક વાર એવો વિચાર આવતો કે ઈ. સ. ૧૮૫૭ નો બળવો હિન્દ પુત્રોના પક્ષમાં ફળ્યો હોત તો જાપાને જેવી ઉન્નતિ સાધી તેવી ઉન્નતિ સ્વતંત્ર હિન્દુસ્તાન ચોક્કસ સાધી શકત. તે વારંવાર શાકુંતલનો શ્લોક યાદ કરતો અને વિચાર કર્યા કરતો કે દેશોદ્ધારના મહાન્ પ્રસંગરૂપ હાથી જાતે પાસે થઇને ચાલ્યો ગયો ત્યારે એ હાથી છે એવું કોઇએ જાણ્યું નહીં; તે જતાં જતાં હાથી જ હશે એવી શંકા થઈ અને હવે જ એનાં પગલાં જોઇ નક્કી થાય છે કે મૂર્ખાઇમાં પાસે આવેલા હાથીને જવા દીધો, અને એ ગએલો પ્રસંગ ગયો તે પાછો દેખાડે એવી શક્તિ ચોખંડ પૃથ્વીમાં કોઈ આણે એમ નથી !

મલ્લરાજની માફક મણિરાજે રાણીઓના મહેલોની ખટપટ એક રાણીથી શૂન્ય કરી દીધી હતી અને કમળારાણીને નવા યુગનો અભ્યાસ કરાવવા[૪૦] ફ્લોરા નામની કુમારીને એજન્ટની વિધવા મારફત રત્નપુરમાં આણી હતી. તેને સામંતોની સાથેની ખટપટ રહી નહોતી, અને એજન્ટ સાથે અને પડોશનાં રાજ્યો — સુવર્ણપુર અને વીરપુર સાથે દોસ્તી થઇ ગઇ હતી. તેથી મણિરાજ ઘર, કુટુંબ, અને પડોશ, એ સંબંધી નિશ્ચિત થયો હતો. વિદ્યાચતુરના પ્રયાસથી રાજ્યવ્યવસ્થા સંબંધી પણ તેવી જ નિશ્ચિંતતા તેણે કરી લીધી હતી. તે કારણોથી રત્નનગરીની પ્રજાનો વિકાસ નવા યુગનાં મંતવ્યો પ્રમાણે થવા લાગ્યો. આ વિકાસ કેવો થયો, તેની સિદ્ધિ માટે કેવા ઉપાયો લેવામાં આવ્યા, તેમાં જૂના અને નવા, એ બે જમાનાઓનાં કયાં કયાં લક્ષણોનો અવગાહ થયો હતો, અને કયાં કયાં લક્ષણો તેમાં

---

૪૦ ચોથો ભાગ, ૧૮૫.

પૂરવાં બાકી રહી ગયાં હતાં તે આપણે હવે જોઇએ. ગોવર્ધનરામનું સંસ્કૃત સંસ્થાનિક રાજકારણ તેમાં જણાશે.

જમાનો બદલાય છે અને તેની અસરો રત્નનગરીના કારભારી મંડળ ઉપર અને રાજદરબાર ઉપર થાય છે. ગોવર્ધનરામ એ જમાનાનાં લક્ષણો જુદી જુદી રીતે ચોથા ભાગમાં આપે છે અને તેમાં વર્તમાન અને ભવિષ્ય, બંનેની ચર્ચા કરે છે. એ ચર્ચા ચાળીસ વર્ષોની જૂની છે, છતાં અત્યારે તેનું મહત્ત્વ ઓછું નથી, મારા મત પ્રમાણે તેનું મહત્ત્વ અત્યારે વધ્યું છે. ગોવર્ધનરામની ભવિષ્ય માટેની ચર્ચાઓ પણ એટલી જ ઉપયોગી છે.

પ્રથમ તો સંસ્થાનો અને ચક્રવર્તી રાજ્યનો એટલે બ્રિટિશ સરકારનો સંબંધ કેવો હોવો જોઇએ? ગોવર્ધનરામ આ બાબત સંસ્થાનિક દૃષ્ટિથી અને રાષ્ટ્રીય એટલે સર્વદેશીય કે હિન્દી દૃષ્ટિથી ચર્ચે છે. જો આપણે આ ચર્ચામાં બ્રિટિશને બદલે મધ્યવર્તી સરકાર મૂકીએ અને સંસ્થાનોને બદલે પ્રાંતિક સરકારો મૂકીએ તો ચર્ચા વધારે તલસ્પર્શી અથવા સૂક્ષ્મ અને ઊંડી જણાઈ આવશે. બ્રિટિશ રાજ્યની સ્થાપનાના આરંભકાળમાં તો આ સંબંધ માટે નિયમો અને ધારાધોરણો નહોતાં. સંસ્થાનોએ અંગ્રેજોની મિત્રતા સ્વીકારી અને પછી તેમની પાસે પંચનું કામ કરાવવા માંડ્યું. પ્રથમ નિયમો જ[1] નહોતા. પરિણામે બેચાર સંક્ષિપ્ત વાક્યોમાં રાજાઓને વિધિનિષેધ થવા લાગ્યા. રાજાઓ અને રાજાઓ વચ્ચે માત્ર નહી પણ રાજાઓ અને પ્રજા વચ્ચેની તકરારોમાં પણ બ્રિટિશ સરકાર અથવા મધ્યવર્તી સરકાર દરમ્યાન થવા લાગી.[2] "અંગ્રેજો પ્રથમ પંચ થયા, પછી ફોજદાર થયા, અને છેલ્લા હવાલદાર થયા!" તેમની ઇચ્છાઓને સંસ્થાનોએ તૃપ્ત કરવી એ સિવાય બીજો રસ્તો નહોતો. સંસ્થાનમાં રાજા

૧ ત્રીજો ભાગ, ૨૫૧ અને પછીનાં પાનાં. ૨ ત્રીજો ભાગ, ૨૫૭.

અને પ્રજા બંનેએ તો માત્ર પોતાપૂરતો જ વિચાર કરવાનો છે. પણ મધ્યવર્તી સરકારને તો આખા દેશનો વિચાર કરવો છે. તેથી સંસ્થાનિક રાજકારણે સામાન્ય કે મધ્યવર્તી રાજકારણ પાસે નમી જવું જોઇએ. હિન્દ સરકાર દેશકાળની આવશ્યકતા પ્રમાણે નવા નવા અધિકારો ધારે છે.[1] મણિરાજના મતે રાજાઓએ ચક્રવર્તીના મંત્ર પ્રમાણે વર્તવું, બનતાં સુધી ચક્રવર્તીનો વિક્ષેપ રાજ્યમાં થાય તેવી પરિસ્થિતિ ઊભી ન જ કરવી, અને જો એવી પરિસ્થિતિ આવે તો પોતાના અધિકારોનું લિખિત અને યોગ્ય રક્ષણ કરવું.[2] આ ફલિતાર્થ મલ્લરાજે નક્કી કર્યો હતો અને તેનું સ્પષ્ટીકરણ વિદ્યાચતુર મુંબઇથી આવેલા ચંદ્રકાંત અને વીરરાવ જેવા ભિન્ન સ્વભાવના પરોણાઓ પાસે ઘણી મનનીય ભાષામાં કરી બતાવે છે.[3] રાજાઓએ ચક્રવર્તી સત્તાના કહ્યા પ્રમાણે વર્તવું જોઇએ, ખાસ કરીને હિન્દરાષ્ટ્ર-ના સર્વસામાન્ય નિયમો પરત્વે. પણ ચક્રવર્તી સરકારે સંસ્થાનોના તદ્દન સ્થાનિક નિયમમાં દરમ્યાન થવું જોઇએ નહી. તેઓ એમ ન કરે તો ભારતવર્ષની વ્યવસ્થાનો નાશ થાય.

ઓગણીસમી સદીમાં સંસ્થાનોનો અને મધ્યવર્તી સરકારનો સંબંધ આવો જ હતો. રેલ્વેઓની બાબતોમાં, રસ્તાઓની બાબતમાં, તાલુકદારોની અને જીવાઇદારોની બાબતોમાં, શિક્ષણની બાબતમાં, પ્રજા સાથેના સંબંધમાં, ગાદીના વારસાના સંબંધમાં, રાજા સગીર વયનો હોય તે વખતે સંસ્થાના કારભારના વિષયમાં, બંદરોના વિકાસમાં, રાજકુમારોના શિક્ષણમાં, વેપારરોજગારના વિકાસની બાબતમાં, એમ બધા સવાલોમાં સંસ્થાનોના અધિકારોને ધીમેધીમે, મને કમને, સંધિઓ પ્રમાણે, સંધિઓ વિરુદ્ધ સંકોચવામાં આવતા હતા, તે બધા

---

૧ ત્રીજો ભાગ, ૨૫૮–૨૮૬. ૨ ત્રીજો ભાગ, ૨૯૨–૨૯૩. ૩ ચોથો ભાગ, ૭૩–૭૮.

વિષયો મધ્યવર્તી સરકારના કબજાના વિષયો હતા અને રાષ્ટ્રના હિત ખાતર સંસ્થાનોને માત્ર પોતાના અધિકારોનો વિચાર કરવો એ ઇષ્ટ નહોતું એમ માનવામાં આવતું હતું. બ્રિટિશો ન પૂછે, કે ન સાચવે અધિકાર કે માન, એટલે વગરછૂટકે સંસ્થાનોને તેમને નમવું પડતું હતું. સંસ્થાનોમાં પરસ્પર સહકાર નહોતો. તેમના મુસદ્દીઓને યુગાચાર જાણીતો નહોતો અને સંસ્થાના હક્કો સાચવી શકે તેવા ખુદ સંસ્થાનો પાસે કારભારીઓ નહોતા. તેથી વિદ્યાચતુર જેવાને આવા વિચારો પ્રકાશવા સિવાય બીજો રસ્તો નહોતો. ગોવર્ધનરામે આ વિચારો લખ્યા તે વખતે લિટન અને કર્ઝન જેવા સામ્રાજ્યવાદી વાઇસરોયો રાજાઓની સર્વસામાન્ય સંસ્થા ઊભી કરવાનો વિચાર કરતા હતા. તેવો સર્વરાજસ્થાની સંઘ હજુ પણ અસ્તિત્વમાં આવ્યો નથી. અત્યારે નરેન્દ્રમંડળની સંસ્થા છે. પણ તેના કાર્યવાહથી ઘણાં નાનાંમોટાં રાજ્યો બહુ ઉત્સાહ ધરાવતાં નથી.

ગોવર્ધનરામે મધ્યવર્તી સરકારની આ સર્વગ્રાહી પ્રવૃત્તિમાં ઉચ્ચગ્રાહ જોયો તે વિસ્મયની બાબત છે. વસ્તુતઃ એ પ્રવૃત્તિમાં રાજસ્થાનોને, તેમની પ્રજાઓને અને રાજકર્તાઓને મોટું નુકસાન રહેલું હતું. એ પ્રવૃત્તિથી રાજાના અધિકારો ઓછા થયા અને તેમનામાં ઉચ્ચ માનસ બળ આવી શક્યું નહીં. તેથી ઘણાંખરાં રાજસ્થાનોનો કારભાર પાછળ રહી ગયો અને વીરરાવ ધંપાટે વારંવાર જણાવે છે તેવો શિથિલ, પ્રજાના હિતનો વિરોધી, અને રાષ્ટ્રસંગઠનને વિઘ્નકર્તા અથવા બાધક થઇ ગયો. અત્યારે તો, રાજાઓએ અને પ્રધાનોએ માત્ર પોતાનાં સંસ્થાનો પૂરતો જ વિચાર કરવો જોઇએ અને હિંદ પરત્વે તેમણે વિચાર પણ ન કરવો, એ વિદ્યાચતુરનું સૂત્ર કોઇ નહીં સ્વીકારે. રાજાઓએ એકઠા થઇ માત્ર રાજસ્થાની રાજકારણ વિચારવું એ સૂત્ર પણ હવે કોઇ નહીં સ્વીકારે. ભવિષ્યમાં રાજસ્થાનો

પોતપોતાની નજીક આવેલા પ્રાંતો સાથે એકવિચાર કરશે, દૃષ્ટાંતમાં વડોદરા, મુંબઇ ઇલાકા સાથે વગેરે. રાજસ્થાનોના કેટલાએક સવાલો અદાલતોની સત્તાના વિષયો છે અને તે અદાલતોએ જ ચૂકવવા જોઇએ; દાખલા તરીકે, સરહદનો સવાલ, વગેરે. હજુ સુધી એ સવાલો મધ્યવર્તી સરકાર પોલિટિકલ ખાતા માર્ફત પતાવે છે. પણ ભવિષ્યમાં સીમાડાઓ, નદીઓનાં પાણીનો ઉપયોગ, નુકશાની, પ્રજાજનના અધિકારો વગેરેનો સ્વતંત્ર અદાલતો મારફત નિકાલ થવો જોઇએ. રાજસ્થાનોના કેટલાક સવાલો મધ્યવર્તી સરકારના અને પ્રજાના છે; દાખલા તરીકે, જગાત, બંદરો, લશ્કર, મીઠું. અફીણ, વગેરે. તે સવાલો ત્રણેયના પ્રતિનિધિઓએ ચર્ચવા જોઇએ અને તેમાં ત્રણેયનું હિત જળવાવું જોઇએ. રાજકુમારોનું શિક્ષણ, ગાદીનો હક્ક, રાજાની સગીર વય વખતે સંસ્થાનનો કારભાર, રાજકુટુંબના હક્કો, વગેરે સવાલો રાજાઓને સામાન્ય છે અને તેમનો નિકાલ નરેન્દ્રમંડળથી અને મધ્યવર્તી સરકાર તરફથી થવો જોઇએ. ગાદીના વારસનું નક્કી કરતી વખતે પ્રજાનું મત પણ જાણવું જોઇએ. આ વિષયો માત્ર “ફેડરલ” કે મધ્યવર્તી ધારાસભાઓ ચર્ચી શકે નહીં. કેટલાએક વિષયો તો તેમના સીધા અધિકાર નીચે આવશે પણ નહીં. બીજી બાબતોમાં મધ્યવર્તી સરકારનો વિક્ષેપ ક્યાં હોવો જોઇએ તે જુદો સવાલ છે.

રત્નનગરીના રાજ્યતંત્રનો અને બ્રિટિશ એટલે મધ્યવર્તી સરકારનો સંબંધ એક વાર ઠરી ચૂક્યો અને ચક્રવર્તીની પર્યેષણાને દરેક રીતે કબૂલવી એવો સંસ્કાર વિદ્યાચતુરે પાડ્યો એટલે કારભારની બીજી બાબતો સરળ થઇ પડી. તે સરળતા કેવી રીતે ગોવર્ધનરામે વિકસાવી છે તે હવે આપણે જોઇએ.

## સંસ્કારી રાજસ્થાન

પ્રથમ તો રત્નનગરીનો કારભાર ઉચ્ચગ્રાહી હતો અને વ્યવહારુ

હતો. મલ્લમહાભવનનાં ભવનોમાં સંસ્થાનના અને પરદેશોના નકશા ટાંગેલા હતા અને પુસ્તકોના કબાટ ગોઠવેલા હતા. તેમાં હિન્દદેશના, પરદેશોના, પ્રાચીન તથા અર્વાચીન, સમર્થ રાજપુરુષોનાં ચરિત્ર, તેમના લેખો, તેમનાં ભાષણો વગેરે વિષયોનાં પુસ્તકો સંગ્રહેલાં હતાં. ત્યાં યૂરોપ, અમેરિકા, હિન્દ વગેરે સર્વ દેશનાં તાજાં વર્તમાનપત્રો તથા ચોપાનિઆં ટેબલો ઉપર પાથરેલાં હતાં.[1] ત્યાં રામાયણ, મહાભારત અને રાસાઓ વંચાતાં હતાં. આ પુસ્તકોમાંથી[2] ફ્રાંસ, રશિઆ, હોલંડ, ડેન્માર્ક, અરબસ્તાન, વગેરે દેશોના ઇતિહાસો વાચવામાં આવતા. એ દેશોની પ્રજાઓનાં યુદ્ધોનાં વર્ણનો, એમના સામદામ-દંડભેદની કથાઓ, એમની રાજનીતિ, એમની વસાહતો, એમનો પરદેશ સાથેનો સંબંધ, એમના રાજ્યકીય પક્ષો, એમની યુદ્ધકળા, એમના ઉદ્યમો, એમનાં વિદ્યાપીઠો, એમની કળાઓ, વગેરેની વાતો વંચાતી હતી. મણિરાજ આવી વિદ્યાથી સજ્જ થઈ ગયો. તેણે વિદ્યાચતુરને પોતાનો અમાત્ય નીમ્યો. પણ એ પુસ્તકીઆ જ્ઞાનથી તેને સંતોષ થયો નહીં. રાજા અને પ્રજા, તેમાં મનુષ્યત્વ[3] સામાન્ય છે, તેથી રાજત્વ કરતાં મનુષ્ય પૂજ્ય છે, અને એ પૂજ્યત્વનું ચણતર સત્યના પાયા ઉપર રચાએલું છે. તેથી વિદ્યાચતુર અને મણિરાજ સત્ય માટે બહારના જ્ઞાનીઓ સાથે ચર્ચા કરતા હતા અને તેમનાં સંભાષણો-માંથી અમૃત કાઢી તેને પી જતા હતા. પરદેશમાં ફરતા રાજાઓ[4] સ્વદેશના માનવીઓને જોઇ શકતા નથી. તેથી મણિરાજે પરદેશ ન જતાં દેશમાં જ પરદેશની હકીકત મેળવી લીધી.

જૂના યુગોમાં રાજાનું દર્શન કરવા પ્રજા થોકેથોક નીકળી પડતી. પણ આ નવા યુગમાં રાજાએ પ્રજાનું દર્શન કરવા સ્વદેશમાં અને

---

૧ ચોથો ભાગ, ૪૫. ૨ ત્રીજો ભાગ, ૨૨૭. ૩ ચોથો ભાગ, ૪૭. ૪ ચોથો ભાગ, ૨૪૮-૨૪૯.

પરદેશમાં નીકળી પડવું જોઇએ, એ નવીન સૂત્ર મણિરાજે હૃદયમાં ધારી લીધું. રાજદેહના દર્શન મનુષ્યદેહવાળાને દુર્લભ છે. પણ મનુષ્યદેહના સંચારો અને વ્યવહારો રાજદેહવાળાને વધારે દુર્લભ છે. તેથી રાજાએ બધે ફરવું જોઇએ, નવા યુગનું દર્શન પ્રજાને કરાવવું જોઇએ, આશાઓ, ઉત્સાહો, અને સ્વસ્થતા ખૂબ કેળવવાં જોઇએ, બોધ, અનુભવ[1] અને ક્રિયા, બધાં જ્યાં હોય ત્યાં શોધવાં જોઇએ અને શુદ્ધ અને સંસ્કારી રાજત્વ કેળવવું જોઇએ. મણિરાજ માટે નવા યુગના અનુભવની પ્રાપ્તિમાં ગોમંડળનું પરિક્રમણ જ બાકી રહે છે- મણિરાજ પરદેશ જતો નથી એ યાદ રહે.

આ રાજત્વની સિદ્ધિ વિષે જરા વધુ વિચાર કરીએ. રત્નનગરી જેવા સંસ્કૃત, પ્રગતિશીલ, અને કાબેલ તથા પ્રજાપ્રિય રાજા અને અમલદારોવાળા સંસ્થાનમાં પ્રજાહિતનું પ્રેરક બળ, રાજત્વમાં રાજાના શુદ્ધ આચાર અને વિચાર, અને કારભારીમંડળની સાત્વિક પ્રકૃતિ, એ હતાં એ યાદ રાખવું જોઇએ. "સાધારણ સદ્‌ગુણ, કાંઇક ઉચ્ચ અભિલાષ, અને અંગ્રેજનું અનુકરણ કરી શકે એટલી કળા, એથી રાજાઓ પોતાની પ્રજાને પાડોશની અંગ્રેજી પ્રજા કરતાં ચોક્કસ વધારે સુખા કરી[2] શકે. રત્નનગરીનું રાજમંડળ અને અમાત્યમંડળ એ પ્રત્યક્ષ કરી શકતાં હતાં, અને કરાવી શકતાં હતાં. એટલું થયું એટલે સંસ્થાનની પ્રજા અંગ્રેજી પ્રજા કરતાં સુખી દેખાશે, દ્રવ્ય પરદેશ નહીં ખેંચાય, તેમનામાં રાજદ્રોહ નહી આવે, અને પોતાના અભિલાષો ખુલ્લે સ્વરે દેખાડશે, અને અંગ્રેજોને નનામી કે છચોક અરજીઓ કરી દરમ્યાનગીરી કરવાનું નહી સૂચવે. રત્નનગરીના રાજ્યની ઉપજ વીસેક લાખ રુપીઆની હતી. છતાં તેમાં કોઇ પ્રતિનિધિસભા નહોતી. તેનો સ્થાનિક કારભાર રાજાના હાથમાં હતો અને તે માટે

---

૧ ચોથો ભાગ ૨૪૯. ૨ ચોથો ભાગ, ૭૩-૭૪.

પ્રતિનિધિત્વનો સ્વીકાર થયો જોવામાં આવતો નહોતો. મણિરાજનો ખજાનચી વણિક્ પ્રવીણદાસ મલ્લરાજમહાભવનના પાંચાલીભવનને[1] ચન્દ્રકાન્ત અને વીરરાવ બંનેને બતાવતાં કહે છે તે પ્રમાણે તો રાજા-પ્રજાના "સમાગમો, લેવીઓ," "ઈવિનિંગ પાર્ટિઓ," વગેરે એ ભવનમાં ભરાતાં અને તે દ્વારા મણિરાજ પ્રજાના સર્વ ઉત્સાહને જાણી લેતો. આ ઉપરથી જણાઈ આવશે કે રત્નનગરીમાં પ્રતિનિધિઓની સભા નહોતી અને પ્રજાના ઉત્સાહો વ્યક્તિગત મુલાકાતોથી જાણી લેવામાં આવતા હતા. પણ જ્યારે "સરસ્વતીચંદ્ર"ના ત્રીજા અને ચોથા ભાગો લખાયા ત્યારે સંસ્થાનોમાં ક્યાંક, પણ બ્રિટિશ હિન્દમાં તો બધે સ્થળે, લોકનિયુક્ત મ્યુનિસિપેલિટીઓ અને ધારાસભાઓ હતી, અને "ભષક ને યાચક"[2] કોંગ્રેસની માગણીઓ ક્યારની યે જાણીતી થઈ ચૂકી હતી; એટલે ગોવર્ધનરામને આ વિષયનો અનુભવ કે પરિચય નહોતો એમ તો કહી શકાય નહી; છતાં તેમનો ઉલ્લેખ રત્નનગરીના રાજ્યકારભાર વિષે તેમણે નથી કર્યો એ ખાસ નોંધ લેવા યોગ્ય છે. બીજું, મહાભારતનું રૂપક તેમણે ચોથા ભાગમાં કર્યું છે તેમાં ક્યાંય પણ તેમણે પ્રતિનિધિસંસ્થાનું દર્શન કર્યું નથી, જ્યારે અત્યારે વિદ્વાનો અને[3] અભ્યાસીઓ મહાભારતના પાઠોમાંથી એવી સંસ્થાઓનું પ્રાચીન અસ્તિત્વ પ્રકાશમાં લાવે છે. ગોવર્ધનરામને પ્રતિનિધિસંસ્થાનો લાભ ન લાધ્યો હોય, એમ ન બની શકે. પણ આ બાબત ક્યાંય આવતી નથી તેથી તેનો નિર્દેશ અહી કરવામાં આવ્યો છે. મણિરાજના અમલને બેત્રણ વર્ષો[4] તો થયાં હતાં. તેણે સંસ્થાનમાં કેળવણીની, પુસ્તકાલયોની[5] અને વાચનાલયોની

---

૧ ચોથો ભાગ, ૨૩૭. ૨ ચોથો ભાગ, ૭૯. ૩ જયસ્વાલ વગેરે. ૪ ત્રીજો ભાગ, ૩૩૩. ૫ ચોથો ભાગ, ૨૯૯.

ગોવર્ધનરામ ચોથા ભાગમાં અહીં લખે છે કે — રાજ્યના ( રત્નનગરીના )

સંસ્થાઓ દાખલ કરી હતી. તેનાં પરિણામો રત્નનગરીની પ્રજાએ અનુભવ્યાં નહીં હોય? રત્નનગરીની પ્રજાએ પાસેની બ્રિટિશ પ્રજાના આચારોનું નિરીક્ષણ નહીં કર્યું હોય? શું તે પ્રજાને મણિરાજના આદર્શ રાજત્વ ઉપર અને વિદ્યાચતુરના આદર્શ અમાત્યત્વ ઉપર એટલી બધી શ્રદ્ધા થઈ ગઈ હશે? "રાજા પ્રજાનું કારણ છે" એનો મર્મઅર્થ મણિરાજે સંકોચભાવે કર્યો હશે? મલ્લરાજના ઉચ્ચગ્રાહને મણિરાજ યથાર્થરૂપ પામવા યત્ન કરી રહ્યો હતો અને રાજસત્તાનો અતિસ્વાર્થી અર્થ તે કરે એવો તે નહોતો. રાજ્ય[1] એટલે રાજત્વ અથવા રાજગુણોનો સમુદાય એમ તે માનતો હતો. રાજત્વથી રાજ્ય ફાલેફૂલે તેમાં પ્રજાને લાભ થાય તેમ તે માનતો હતો. પ્રજા પ્રતિનિધિત્વમાં તે માનતો નહોતો. ખરું રાજત્વ માત્ર રાજા ભરી શકે, પ્રજામત નહીં. રાજત્વના ગુણો પ્રજામતમાં કલ્પી શકાય નહીં. આ વિચારને ગોવર્ધનરામ મણિરાજનાં દુઃખડાં લેતી કુસુમને મોઢે મહાભારતનો જાણીતો શ્લોક કહેવરાવી વિશેષ પુષ્ટ કરે છે.[2]

---

નિયમ પ્રમાણે દરેક ગામડાની શાળાની પુસ્તકશાળામાં એક વર્તમાનપત્ર મફત અપાતું અને વર્ગણી આપનારાઓ વર્ગણીમાંથી જેટલા પૈસાનાં વર્તમાનપત્રો મંગાવે તેટલા જ ખરચનાં બીજાં પત્ર રાજ્યમાંથી મળતાં; પુસ્તકોની અમુક સંખ્યા ઉપર એવો જ નિયમ હતો. સ્વ. મોતીભાઈ અમીનને પૂછતાં મને ખબર મળ્યા કે આ લેખ વખતે હિંદમાં ક્યાંય એવો આચાર નહોતો. જો આ કથન ખરોખર હોય તો ગોવર્ધનરામ પુસ્તકાલયના વિચારના મુખ્ય અગ્રેસર ગણાય. એમ લાગે છે કે તેમણે એ વિચાર મહારાષ્ટ્રના કોઈ ભાગમાંથી અથવા તો મુંબઈના કોઈ મરાઠી સમાજમાંથી લીધો હશે, કારણ કે "વર્ગણી" શબ્દ મરાઠી ભાષાનો છે. ઉપરાંત શાળામાં વાચનાલય હોય અને પુસ્તકાલય પણ હોય અને બેસવાની વ્યવસ્થા ખુરસી નહીં પણ ગાદી-તકીઆની હોય તે સુરમ્યામતનું ચિત્ર નવું છે.

૧ ચોથો ભાગ, ૨૧૧. ૨ ત્રીજો ભાગ, ૪૪.

पुत्रा इव पितुर्गेहे विषये यस्य मानवाः ।
निर्भयाः विचरिष्यन्ति स राजसत्तमः ॥

એ જ વિચાર કમળારાણી નિદ્રાવશ થતા અને મલ્લરાજના સ્વપ્નને અનુભવતા મણિરાજને નિદ્રાવશ સ્થિતિમાં અસ્વપ્ન બનાવવાનો પ્રયાસ કરતાં[1] એક ગીતથી આદર્શરાણીભાવે વ્યક્ત કરે છે.

"ગિરિ, સાગર, અરણ્ય, ને હવેલીઓ જો!" વગેરે

મણિરાજ અને વિદ્યાચતુર રત્નનગરીના રાજ્યને પ્રથમ પંક્તિમાં કેવી રીતે મૂકી શક્યા તે આપણે તપાસીએ. તેમણે કારભારમાં રાજ્યને અને પ્રજાને યોગ્ય પુરુષોને લઈ તૈયાર કરવા માંડ્યા અને બહારથી સારા માણસોને કારભારના જુદા વ્યવસાયો ઉપર ગોઠવી દીધા. મલ્લરાજનો એવો અભિપ્રાય હતો કે જેમ કન્યા[2] પર ગૃહની હોય છે તેમ પ્રધાન પણ પરદેશનો જ જોઈએ. છતાં વિદ્યાચતુરની નિમણૂક કરતી વખતે તે અભિપ્રાયને એક કોરે રાખવામાં આવ્યો તે તેની યોગ્યતાથી જ. પણ બીજાં ખાતાંમાં તેમને પરદેશીઓને નીમવા પડ્યા તે એક રીતે વિચિત્ર લાગે છે. મલ્લરાજના અમલમાં એવા માણસો તૈયાર થઈ શક્યા નહીં હોય, તેથી પ્રવીણદાસ નામે વાણિઓ, જે બ્રિટિશ રાજ્યનો અનુભવી અમલદાર હતો, જેણે પાસેનાં[3] એકાદ બે સંસ્થાનોમાં નોકરી કરી હતી, તેને વસૂલાત ખાતાનો અધિકારી બનાવવાની ગોઠવણ થઈ હતી. ન્યાયખાતા માટે અંગ્રેજી ન્યાયસાહિત્યના વિદ્વાન્ અને અનુભવી શંકરશર્માને મુંબઈથી લાવવામાં આવ્યો હતો. તેનો વ્યવહારમાં રાજ્ય તરફથી કશો વિક્ષેપ ન થાય તે વિદ્યાચતુર ખાસ જોતો હતો, કારણ કે ન્યાયને અંગે રાજ્યના મોટા લાભોનું બળિદાન આપવામાં શાણપણ છે અને ન્યાયની શુદ્ધ સ્વતંત્ર પદ્ધતિથી રાજ્યનું વીર્ય

૧ ત્રીજો ભાગ, ૩૩૨. ૨ ચોથો ભાગ, ૪૩, ૪૪. ૩ બીજો ભાગ, ૧૭૮--૧૭૯.

વધે છે અને તેનો પ્રતાપ ઉગ્ર થાય છે.[૧] તેવી જ રીતે જંગલ તથા બંદરો માટે મુંબઇથી અનુભવી માણસોને ગોઠવવામાં આવ્યા અને વિદ્યાધિકારીની જગા એક વિદ્વાનના હાથમાં મૂકવામાં આવી. મણિરાજ લાયક અધિકારીઓને ગોતી તેમના ઉપર ભરોસો રાખતો. તે મૃગયા ખેલતો, પણ માત્ર સિંહ, વરુ, વાઘ, દીપડા વગેરે હિંસક પ્રાણીઓ સામે, મૃગ અને સસલાં જેવા નિર્દોષ પ્રાણીઓ સામે[૪] નહીં. તે માધવરાવ પેશવાની માફક ખરાબ અધિકારીઓને શિક્ષા કરતો અને ચારણો, ગોસાંઇઓ, વગેરે જુદા જુદા પ્રજાના સમાજોની સાથે ભળતો, તેમનાં સુખદુઃખ જાણવા તત્પર[૨] રહેતો, અને વિદ્વાનોનો પરિચિય શોધતો. તે પ્રધાનના કુટુંબનો અંગત પરિચય કરતો હતો. રાજ્યના કારભારમાં મામામાશીના અને કાકીફોઇના ગોઠવાય નહીં તે વિદ્યાચતુર ખાસ જોતો. તેવી સલાહ વિદ્યાચતુર સુવર્ણપુરના નવા અમાત્ય અને પોતાના વેવાઇ બુદ્ધિધનને ખાસ આપતો, જેથી નરભેરામ તેને વેદિયું ઢોર કહેતો.[૩]

રત્નનગરીની[૪] પ્રજા પાસેથી રાજ્યના ખરચ જેટલું જ વસૂલ લેવામાં આવતું હતું અને તેના ઉપર કરનો બોજો જેમ બને તેમ ઓછો રાખવામાં આવ્યો હતો. ગામડાંના અમલદારો એટલે થાણદારો અને વહીવટદારો લોકો ઉપર હેત રાખતા અને પ્રામાણિક રહી તેમના કલ્યાણ માટે યોગ્ય સૂચનાઓ કરતા. ખેડૂતોએ અમલદારોની શિખામણોથી અને કારભારીઓના ઉત્તેજનથી ખોટા ખરચો કાઢી નાંખ્યા હતા. કર માત્ર જમીન ઉપર જ હતો અને તે પણ ઘણો જૂજ હતો.

---

૧ ત્રીજો ભાગ, ૩૪–૩૫. ૨ ભૈરવી ચારણી સાથેનો મેળાપ, ૩૯–૪૧. ગોસાઈ સાધુદાસ સાથે મેળાપ, ૪૨. કુસુમ સાથે મેળાપ, ૪૩, ૪૪. ચંદ્રકાંત સાથે શાંતિપર્વનું વિવેચન, ૪૫. ૩ ત્રીજો ભાગ, ૭૯–૮૦. ૪ બીજો ભાગ, ૨૭–૨૮.

આખા રાજ્યમાં કેળવણી[1] પ્રસરી હતી અને પુસ્તકાલયોની અને વાચનાલયોની ગોઠવણ કરવામાં આવી હતી. બધે રસ્તાઓ બાંધવામાં આવ્યા હતા. જૂનાં તીર્થોનો ઉદ્ધાર[2] કરવામાં આવ્યો હતો અને તે તીર્થોમાં જવા માટે પ્રજાને ઉપયોગી પગથીઆં વગેરે તૈયાર કરવામાં આવ્યાં હતાં. તીર્થસ્થાનનું અને ધર્મસંરક્ષક સાધુસંન્યાસીનું તો ખાસ રક્ષણ થતું હતું[3]–તેમને ઉત્તેજન અપાતું હતું. મણિરાજ તો ગોસાંઇઓનો પરિચય કરતો હતો. જે ધર્મ શાંતિ અને નીતિના પંથ શીખવે અને પળાવે તે ધર્મ ઉપર મણિરાજનો પક્ષપાત રહેતો હતો. "શ્રીકૃષ્ણ સર્વ ગોપીઓનાં હૃદયમાં બિરાજે" તેમ સર્વ પંથના આચાર્યોના હૃદયમાં મણિરાજની આણ ફરતી હતી. રાજકુટુંબ બધા ધર્મોનો – સંપ્રદાયોનો – પરિચય કરતું હતું. મૈયત મહારાજા મલ્લરાજની વિધવા મેનારાણી અને મણિરાજની રાણી કમળારાણી રત્નનગરીના મલ્લેશ્વર બાગના શિવાલય પાસે પૂજારણ, જૈન આરજા,[4] ગોસાંયણ, એ બધાંનો પરિચય કરે છે. મણિરાજ, મેનારાણી, વિદ્યાચતુર, પ્રવીણદાસ, શંકરશર્મા, મૂળરાજ, બધાં નાતજાત, ધર્મ વગેરેથી પર છે, જે સારા કારભારનું પ્રથમ સૂત્ર છે. રત્નનગરીની રાજ્યવ્યવસ્થાની રૂપરેખા "સરસ્વતીચંદ્ર"ના ચારે ય ભાગોમાં આવી રીતે મળી શકે છે.

## સુવર્ણપુરનો સુધરતો પણ મિશ્ર કારભાર. બુદ્ધિધન.

સુવર્ણપુરના સંસ્કરણ પામતા રાજ્યતંત્રને હવે આપણે લઇએ. ત્યાં બુદ્ધિધન શુદ્ધ અને સાત્ત્વિક કારભાર આપવા ઇચ્છે છે અને પ્રયાસ કરે છે.[5] સુવર્ણપુરનું રાજ્ય શ્રેષ્ઠ કહેવાય, પોતાનો અમલ

---

૧ ચોથો ભાગ, ૬૯. ૨ ચોથો ભાગ, ૨૭૩–૨૭૪, જ્યાં સરસ્વતીચંદ્ર સુરઆમના મહેતાજીને એવું કહે છે. ૩ ત્રીજો ભાગ, ૧૭. ૪ ત્રીજો ભાગ, ૩૪૫–૪૬. ૫ પહેલો ભાગ, ૨૨–૨૩.

સ્થિર અને ઉચ્ચ થાય, રાજ્યતંત્ર પોતાના હાથનું રમકડું બની જાય અને ભૂપસિંહ અને તેની પ્રજા પોતાનાં અને પોતાનાં સ્વજનનાં કામધેનુ થઇ રહે, એ વિચાર બુદ્ધિધનની આંખ આગળ ભૂત પેઠે નાચ્યા કરતો, અહર્નિશ તેને ઉજાગરો કરાવતો, બીજા કોઇ પણ વિષય પર તેનું નેત્ર પડતાં તેમાં અંધારાં આણતો. અલબત, સુવર્ણપુરનો પ્રદેશ "પક્ષ" વગરનો દેશ[1] હતો. ત્યાં ગરુડનો વાસ શકય ન હતો. બુદ્ધિધને અલકકિશોરીના કહેવાથી અને કુમુદસુંદરીના વનલીલા ઉપર ચારે ય હાથ છે તે જાણતાં તેના વરને સરસ્વતીચંદ્રે સ્વીકારવાની ના કહેલી તે લીલાપુરમાં એજન્સીના કારકુનની જગ્યા વનલીલાના વરને આપી હતી. એ જ અમાત્ય, ભૂપસિંહ પોતાને ઉજળીઉ ગામ આપવાનો છે એ વાત નરભેરામ પાસેથી જાણતી વખતે, ગામનો સ્વીકાર કરવા પ્રથમ ના પાડે છે અને કહે છે કે "કાંઇકિ સારું કામ આપણે હાથે થાય[2] અને પછી એ વખત આવે તો ઠીક થાય." પણ જ્યારે નરભેરામ આગ્રહ કરે છે ત્યારે જવાબ આપે છે કે— "મને લાગે છે કે ઠીક નહી દેખાય", જેને નવીનચંદ્ર–સરસ્વતીચંદ્ર ગાદી ઉપર બેઠાબેઠો "લુટાલુટ" કહે છે અને જેને તે સિવિલ સર્વિસની લુટાલુટ સાથે સરખાવે છે; તે[3] એવે જ બીજે પ્રસંગે ગાજી ઊઠે છે કે— અંધકાર! અંધકાર! સુવર્ણપુરની દીન પ્રજા! ચારચાર કલાકની વાર્તામાં તારે સારુ પા કલાકનો પણ અવસર ન મળ્યો; આવું ધીમું સંસ્કરણ[4] અનુભવતો બુદ્ધિધન કૃષ્ણકલિકાના વરની ફરિયાદ ઉપરથી પ્રમાદધન પુત્ર છે એમ ભૂલી જવા અને તેને યોગ્ય નસિયત આપવા, અને કારભાર છોડવા પણ તંત કરે છે;[5] અને તે ભૂપસિંહને ખટપટી રાણી ઉપર નવી રાણીને પરણી શોક આણવા સલાહ આપે છે.[6]

---

૧ પહેલો ભાગ, ૨૩; કુમુદની જાણીતી કવિતાથી સૂચિત; પહેલો ભાગ, ૩૩૦. ૨ પહેલો ભાગ, ૨૯૬–૯૭. ૩ પહેલો ભાગ, ૨૯૫. ૪ પહેલો ભાગ, ૨૮૨. ૫ પહેલો ભાગ, ૩૪૩–૩૪૪. ૬ પહેલો ભાગ, ૨૯૨.

સુવર્ણપુરના કારભારીઓ વારંવાર ફરતા હતા તેથી અર્ધદગ્ધ પણ ચતુર બુદ્ધિધન કારભારીઓના એ ફેરફારને અંગ્રેજી રાજકારણમાં શિષ્ટાચાર પામેલા લિબરલકૉંઝર્વેટિવ પક્ષોની ફેરબદલીના વ્યવહાર સાથે[1] સરખાવે છે અને[2] ગ્રંથકાર પોતે તેથી બુદ્ધિધનને મનસ્વી પણ પરિભૂત જીવ તરીકે વર્ણવી ભવભૂતિ માફક સંતોષ માને છે! ટૂંકામાં બુદ્ધિધનનો સુવર્ણપુરનો કારભાર સ્વાર્થી હતો, તે જ સાથે તેમાં તે ઉદાત્ત ભાવ લાવવા પ્રયત્ન કરતો હતો.

---

૧ પહેલો ભાગ, ૨૭૬-૭૭. ૨ ત્રીજો ભાગ, ૮૬.

# વિષ્ણુદાસબાવાનો મઠ

સુંદરગિરિના બાવાઓની વિગતો આપણને ત્રીજા અને ચોથા ભાગોમાં મળે છે અને તેમનું કર્મપર્યટન આપણે બીજા ભાગના છેલ્લા પ્રકરણમાં વાચીએ છીએ. આ બાવાઓની ફિલસૂફી તપાસવાની જરુર નથી. પણ તેમની ફિલસૂફીનો રાજકારણ સાથેનો સંબંધ તપાસવાની જરુર છે. આ સંબંધ બે રીતે તપાસી શકાય. એક તો રાજકારણના સ્થૂલ દેહ સાથે તે તંત્રના સ્થૂળ દેહનો સંબંધ, બીજું, રાજકારણના સૂક્ષ્મ દેહ સાથે તે તંત્રના સૂક્ષ્મ દેહનો સંબંધ. પ્રથમ આપણે સ્થૂળ સંબંધ લઇએ. સુંદરગિરિના ચર્મચક્ષુના[1] પ્રદેશ–ધરતીનો કુલ સ્વામી મણિરાજ હતો. સુંદરગિરિના યદુશૃંગ ઉપર વિષ્ણુદાસનો મઠ હતો. તીર્થશૃંગ ઉપર જૈન અર્હત્નાથનાં દેવાલયો હતાં, મત્સ્યેદ્રશૃંગ ઉપર મત્સ્યેન્દ્રની અને ગોરખની મઢીઓ[2]

---

૧ ત્રીજો ભાગ, ૫. ૨ ત્રીજો ભાગ, ૧૫-૧૬.

હતી, જ્યાં એ ચાર યોગીઓ રહેતા હતા; બીજાં શિખરો ઉપર શાંત અને દાંત વેદાંતના પારંગત સંન્યાસીઓ રહેતા હતા; એક શિખર ઉપર શિવાલયો હતાં, જેની પૂજા બ્રાહ્મણો અને સાધુઓ કરતા હતા; અને એક આઘેના શિખર ઉપર બ્રાહ્મણોને સ્વાધીન ચંડિકાનું મંદિર હતું. જેમ સમુદ્રમાં બધી જાતનાં પ્રાણીઓ રહે છે તેમ આ પર્વત ઉપર બધા સંપ્રદાયો હળીમળીને રહેતા હતા, જો કે ધર્મના ઝગડાઓ થતા હતા. પણ તે તળેટીમાં, ગિરિરાજ ઉપર નહીં. સુરગ્રામનો મહેતાજી[1] નદી, મહાસાગર, દેવાલયો, રત્નાકરેશ્વરનું શિવાલય, રાધિકેશ્વરનું મંદિર, લક્ષ્મીજીનું મંદિર, અર્હત્‌નાથનો અપાસરો, એને મનુષ્યોનાં બનાવેલાં કહે છે અને સંગમ, બેટનાં માતાજી, તળેટી પરનો હરિકુંડ, બુદ્ધગુફા, મહાસાગરનો આરો, બંદર, મોટી વાવ, એટલાં દૃષ્ટિની સુંદરતાને અનુભવવાનાં સ્થાનો કહે છે. આમાં યદુશૃંગ ઉપર આવેલો વિષ્ણુદાસ બાવાનો મઠ સૌથી અગત્યનો હતો. એ સ્થાન અતિ પ્રાચીન હતું. ત્યાંનું યદુશૃંગમંદિર પ્રસંગે વિદ્વાન્[2] બાવાઓને આશ્રય આપતું હતું. એ મંદિરમાં આવેલાં જૂનાં પુસ્તકો ઉપરથી એક નવો સંપ્રદાય નીકળ્યો હતો અને એક વાર બ્રાહ્મણ, પણ પછી સંન્યાસી થએલ, વિષ્ણુદાસ બાવાએ એ સંપ્રદાયનો ઉદ્ધાર કરીને ગોસાંઇઓને અને ગોસાંઇણીને ત્યાં ભેગાં કર્યાં હતાં. વિષ્ણુદાસના પુરોગામીઓએ બ્રહ્મ અને માયાના સમર્થનમાં શાંકર મત ધાર્યો હતો. પણ લોકો તે ન સમજી શક્યા તેથી તેઓ જૈન થયા. એ કારણે જીવ, બ્રહ્મ અને માયા, એ ત્રિપુટીને બદલે આ અલખવાદી બાવાઓએ લખ અને અલખ—એ દ્વિપુટીનું સમાધાન સ્વીકાર્યું, યદુનંદન, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, મૂર્તિપૂજા, સર્વધર્મસમવાય વગેરેને સ્થાપ્યાં, અને અનધિકારી, કનિષ્ઠ અનધિકારી,

---

૧ ચોથો ભાગ, ૨૭૧. ૨ ત્રીજો ભાગ, ૮૯–૯૦.

મધ્યમ અને ઉત્તમ, એ ચાર[1] વિભાગો કરી સંપ્રદાયનો આરંભ કર્યો. મઠમાં દ્રવ્યસંચય[2] થતો હતો. વિષ્ણુદાસ બાવાએ લોકસંગ્રહનો ધર્મ બોધ્યો.

આ બાવાઓ અને બાવણો વેશે વિચિત્ર હતાં; અને, જો બીજા ભાગનું વર્ણન[3] આપણે વાચીએ તો, વિષ્ણુદાસના રથને ખેંચતું, સળગતી મસાલો ધરતું, કરતાળ, ડફ, કાંશીઓ, ઉઘાડી તરવારો, ભગવા રંગની ઝંડી, વગેરે સાહિત્ય હાથમાં રાખતું, મોટી જટાવાળું, અર્ધાં ઉઘાડાં અને અર્ધાં ભગવે કપડે ઢંકાએલાં શરીરોવાળું, મોટે સાદે ભજન ગાતું, જબરી ફાળો મારતું, ભેદક ત્રાડો પાડતું, મસ્ત ત્રીસ બાવાઓનું ટોળું નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, સંસ્કૃતના જ્ઞાની, ભક્તિરસને પામેલા, વેદાંતના અધિકારી અને બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ આચાર પાળતા અને રાજકારણને સમજનારા લોકોનું બનેલું હશે તે ભાગ્યે જ કળી શકાય. છતાં યદુનંદનના મઠનાં આશ્રિત બાવાઓ અને બાવણો જૂના દેખાતાં નવા જીવનનો ક્રમ અનુભવતાં હતાં. તેમાંનાં કેટલાંએક ગુપ્ત[4]ચરનું કામ કરી શકતાં હતાં, કુમુદ અથવા મધુરી અને સરસ્વતીચંદ્ર અથવા નવીનચંદ્ર વચ્ચે પ્રિય – પ્રિયાના મેળાપ મિલાવી શકતાં હતાં, મધુરી ઉપર કુદૃષ્ટિ કરતા શંકાપુરી જેવાને પથ્થર ઉપરથી ગગડાવી દેવાની ધમકી આપી શકતાં[5] હતાં, તેને મઠની બહાર કાઢી શકતાં[6] હતાં, અને ગમે તે વેશે બહાર ફરી શકતાં[7] હતાં.

વિષ્ણુદાસના વ્યાખ્યાનમાં[8] બાવાઓ અને બાવણો બંનેનો અને

---

૧ ત્રીજો ભાગ, ૯૨. ૨ ત્રીજો ભાગ, ૯૨. ૩ બીજો ભાગ, ૧૫૭–૧૬૮. ૪ ચોથો ભાગ, ૧૦–૧૧; ૧૫૩; ૩૭૧. ૫ ચંદ્રકાન્તની અને બાવાની ગોષ્ઠી, ૨૯૯–૩૮૦. ૬ ચોથો ભાગ, ૩૪૧–૩૫૯. ૭ ચોથો ભાગ, ૬૧૫–૬૧૬. "સમાલોચક" જૂલાઈ, ૧૯૦૭, ૧૨૭. ૮ ચોથો ભાગ, ૪૩૩.

બૌદ્ધ આખ્યાનમાં હોય છે તે મુજબ હાજર રહે છે, અને તેનું [1]સ્વાગત સ્વીકારે છે. ' એ સાધુઓ કંઇ હરતા ફરતા બાવાઓ નહોતા. પણ જે ઋષિલોક દેશની સંપત્તિને કાળે વસતા હતા,[2] જે ઉદાર બૌદ્ધો આર્ય દેશના ઉપદેશના મેઘને વર્ષાવતા દેશની ચારે પાસના દેશોમાં પરિવ્રજ્યા કરતા હતા, જે લોકના ઉચ્ચગ્રાહ ભવભૂતિ જેવાઓના ગ્રંથમાં આપણે વાચીએ છીએ તે મહાત્માઓના વિચાર અને આચારના કલ્યાણઅંશ તે સાધુજનોમાં અખંડ જ્યોતથી હજી દેદીપ્યમાન ' હતા.[3] યદુશૃંગના આ સાધુઓને રત્નનગરીના બધા રાજાઓ પૂર્ણ સ્વતંત્ર અધિકારો આપ્યે આવતા હતા અને તેની બાંહ્યધરી[4] બ્રિટીશ સરકારે મહારાજા નાગરાજની સાથેના પત્રવ્યવહારમાં લિખિત આપેલી હતી.[5] તે મઠના ત્રણ વિભાગો, પરિવ્રાજિકા મઠ, વિહાર મઠ અને કૌમાર મઠ, એ યોજના ખાસ આકર્ષક છે.

" સરસ્વતીચંદ્ર "માં વર્ણવેલો આ અદ્‌ભુત ગોસાંઇમઠ ગોવર્ધનરામે જુદાં જુદાં સાહિત્યોને આધારે કલ્પ્યો હતો. તેમાં બૌદ્ધ અને જૈન ભિખ્ખુ ભિખ્ખુણી વિભાગ, વેશ તરફની ઉદાસીનતા, અભેદભાવ, વેદાંતનો બ્રહ્મવિચાર, જૈનોનો અનેકનયવાદ, પશ્ચિમના સંસર્ગથી ઉપજેલો લોકસંગ્રહ, હિંદની સંસ્કૃતિનો સરળ જીવનક્રમનો વાદ અને ધર્મસંસ્થાના વહીવટમાં રાજ્યનો વિક્ષેપ ન હોવો જોઇએ એ વિચાર, એ બધું તેમણે સમાવી દીધું છે, જે બધો વિચાર તેમના રાજકારણના સૂક્ષ્મ દેહમાં પરોવી દેવામાં આવ્યો છે.

વિષ્ણુદાસ બાવાનો સંપ્રદાય મઠમાં રહેતાં બધાં બાવાબાવણોને તીવ્ર વૈરાગ્યભૂમિ ઉપર મૂકી શક્યો નહોતો અને તેનું સુંદર ચારિત્ર

૧ ચોથો ભાગ, ૭૬૩–૬૪. ૨ ચોથો ભાગ, ૭૭૨–૭૩. ૩ **માલતી-માધવમાં કામન્દકીના પાત્રનું અહીં સૂચન છે.** ૪ ચોથો ભાગ, ૮૧૦–૮૧૧. ૫ ત્રીજો ભાગ, ૯૬–૯૭.

તેમને આજ્ઞાંકિત દશામાં સ્થાપી શક્યું નહોતું. જ્યારે સરસ્વતીચંદ્ર અલખમતનો સ્વીકાર કરવા અને યદુનંદનની મૂર્તિને નમવા ના પાડે છે ત્યારે વિષ્ણુદાસ આ બાબતનો સ્પષ્ટ એકરાર કરે છે. તે કહે છે કે સરસ્વતીચંદ્ર જેવો બ્રાહ્મણ અલખમતને ન સ્વીકારે તે સ્વાભાવિક છે. પણ મઠમાં અલખ જગાવવો જ જોઈએ. તેથી તે સરસ્વતી-ચંદ્રને ઇચ્છાવિરુદ્ધ, પણ બાવાબાવણોને શાંત રાખવા, અલખ જગાવવાની સલાહ આપે છે. તે એટલે સુધી કહે છે કે જો અલખ ન જગાવાય તો બાવાબાવણો તેને પીડે પણ ખરાં. વિષ્ણુદાસને બાવાબાવણોની ઉગ્રતા બહુ ખૂંચ્યા કરતી હતી. તેને તેમનો હઠ-વિચાર જરા પણ ગમતો નહોતો. તે સરસ્વતીચંદ્રને કહે છે કે જો યોગ્ય લાગે તો તે અલખ જગાવ્યા પછી પણ સંસારી થઈ શકે છે. સરસ્વતીચંદ્ર વિભૂતિને આખે શરીરે ચોળવા નામરજી જણાવે છે ત્યારે વિષ્ણુદાસ બાવો તેને માત્ર તે મસ્તક ઉપર લગાડવાની વિનતી કરે છે. સરસ્વતીચંદ્ર યદુનંદનને નમતો નથી તો તેનો તિરસ્કાર પણ કરતો નથી, જે વિષ્ણુદાસ ચલાવી લે છે. તે જેવાં હતાં તેવાં વસ્ત્ર માત્ર ભગવા રંગનાં ધારે છે. વિષ્ણુદાસ બાવો તેને એથી પણ વધારે છૂટ આપે છે, તે તેને લગ્ન કરવાનું સૂચવે છે; માત્ર લગ્ન કર્યા પછી સરસ્વતીચંદ્રે પાસેના ઉપમઠમાં રહેવું જોઈએ. સરસ્વતીચંદ્ર ગમે તે સંપ્રદાયને માની શકે છે. તેથી તે શ્રવણદ્વારા અને પ્રસાદ વખતે અલખમતની દીક્ષા ધારણ કરે છે; અને તેનો સ્વીકાર કરવા વિષ્ણુદાસ બાવો તેને એક વરસની મુદત આપે છે. [1] ટૂંકામાં સરસ્વતીચંદ્રનો મઠનાં મંતવ્યોનો સ્વીકાર અધૂરો હતો અને વિષ્ણુદાસ બાવો ખુદ તેથી ખાસ નારાજ થયો નહોતો. જો સરસ્વતીચંદ્ર પોતાના લોકસંગ્રહના કાર્યમાં જોડાય તો આ અપૂર્ણતા ચલાવી લેવાય તેવી હતી.

---

૧ ચોથો ભાગ, ૮૦૧.

વિષ્ણુદાસના લોકસંગ્રહનો વિચાર હવે પછી રજુ કરવામાં આવશે.

વિષ્ણુદાસ બાવો જ્યોતિષી હતો, યોગી હતો, સિદ્ધ યોગી હતો. એણે બંગાળમાં અને કાશીમાં વ્યાકરણ, સાહિત્ય, ગણિત, મીમાંસા, ન્યાય અને વેદાંતનો અભ્યાસ કર્યો હતો. તેણે યોગ સાધ્યો હતો, તીર્થોની યાત્રા કરી હતી, ભક્તિમાર્ગ જોયો હતો, ગૃહસ્થનું જીવન અનુભવ્યું હતું અને પછી સંન્યસ્ત લીધું હતું, યજ્ઞોપવીતનું વિસર્જન કર્યું હતું, જટા અને વિભૂતિ ધાર્યાં હતાં અને અલખમાર્ગને ઉદ્ધાર્યો હતો. તેણે શાંતિથી, સહનશીલતાથી, ઔદાર્યથી, અને ચાતુર્યથી અલખમતના અસ્ત થતા માહાત્મ્યને ટેકાવ્યું હતું, અને ધર્મયુદ્ધને ઠેકાણે ધર્મસમભાવ પ્રવર્તાવ્યો હતો. તે સર્વને તારી પોતે તર્યો હતો. તેણે સર્વ દેવોને નમસ્કાર કરી પોતાના દેવને સર્વ પાસે નમસ્કાર કરાવ્યા હતા અને યજ્ઞધર્મની અને આતિથ્યધર્મની પ્રસારણા કરી બુદ્ધના દયાધર્મને નવું સંસ્કરણ આપ્યું હતું.[1]

## મલ્લમહાભવન અને મહાભારત

મણિરાજ અને વિદ્યાચતુર રાજધર્મ અને અમાત્યધર્મ મલ્લમહાભવનમાં વિચારતા હતા અને ત્યાંથી તેનો અમલ કરતા હતા. ગોવર્ધનરામનું આ મહાભવન અદ્ભુત વસ્તુ છે અને તે ઉપર "સરસ્વતીચંદ્ર"ના રાજકારણના વિચારમાં થોડુંએક વિચારવું ઇષ્ટ ગણાશે. ગોવર્ધનરામ તે ભવનને રત્નનગરીની રાજ્યવેધ[2]શાળા કહે છે. તેના વિધાનમાં તેમણે મહાભારતના અર્થનો આખો વિસ્તાર કરી બતાવ્યો છે. તે ભવનનો વિચાર અને મહાભારતનો અર્થવિસ્તાર, એ બંને એક જ વિચારનાં કે એક જ મતનાં પરિણામો હતાં, તેથી એકનો વિચાર કરતાં બીજાનો વિચાર અનિવાર્ય થઇ જાય

---

૧ ત્રીજો ભાગ, ૮૮-૮૯-૯૦. ચોથો ભાગ, ૪૫૮. ૨ ચોથો ભાગ, પ્રકરણ ૧૧ મું.

ઉપર અને સત્‌ક્રિયા ઉપર નભે છે અને પ્રજાનું હિત તેથી સિદ્ધ થાય છે. પ્રજા આ સિદ્ધિ દેશમાં અને દેશ બહાર પણ કરે છે અને દૃષ્ટિ Vision, જિષ્ણુતા Progress અને કર્મ Action એ ત્રણેયને પ્રકટ કરે છે.

શ્રી કૃષ્ણ એ કર્તવ્યના નિયંતા inspirator and thinker[1] – છે. આવા વિચારકો – અસ્ત્રશસ્ત્ર વગરના વિચારકો દરેક દેશને જરુરના છે. એવા વિચારકો ક્રિયા વખતે અને અક્રિયા વખતે રાજ્યને બળ પ્રેરે છે, રાજ્યના અતિધર્મો – Superstitions ને દૂર કરે છે, દૂર દૂર દેશથી સારા મિત્રો લાવે છે, રાજ્યના શત્રુઓને સદ્ધર્મમાં પ્રેરે છે, છતાં જો તેઓ વાંકા રહે તો તેમની સામે યુદ્ધ કરવાનો ઉપદેશ કરી રાજ્યના દેહને સીધો રાખે છે, પ્રજાના કલ્યાણના માર્ગનું સૂચન કરે છે, રાજનીતિ અને રાજ્યનીતિ બંનેના માર્ગો બતાવે છે, અને જ્યારે દ્રોણ જેવા બ્રાહ્મણોની વિદ્યા દુ:શાસન અને દુર્યોધન જેવા માત્ર બળમાં અને કુટિલ નયમાં જ માનનારા રાજકુટુંબીઓને મદદ કરવા જાય છે ત્યારે તેના નાશ માટે ઉપાયો યોજે છે.

ચોથો ભાઇ નકુલ સુંદરતા દાખવે છે. પાંચમો ભાઇ સહદેવ પ્રાજ્ઞતા – વણિક્‌વિદ્યા દાખવે છે. નકુલ ભંડાર ભરે છે,[2] તો સહદેવ ભંડાર ખરચે છે; એટલે કે રાજાનો ધર્મ માત્ર ન્યાયનીતિ પ્રમાણે રાજ્ય કરવાનો નથી; તેનો ધર્મ માત્ર રાજ્યનો દંડ બતાવવાનો નથી; માત્ર દેશપરદેશમાં રાજ્ય કે વેપાર વધારવાનો કે દેશપરદેશથી અનેક વિભૂતિઓ આણવાનો નથી; રાજાએ તો રાજત્વના બધા ગુણો પ્રકટ કરવાના છે અને પ્રજાના જીવનના બધા વ્યવહારોને ઉન્નત બનાવવાના હોય છે. તેથી રાષ્ટ્ર નકુલ જેવા **चित्रमार्गविद्** અધિકારીઓને યોજે છે. રાષ્ટ્રના ચિત્રકારો, ગાયકો, શિલ્પકારો,

1 ચોથો ભાગ, ૨૨૮–૨૩૦. 2 ચોથો ભાગ, ૨૩૫–૨૩૭.

યંત્રકારો, માર્ગાધિકારીઓ વગેરે પ્રજાના જીવનને સુંદર, સ્વચ્છ,[૧] વિનોદી, અભ્યસ્ત, રસિક અને સુશિક્ષિત રાખે છે, પ્રજામાં સાયન્સ, ફિલસૂફી, વગેરે વિદ્યાઓનો પ્રચાર કરે છે, પ્રજાની જૂની માન્યતાના સુંદર ભાગનું રક્ષણ કરે છે, નવી સુંદરતાનો સત્કાર કરે છે, અને શરીરબળને અને શરીરના સૌંદર્યને કેળવે છે.

નાનો ભાઈ સહદેવ ગોપાળનું એટલે પ્રજાની સમૃદ્ધિને વધારવાનું કામ કરે છે. તેથી તે પ્રાજ્ઞતાનો અવતાર છે. રાજાએ રાજ્યમાં ખાણો, જંગલો, ખેતી, નહેર વગેરેનો વિકાસ કરવો જોઇએ અને તે દ્વારા સમૃદ્ધિને વધારવી જોઇએ. રાજાએ ધર્મ સમજવો જરુરનો છે; તેણે સેનાપતિ થવું જોઇએ; રાષ્ટ્રનાં સૌંદર્યોને વધારવાં જોઇએ; તે માટે સાધનો મેળવવાં જોઇએ; તેમનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ; તેણે ખજાનચી કળા — વણિક્વિદ્યા કેળવવી જોઇએ.

[૨]ધૃતરાષ્ટ્રની ખરી રાણી ગાંધારી હતી. રત્નનગરીના મહારાજાઓ માત્ર એક રાણી જ પરણતા. પણ ધૃતરાષ્ટ્રે સો પુત્રો માગી મોટો રાજવંશ રાખ્યો અને તેમને પાંડવો સાથે રાખી રાજવિદ્યા અને રાજ્યવિદ્યા, બંને શીખવ્યાં. પુત્રને અભાવે રાજવંશ કાયમ રહે અને રાષ્ટ્ર નબળાઓના હાથમાં ન જાય તે માટે રાજાએ બધા ભાયાતોને ખરો રાષ્ટ્રવ્યવહાર શીખવવો જોઇએ. તે વ્યવહાર શીખવાની શાળા – દ્રોણની શાળા – એક જ હોવી જોઇએ. આ નિયમ પ્રમાણે મલ્લરાજે સામંતને અને મૂળુને યોગ્ય શિક્ષણ આપ્યું હતું અને પોતે પુત્ર નહોતો છતાં એક જ રાણી – મેનારાણીથી સંતોષ માન્યો હતો. રાજાએ ભાયાતોમાં અને પ્રજામાં રાજ્યવિદ્યાનો પ્રચાર કરવો જોઇએ અને ધૃતરાષ્ટ્રે શકુનિ, શલ્ય, દ્રોણ, અશ્વત્થામા, ભીષ્મ વગેરેને રાખ્યા હતા તેમ રાજાએ બ્રાહ્મણોને, મુસદ્દીઓને, જ્ઞાનીઓને અને રાજધર્મજ્ઞ

૧ ચોથો ભાગ, ૨૩૫–૨૩૬. ૨ ચોથો ભાગ, ૨૩૮.

માણસોને રાષ્ટ્રકર્મમાં યોજવા જોઇએ. પણ તે બધાને તેણે ધર્મ, રાજ્યસત્તા, પ્રગતિ અને રાષ્ટ્રનાં સાધનો ઉપર દૃષ્ટિ કરી તાબે રાખવા જોઇએ, તેમને અવળે માર્ગે જવા દેવા જોઇએ નહીં; નહિતર ધૃતરાષ્ટ્ર દુઃખી થયો તેમ રાજા પણ દુઃખી થવાનો. હરામખોર, લુચ્ચા, ટંટોફિસાદ કરનારા પ્રજાજનોને શાંત માર્ગમાં યોજવા માટે રાજાએ તત્પર રહેવું જોઇએ: નહિતર રાજ્યમાં અનેક લૂંટારાઓ ઊભા થાય અને સ્વતંત્ર સત્તા સ્થાપે.

## ગોવર્ધનરામે સમજાવેલો "મહાભારત" વિચાર

મહાભારતનો આવો અર્થવિસ્તાર કરવામાં ગોવર્ધનરામનો હેતુ "સરસ્વતીચંદ્ર" ના ત્રીજાચોથા ભાગોમાં, ખાસ કરીને ચોથા ભાગમાં સ્પષ્ટ થઇ શકે છે. મહાભારતમાં તે વખતનો ઇતિહાસ છે, તે વખતની પ્રચલિત કથાઓ છે, તે વખતનો ધર્મવિચાર છે, સમાજ-વિચાર છે, રાષ્ટ્રવિચાર છે, અનુભવ છે, અનેક બાબતો છે. તેમાં હિંદની તે વખતની જનતા જુદે જુદે સ્વરૂપે, જુદે જુદે સ્વભાવે, ઘણી વાર તો પરસ્પર વિરુદ્ધ સ્વભાવે ઉપસ્થિત થાય છે. ગોવર્ધનરામે મહા-ભારતનાં મુખ્ય પાત્રોને રૂપકમાં સમજાવ્યાં છે. તે પ્રયાસનો બચાવ તેમણે પ્રસ્તાવનામાં અને મલ્લમહાભવનના વર્ણનવાળા પ્રકરણમાં કર્યો છે. વીરરાવ ધંપાટે માફક આપણે પણ આ રૂપકમાં Pedantry[૧] અતિરેક કેમ ન જોઇએ? ઇતિહાસ ગણાતા કાવ્યના પાત્રવર્ગને રૂપકરૂપે કર્યાથી લેખકને શિર નાસ્તિકતાનો[૨] અપવાદ કેમ ન આવે? આના જવાબો ગ્રંથકાર વિદ્યાચતુરને મોઢે અપાવે છે.[૩] મહાભારતમાં ઇતિહાસકાર ઇતિહાસ વાંચે, ફિલસૂફ ફિલસૂફી વાંચે, સમાજનો અભ્યાસી સમાજની વ્યવસ્થા વાંચે, રાજકારણનો અભ્યાસી નીતિશાસ્ત્ર વાંચે.

---

૧ ચોથો ભાગ, ૨૨૨ ૨ ચોથો ભાગ, ૨૪૭. ૩ ચોથો ભાગ, ૨૨૩-૨૩૪; ૨૪૭.

પણ મહાકવિ વ્યાસે ઇતિહાસ સાથે, સમાજ સાથે, ધર્મ સાથે, ફિલસૂફી સાથે અને રાજકારણ સાથે પોતાની ખાસ કલ્પનાઓ પણ કેમ મૂકી ન હોય? ગોવર્ધનરામે એ કલ્પનાઓનું વર્ગીકરણ કર્યું અને મલ્લમહાભવનના વિસ્તારમાં અને સરસ્વતીચંદ્રનાં અને કુમુદનાં સ્વપ્નોમાં તેનો બોધ કર્યો અને તેની રમ્યતા બતાવી. પણ ગોવર્ધનરામે માત્ર વ્યાસની કલ્પનાઓનું વર્ગીકરણ કર્યું નથી. તેમણે તો એ કલ્પનાઓમાં પોતાની કલ્પનાઓ મૂકી દીધી છે અને એમ કરી મહાભારતનાં પાત્રોના વર્ગીકરણને નવો ઓપ આપ્યો છે, તેમાં નવો સંસ્કાર રેડયો છે. પૂર્વે એ પાત્રોનાં નાટકો બનાવી, તેમની પ્રવૃત્તિઓને મહાકાવ્યોમાં વર્ણવી, તેમની વાર્તાઓ બનાવી અનેક સંસ્કૃત, પ્રાકૃત અને દેશી ભાષામાં લખનાર સાહિત્યકારોએ નવાં અદ્ભુત સર્જનો આપણને આપ્યાં છે, અને તે સર્જનોમાં મહાભારતનાં પાત્રો મૂળથી તદ્દન જુદી ભાતનાં થઇ ગયાં છે. ગોવર્ધનરામે ઇતિહાસકારનું, નાટકકારનું કે કવિનું કામ કર્યું નથી; તેમણે તો જૂની સંસ્કૃતિને નવી સંસ્કૃતિ કરી બતાવી છે, "જય" કાવ્યને રાષ્ટ્રવ્યવહારનું સાહિત્ય બનાવી દીધું છે, તેમ કરતાં લોકકલ્યાણના જૂના માર્ગો નવી વાણીમાં આરૂઢ કરી દીધા છે, અને ક્યાંક ક્યાંક તો કળાકારનું કામ કર્યું છે. અલબત્ત, તેમણે મહાભારતનું એવું દર્શન[1] પ્રતીત કર્યું હતું એ ચોક્કસ છે.

તેઓ માનતા હતા કે પ્રાચીન ભારતવર્ષની સંસ્કૃતિ જડ નહીં પણ પ્રગતિવાળી હતી. જો એવી માન્યતા તેમની હોય, અને તેવી માન્યતા બધા હિન્દીઓની છે, તો તે સંસ્કૃતિ બતાવનારા સાહિત્યમાં હવેના ભારતવર્ષના લોકોને કાંઇક અનેરું પ્રેરણાબળ મળી શકે. પણ એટલું કહેવું જોઇએ કે પ્રગતિની અને વર્તમાન યુગની

૧ ચોથા ભાગની અંગ્રેજી પસ્તાવના, II, III.

સંસ્કૃતિને સમજવા માટે મહાભારતને રૂપક અર્પવાની કશી જરુર નથી. એ સંસ્કૃતિને સમજવા માટે આપણે એ જ સંસ્કૃતિના અસલ સાહિત્યના મહાસાગર ઉપર મુસાફરી શા માટે ન કરવી? તે માટે આપણે ગોવર્ધનરામે સંશોધેલા જૂના સાહિત્યની ઊંડી, અંધારી અને સંદિગ્ધ ખાણોમાં શા માટે ઊતરવું? વર્તમાન સંસ્કૃતિ પોતાના જીવનમાં રેડવા માટે કયો હિન્દપુત્ર અત્યારે ચોથા ભાગની જ્ઞાનસરિતામાં ન્હાય છે? ઊલટું, એવા પ્રયાસમાં કારણ કાર્ય થઈ જાય છે અને કાર્ય કારણ થઇ જાય છે. વર્તમાન સંસ્કૃતિ સમજ્યા વગર આપણે "સરસ્વતીચંદ્ર"નો ચોથો ભાગ કદિ નહીં સમજી શકીએ અને વર્તમાન સંસ્કૃતિ સમજ્યા પછી જો મહાભારતને આપણે ગોવર્ધનરામે વાચ્યું તેમ વાચવા જઇશું તો તેથી કાંઇ આપણું મનોરાજ્ય વધારે સમૃદ્ધ બનવાનું નથી; માત્ર એ વાચન એક આશ્ચર્ય-યત્ન તરીકે આપણે ગણીશું. ટૂંકામાં, ગોવર્ધનરામે વર્તમાન યુગનું સમર્થન કરવામાં મહાભારતનો આશ્રય લીધો તેથી તે સમર્થન ક્લિષ્ટ, અસંભવિત, દુર્ગમ બની ગયું છે. વર્તમાન સંસ્કૃતિને પુરાતન સાહિત્યનો આશ્રય લેવાની જરુર નથી. બંનેનો ઐતિહાસિક સંબંધ ગમે તેવો હોય! પણ તેમનો ગોવર્ધનરામે બતાવ્યો છે તેવો સંબંધ તો નહોતો જ.

છતાં ગોવર્ધનરામનું મહાભારતનું દર્શન કેટલીક નવી દિશાઓ તો સૂચવે છે. મહાભારતનાં પાત્રોનું પૃથક્કરણ હજી સુધી અંગ્રેજીમાં કે ગૂજરાતીમાં બરોબર થયું નથી. આપણે કાંઇક અંશે ધર્મરાજાને, અર્જુનને અને શ્રી કૃષ્ણને સમજી શકીએ છીએ. પણ કર્ણ, દુર્યોધન, દુઃશાસન, શકુનિ, દ્રોણ, અશ્વત્થામા, શલ્ય, જરાસંધ, વિદુર, સંજય, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદી, કુંતી, માદ્રી, ગાંધારી વગેરે બીજાં નાનાંમોટાં મહાભારતનાં પાત્રોને આપણે હજુ બરોબર સમજી

શકયા નથી અને તેમને સમજાવવાનો પ્રયાસ હજુ કોઇએ યથારૂપ કર્યો નથી. ગોવર્ધનરામે મહાભારતનો અર્થવિસ્તાર કરી તે દિશાઓનું સૂચન ઇ. સ, ૧૮૯૯માં કર્યું; પણ તે એવી રીતે કર્યું કે તેથી ભણેલા લોકો તો ભડકી જ જાય. તે દિશા તરફ આપણે કોઇએ હજુ પ્રયાણ કર્યું નથી તે શોકની વાત છે. ભવિષ્યમાં એ પ્રયાણ કરનારને ગોવર્ધનરામનો સૂક્ષ્મ પ્રયાસ ચોક્કસ માર્ગદર્શક થશે.

છેલ્લું, મહાભારતનો મુખ્ય હેતુ, રાષ્ટ્રપ્રાપ્તિ, તેનું સંરક્ષણ, તેનો હ્રાસ, સમાજ તથા ફિલસૂફી સાથે રાષ્ટ્રવ્યવસ્થાનો સંબંધ, એ બાબતો બતાવવાનો છે. વ્યાસે તથા તેના પછીના ગ્રથનારાઓએ તે બહુ સૂક્ષ્મ રીતે કર્યું છે. જો આ હેતુ આપણે બરાબર સમજીએ તો ગોવર્ધનરામના યત્નનો હેતુ આપણે સમજી શકીશું. મહાભારતકાર બે યુગોના અંતરાલમાં થઈ ગયા: સત્યયુગના અને કળિયુગના. ગોવર્ધનરામ પણ બે યુગોના અંતરાલમાં થઈ ગયા : પ્રાચીન યુગ અને વીસમીસદીનો યુગ. મહાભારતકારોએ ભારતવર્ષ ઉપર થએલાં આક્રમણોનો અને તેનાં દુર્ઘટ પરિણામોનો વિસ્તાર કર્યો છે: ગોવર્ધનરામે ખલાસ થતા યુગનો અને નવા બેસતા યુગનો વિસ્તારથી અર્થ કરી બતાવ્યો છે. મહાભારતકારે ભીષ્મપિતાને મુખે રાજધર્મ સ્ફુટ કર્યો છે, તો ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રના અને કુમુદસુંદરીના સ્વપ્નમાં અને મલ્લરાજના અને મણિરાજના મહેલોમાં નવો સમાજધર્મ પ્રકટ કર્યો છે. મહાભારતકારે શ્રી કૃષ્ણને મોઢે ગીતાનો સર્વદર્શનસંગ્રહમર્મ કહ્યો છે તો ગોવર્ધનરામે વિષ્ણુદાસ બાવાને મોઢે સર્વદર્શનસારરૂપ લોકસંગ્રહનો ધર્મ કહ્યો છે. મહાભારતકારે પોતાના વખતના વૃત્તાંતોનું માપ લઇ યુદ્ધો વગેરે વર્ણવ્યાં છે તો ગોવર્ધનરામે યુદ્ધકળા ભૂલી ગએલા હિન્દીઓના જીવનના બીજા વૃત્તાંતો વર્ણવ્યા છે. મહાભારત જેમ સંસ્કૃતિનો પુરાણગ્રંથ છે તેમ "સરસ્વતીચંદ્ર"

એ સંસ્કૃતિઓનું પુરાણ છે.

મહાભારતનું આવું રૂપક રચી તે રૂપકને મલ્લમહાભવનમાં મૂર્ત સ્વરૂપે ખડું કરીને ગોવર્ધનરામ વિરામ પામી ગયા હોત તો તે કૃતિ લૂખી અને સૂકી થઈ ગઇ હોત. તેથી તેમણે તે રૂપકને, તે ભવનને જીવંત બનાવ્યાં અને મણિરાજને, વિદ્યાચતુરને અને રત્નનગરીના બીજા અધિકારીઓને તેમાં બેસતા કર્યાં, વિચારો કરતા કર્યાં, પ્રેરણા મેળવતા કર્યાં, અમલ કરતા કર્યાં. ગોવર્ધનરામે રચેલા સાહિત્યની આ કલાત્મક ઉપયોગિતા છે.

આ ભવનનો ઉપદેશ મલ્લરાજ પાળતો હતો અને મણિરાજને પાળવા તે બોધ મૂકતો ગયો હતો. તેથી ધર્મરાજના ભવનમાં બેસનાર મણિરાજને અનેક મંત્રો સ્ફુરતા હતા, તેનું અભિમાન શાંત થતું હતું, અને ધર્મ જાણવા તથા પાળવા તે જિજ્ઞાસુ રહેતો હતો. તેનો ઉચ્ચગ્રાહ પળે પળે વધતો હતો. પોતાની ન્યૂનતાઓ અનુભવતાં તેને કંપારી છૂટતી[1] હતી. એ ભવનનો બોધ એ હતો કે રાજાએ ભૂતકાળના મહાત્માઓનું અનુભવમૂલક પણ ચમત્કાર ભરેલું બુદ્ધિજ્યોતિ પ્રત્યક્ષ કરવું, તદ્રૂપ થવાનો ઉત્સાહ રાખવો, ભવિષ્ય માટે સંભારનો સંગ્રહ કરવો અને શોધ, ઉપદેશગ્રહણ, અનુભવ, વિદ્યા, બુધ્ધિ, નીતિ, શાસ્ત્રો, પુસ્તકો, વિચાર અને ક્રિયા વગેરે દ્વારા યથાશક્તિ યત્ન કરી પ્રજાનું કલ્યાણ કરવું.[2]

રત્નનગરીના સુભાગ્યે તેના રાજાઓ અને અમાત્યો જડ નહીં પણ ચૈતન્યવાળા રહી શકતા. તેથી તે બોધ અનેકધા ફળી શકતો હતો. તેની સફળ ક્રિયા માટે રાજાની અને પ્રધાનની બુદ્ધિના તે અક્ષરદેહ ઉપર આરોપ થવાની જરૂર હતી. પણ રત્નનગરીમાં પ્રજામંડળોનો

---

૧ ચોથો ભાગ, ૨૧૬–૧૭. ૨ ચોથો ભાગ, ૨૪૮.

સત્કાર નહોતો. રાજાઓએ અને અમાત્યોએ આવાં જુનાં પુસ્તકોના અક્ષરદેહો ઉપર જ વિરામ અનુભવવો જોઇએ નહીં. તે માટે તેમણે પ્રજાના આગેવાનોને પણ પૂછવું જોઇએ. ખુદ મહાભારતમાં એ પૃચ્છા વિચારાઈ છે. પણ ગોવર્ધનરામને તેનું જ્ઞાન નહોતું, અથવા તો તેનું જ્ઞાન હતું તો પણ તેમણે તેનું સૂચન કર્યું નથી. [૧]

## મહાભારતનાં અને સરસ્વતીચંદ્રના તથા કુમુદસુંદરીના સ્વપ્નનાં રૂપકો

| | | |
|---|---|---|
| **મલ્લમહાભવન**–રાજ્યવેધશાળા | | : રાજ્યરૂપ આકાશમાં ગમન કરનાર ગ્રહોની ગતિ આદિનું દર્શન કરવાની વેધશાળા. |
| | પાંડુ રાજા | : રાજત્વ ગુણવાળો પરાક્રમઅંગભૂત દેહ. |
| | ધૃતરાષ્ટ્ર | : પ્રત્યક્ષ દેહવાળો પણ અંધ રાજધર્મ. |
| | માદ્રી | : રાજસત્તા : રાજ્યનો મોહ, જેનો સંબંધ મૃત્યુ લાવે છે. |
| | કુંતી | : ક્ષમા, ધૈર્ય. |
| રાજગુણ | યુધિષ્ઠિર | : કર્તવ્યભાવના. |
| રાજગુણ | ભીમ | : રાજ્યસત્તા : રાજ્યપ્રતાપ, જે ગુપ્ત રહે છે. |
| રાજગુણ | અર્જુન | : જિષ્ણુતા : દૃષ્ટિ : કર્મ : પ્રગતિ : યોગ : નીતિ : વિભૂતિ. |

---

૪ ચોથા ભાગ, ૨૧૬.

**રાજગુણ**
- નકુળ : સુંદરતા: રાજ્યનું ગૌરવ
- સહદેવ : પ્રજ્ઞતા : ગોપાળપણું : અર્થ-શાસ્ત્રી.

**કૌરવ રાજયનો ભાયાતવર્ગ** — **રાજક્ષેત્રનાં સાધનો.**
- દુર્યોધન : રાજનય : ભાયાતો અને રાજ્યના મિત્રો.
- દુઃશાસન : શિક્ષા કરનારી દંડ-શક્તિ

શકુનિ : કુટિલ નય.

પાંચાલી : પ્રજાત્વ : પ્રજા.

શ્રી કૃષ્ણ : વિચારક, યોગીશ્વર, અસ્ત્રશસ્ત્ર વગરના.

સંજય : રાજ્યનો ચારલોક.

યુયુત્સુ : વૈશ્ય કળાનો ગુપ્ત મંત્ર.

ધૃષ્ટદ્યુમ્ન : ધૃષ્ટતાવાળો પ્રકાશ : બ્રાહ્મણત્વનો દુરુપયોગ કરનારી બ્રાહ્મણત્વને હણનાર શક્તિ.

અભિમન્યુ : રાજ્યબળનો યુવરાજ.

દ્રોણાચાર્ય, અશ્વત્થામા : વિદ્યા જાણનાર બ્રાહ્મણ તેજ.

વિદુર : રાજ્યનું આતિથ્યકર્તવ્ય કરનાર.

અશ્વત્થામા : બ્રહ્મરાક્ષસ.

ભીષ્મપિતા : રુઢીગ્રસ્ત સમાજનો દેહ : જ્ઞાન અને અનુભવની મૂર્તિ.

શિખંડી : અધ્યાસ અને આભાસ (ભીષ્મનો વેરી).

મણિ : વિચારશક્તિનો પ્રકાશ : અર્થ-જ્ઞાનરૂપ પ્રકાશ.

કુરુક્ષેત્ર : કાઉન્સિલ હોલ.

પોપટ : ક્ષાત્ર તેજના હ્રાસથી નિરાશ થએલો દેશવત્સલ, માત્ર તેથી જ સ્વરાજ્ય ઇચ્છતો, રજપૂત સમાજ.

ચકોર, ગરુડ : ફ્રાંસ { ગરુડરૂપે તે સામ્રાજ્યવાદી છે. ચકોરરૂપે તે સુસ્નેહ ઇચ્છે છે. }

ગર્જરાજ : જર્મનિ.

ઋક્ષ : રશિઆ.

મયૂર : ઇટાલિ.

હનુમાન્ : હિંદમાં રહેતો બ્રિટિશ અમલદાર અને વેપારી.

કપિલોક : અંગ્રેજો.

સુગ્રીવ : લિબરલ પક્ષનો અંગ્રેજ.

વાલી : કૉન્ઝરૂવેટિવ પક્ષનો અંગ્રેજ.

અદૃષ્ટ દુર્યોધન : સિડનહૅમ, ચર્ચિલ જેવો અંગ્રેજ.

કીડીઓ : સુધારકો.

રાફડાઓ : જ્ઞાતિવ્યવહારો.

પરશુરામ : બ્રહ્મ-ક્ષત્રિય તેજ : Harmony.

શ્વાનલોક : પ્રાચીન ધર્મનું રક્ષણ કરનારી સંસ્થાઓ.

તેજનો મહાસાગર : પુરાતન ભારતીય વિચારસમૃદ્ધિ.

નાગ લોકો : ભારતના શાસ્ત્રકારો, સ્મૃતિકારો, પુરાણકારો.

ચંદ્રિકા
ચંદ્રી } : સુરેખ : શાંતિ.

પારસમણિ
ચિંતામણિ } : અદ્વૈત અનુભવતાં દંપતીનો પ્રેમ, તેમની માનસિક ઉજ્જ્વલતા.

શેષનાગ
નાગરાજ } : આદિશાસ્ત્રકાર બ્રાહ્મણ, જે હિંદની પુરાણી સંસ્કૃતિનું રક્ષણ કરે છે.

# યૂરોપનું રાજકારણ

## હિન્દ સ્વતંત્ર કેમ થઈ શકે?

"સરસ્વતીચંદ્ર"ની કથાનો ઉદ્દેશ હિન્દના સમસ્ત જીવનની સમાલોચના કરવાનો છે. તેમાં બીજા વિષયો સાથે રાજ્યપ્રકરણ પણ આવે છે. ગોવર્ધનરામે રાજ્યપ્રકરણ બે દૃષ્ટિએ ચર્ચ્યું છે: એક તો હિંદનું તત્કાલીન રાજ્યપ્રકરણ, બીજું, હિંદનું ભવિષ્યનું રાજકારણ, જેમાં હિંદ અને તેની બહારનું જગત્ બંનેનું રાજકારણ સમાઇ જાય છે અને જેમાં લેખકે પોતાનું મનોરાજ્ય પણ આપ્યું છે. આ બીજી ચર્ચા તેમણે હિંદની સંસ્કૃતિની ભૂમિકા ઉપર કરી છે; પણ દૃષ્ટિ સર્વગ્રાહી છે અને કાળમાં નંખાય તેટલી દૂર નંખાએલી છે. ગોવર્ધનરામે હિંદુસ્તાનના તે વખતના રાજકારણને આંતરરાષ્ટ્રીય રાજકારણ સાથે વિચાર્યું હતું અને તેની ઘડમાં તેને સંકેલી દીધું

હતું. ચોથા ભાગનાં છેલ્લાં પ્રકરણોમાં આ વિચારની પરિપક્વ દશા આપણે જોઈ શકીએ છીએ.

એ વખતે યૂરોપમાં ઇંગ્લંડ ઉચ્ચ કોટિનું રાજ્ય ગણાતું હતું અને બીજાં રાજ્યો તેની અપેક્ષાએ બીનઅનુભવી ગણાતાં હતાં. ઇંગ્લંડના તાજમાં જવાહરરૂપે જડાઈ રહેલા ભારતવર્ષના ગૂજરાતદેશનો એક પીસતાળીસ વર્ષનો વિદ્વાન્ માનવી એ વખતે એવો અનુભવ કરે તો તેમાં નવાઈ પણ નથી. તેને મન તો કપિ-લોકો એશિઆ–યૂરોપમાં ચોતરફ દોડાદોડ કરી રહ્યા હતા. અને હતું પણ તેમ જ. મહારાણી વિક્ટોરિઆના મરણ વખતે ઇંગ્લંડ દુનિઆનાં સર્વ રાજ્યોમાં પ્રથમ પંક્તિનું ગણાતું હતું. તેના મહા-રાજ્યમાં અસંતોષ હતો, પણ રાજદ્રોહ નહોતો; તેના સમાજમાં અસંતોષ હતો, પણ વિપ્લવવાદ નહોતો; તેનું રાજકારણ બધી પ્રજાના હિતનું સાધક નહોતું, પણ તે પ્રજાના હિતનું ચિંતક તો હતું; તેની આર્થિક સંપત્તિ સામે અમેરિકાની અને જર્મનિની અત્યારના જેવી ભીષણ હરીફાઈ નહોતી. તેના સામ્રાજ્યપદ સામે રશિઆ ડોળા કાઢતું હતું અને, જર્મનિ હજુ કિશોર વય મૂકી યુવાવસ્થામાં આવતું હતું.

ઈ. સ. ૧૮૮૫માં રશિઆ અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ સળગી ઊઠત, પણ ડફરિને તે અટકાવ્યું. ત્યાર પછી ધીમે ધીમે રશિઆ ઇરાન, કાબુલ, ચીન, તુર્કી, અને તિબેટમાં ઇંગ્લંડ સામું ખટપટ કરતું થયું. ઇંગ્લંડના હિંદના સામ્રાજ્ય સામે એ વખતે આંતર નહીં પણ બહારનો ક્ષોભ વધારે હતો અને તે ક્ષોભ રશિઆ તરફનો હતો. પણ રશિઆનું રાજ્યતંત્ર સડેલું હતું અને ઝારની સત્તા પ્રજામત ઉપર ઝૂઝતી નહોતી: તે તેની નબળાઇ હતી. તે નબ-ળાઇમાં ઇંગ્લંડના સામ્રાજ્યની સલામતી હતી. આ બાબત ગોવર્ધન-

રામ "સરસ્વતીચંદ્ર" માં અનેક વાર તપાસે છે. રશિઆ અને જર્મનિ પ્રગતિ–એટલે અર્જુનના રથનાં દોરડાં ઝાલવા અને ખેંચવા પ્રયત્ન કરે છે. પણ તેમની પ્રજા સુખી નથી. તેથી તેમનાં રાજ્યતંત્રો સ્થિર રહે છે.

જ્યાં પાંચાલી–પ્રજા[1] સુખી નથી ત્યાં અર્જુનના રથની ગતિ ધીમી હોય છે. રશિઆની પ્રજા કાંઇપણ સમૃદ્ધિ પામી નથી, ત્યારે ગજરાજની એટલે જર્મન પ્રજા હસ્તિની – હાથણી – હોઇ રાજ્યની અને પ્રજાની પ્રીતિ ઝાઝી છે. પણ તે પ્રીતિ સંસ્કારપૂર્ણ નથી. તેથી ત્યાં પણ સમૃદ્ધિ નથી અને રથની પ્રગતિ શિથિલ છે.

ગોવર્ધનરામ ઇટાલિના અને ફ્રાન્સના સર્વકાળના રાજકારણનું દર્શન આપે છે.[2] મયૂર ઇટાલીના રાજકારણને સૂચવે છે, તો ચકોર[3] ફ્રાંસના રાજકારણને સૂચવે છે.

જર્મનિ અને ઇટાલિ સ્વતંત્ર અને એકરાષ્ટ્રો થયાં તે ઇ. સ. ૧૮૭૧ ની સાલનો વૃત્તાંત. બિસ્માર્ક અને કાવૂર અને મેઝિનિનાં પુરુષાર્થ અને આત્મિક બળનું એ પરિણામ ઓગણીસમી સદીની અધવચમાં જન્મેલા અને તે જ વખતે ગ્રેજ્યુએટ થએલા ગોવર્ધન-રામને વિચાર કેમ ન કરાવે ? જર્મનિમાં તેમને ભરોસો છે, પણ ઇટાલિ ઉપર તેમને બહુ આસ્થા નથી, કારણકે તે મયૂર ઘડીકમાં પીછાંનો કલાપ કરી નૃત્ય કરે છે, તો ઘડીકમાં કલાપને સંકેલી દે છે, ઘડીકમાં પાડી નાંખે છે, ઘડીક તેનો કલાપ ઊઘડે છે. પણ એ મયૂરમાં વધારે શક્તિ, વૃત્તિ કે ગતિ, કાંઇ જ નથી. એ મયૂરની પોતાની ગતિ બહુ ઊંચી નથી. તે જાતે રમણીય, સુંદર અને રસિક છે; પણ હિંદદેશમાં એના જેવા મયૂરો થઇ ગયા છે અને નાશ પણ

૧ ચોથો ભાગ, ૬૨૮–૨૯. ૨ ચોથો ભાગ, ૬૨૧–૬૨૨. ૩ ચોથો ભાગ, ૬૨૨–૬૨૬.

પામ્યા છે. ઇટાલિએ પોતાની સ્થિતિમાંથી હિંદના જેવા વ્યાધિ વેળાસર દૂર કરેલા છે, કુસંપ વગેરે કાઢી નાખ્યાં છે; અને પરદેશીઓ સામે કોઇ વાર લડી, કોઇ વાર તાબેદારી સ્વીકારી પાછી સ્વતંત્રતા સ્થાપી છે.[૧]

હિંદને ઇટાલિ પાસેથી આટલું શીખવાનું છે, વિશેષ નહીં. પણ તે ફ્રાંસ પાસેથી કાંઇ શીખી શકે કે? ફ્રાંસમાં અનેક રાજ્યક્રાંતિઓ થઇ; તેણે અનેક ઉચ્ચ વિચારો કર્યા; તેણે દુનિઆને બંધુત્વ, સ્વતંત્રતા અને સમાનતાના પાઠો મોકલ્યા. પણ તે જ ફ્રાંસે નેપોલિઅન જેવાની સરદારી નીચે યૂરોપમાં એકચક્રી થવા પુરુષાર્થ કર્યો. તેથી દિવસે ફ્રાંસદેશ ગરુડ જેવો ઊંચે ઊડનારો બને છે, અને રાત્રે શાંત ચંદ્રિકા જેવો પ્રસાદ આપનારો બને છે. એ ચકોર પક્ષીના ગુણો ધરાવતો દેશ હિંદને શું શિક્ષાવચન આપી શકે? ઓગણીસમી સદીમાં ફ્રાંસ ઇંગ્લંડનું મિત્ર બની ગયું હતું; તેને આફ્રિકામાં સારું રાજ્ય મળી ગયું હતું અને જર્મનિ સામે લડવા જતાં તે હારી ગયું હતું, થાકી ગયું હતું. તેથી તે હિંદુસ્તાનના પોપટ–રજપુત સમાજને મિથ્યાધર્મનો અને અવિચારનો ત્યાગ કરવા સૂચવે છે,[૨] આત્મપરીક્ષક થવા કહે છે, ઇંગ્લંડમાં શ્રદ્ધા રાખવા જણાવે છે, યૂરોપમાં થોડા કાળમાં સળગનારી જાદવા-સ્થળીની આગાહી કરે છે; જગત્ તે વખતે મોટી પ્રસવવેદના ભોગ-વશે, એમાંથી નવો યુગ બેસશે, ત્યારે બધા દેશોનું કલ્યાણ થશે, બધી તાબેદાર પ્રજાઓનો મોક્ષ થશે, તેમાં હિંદનું કલ્યાણ થશે અને તેનો મોક્ષ થશે; એ કલ્યાણ પ્રાપ્ત કરવા માટે અસ્ત્રની કે શસ્ત્રની આવશ્યકતા નથી, અને એ માટે અંગ્રેજોની મદદ લેવી પડશે, એમ કહે છે.

ફ્રાંસ અને ઇટાલિ બહુ ઊડતાં નથી – બહુ પ્રગતિ કરતાં નથી; ત્યારે જર્મનિ અને રશિઆ પ્રજાબળની અસ્થિરતાથી અને અપૂર્ણતાથી

---

૧ ચોથો ભાગ ૬૨૨. ૨ ચોથો ભાગ, ૬૨૩–૬૨૬.

માંડ માંડ વિકસે છે. પણ ઇંગ્લંડમાં (કપિલોકમાં) બધે કૂદવાના, સામ્રાજ્ય સ્થાપવાના અને તેને ટકાવી રાખવાના ગુણો છે. તેથી તે દેશના પુત્રો બધે ચોખંડ પૃથ્વી ઉપર ફરી વળે છે.[૧] તેઓ દેશ જિતી જાણે છે, રાખી જાણે છે, સામદામદંડભેદ અજમાવી જાણે છે, વૈરીને વૈરી તરીકે પ્રમાણે છે, મિત્રોને મિત્રો તરીકે રાખે છે, પૈસા કમાય છે, પૈસા ખરચે છે, ખુશામત કરે છે, મુસલમાની કરે છે, વાણિઆવિદ્યા કરે છે, બ્રાહ્મણપણું અજમાવે છે, યુદ્ધગાળ ચખાડે છે, રાજનીતિ લગાડે છે, રક્ષણ દે છે, મુંબઇ જેવાં ગામડાંની મોટી નગરીઓ બનાવે છે, હજાર લોકો વડે બળથી અને કળથી પંદર હજારને હઠાવે છે. તેઓ કંજૂસો છે, ઉદાર છે, લુચ્ચા છે, લૂટે છે, સ્વાર્થ સમજે છે, પરમાર્થ પણ સમજે છે. હિંદે તેમની પાસેથી જ રાજકારણની બધી વિદ્યા સમજી લેવી પડશે. એ વખતે એ લોકોમાં બે પક્ષો હતાઃ કૉન્ઝર્વેટિવો અને લિબરલો. શું તેમાંથી કોઇ એક પક્ષ હિંદને સ્વરાજ્ય આપવાનો ખરો ? તેઓ પોતાની પ્રતિજ્ઞાઓ પાળશે ? તેઓ સ્વાર્થ સાથે પરમાર્થ કરશે ખરા ? તેઓ જુદા જુદા પક્ષોને લડાવી નહીં મારે ? તેઓ અસ્ત્રહીન પ્રજાને કદિ અસ્ત્ર આપી બળવાળી કરશે ?

શું હિંદ એક થઇ સ્વરાજ્યને યોગ્ય બનશે ? હિંદી પ્રજા પોતાનો ખરો ધર્મ સમજશે ? પોતાનું બળ અજમાવશે ? તે પ્રજા પોતાના સમાજની પુરાણી વ્યવસ્થાને ફેરવી શકશે ? નવા જમાનાના ધર્મો સમજી શકશે ? તેમને ધારી શકશે ? તેના બ્રાહ્મણો – બ્રહ્મરાક્ષસો – અશ્વત્થામાઓ મટી શુદ્ધ બ્રાહ્મણો થશે ? ક્ષત્રિયો નવા યુગના રાજત્વને, રાજનીતિને અને રાજ્યનીતિને સમજી શકશે ? વૈસ્યો નવા કાળનું વૈસ્યત્વ મેળવી શકશે ? એ સમજણ માટે તેમણે ક્યાં જવું ?

૧ ત્રીજો ભાગ, ૨૪૪.

યૂરોપની સંસ્કૃતિનાં સૂત્રો સ્વીકારવાં? હિંદની સંસ્કૃતિનાં સૂત્રોનો ત્યાગ કરવો? પહેલીનો ત્યાગ કરી બીજીને સ્વીકારવી? બંનેનો સમન્વય કરવો? શું કરવું?

આ અનુભવ તે વખતનો હિંદપુત્ર હંમેશાં કરતો હતો. ગોવર્ધનરામ યૂરોપના બીજા દેશોનો સહકાર નહીં મળે એ સિદ્ધ કરે છે. તેઓ હિંદપુત્રને ઇંગ્લંડ પાસે યાચકની સ્થિતિમાં મૂકે છે. પોપટ (મલ્લરાજના અંગ્રેજી સંબંધના શત્રુ સામંતનો સૂક્ષ્મ દેહ) મયૂર (ઇટાલિ), ચકોર (ફ્રાંસ), રીંછ (રશિઆ) અને ગજ (જર્મનિ), એટલાં રાજ્યોના આચારવિચારમાં નિરાશા અનુભવે છે અને સ્વતંત્રતાપ્રિય ચકોર (ફ્રાંસ)ની સલાહ માની સ્વરાજ્ય સિદ્ધ કરવાના ઉપાયો માટે (ઇંગ્લંડ) કપિલોક પાસે બોધપાઠ માંગે છે, બીજે ક્યાંય જવાનો માર્ગ રહેતો નથી.

ગોવર્ધનરામ અમેરિકાની ઉપેક્ષા કરે છે. કદાચિત્ અમેરિકા ઇંગ્લંડનું બાળક હોઈ તેમને મન બહુ વસ્યું નહીં હોય: પણ ઓગણીસમી સદીની છેલ્લી વીસીમાં અમેરિકા બાળભાવ છોડી યુવાવસ્થામાં આવતું જતું હતું. ઇંગ્લંડ સાથે થોડાં વર્ષોમાં સમવયના યુવાન્ પેઠે વેપારમાં, રાજકારણમાં, સત્તામાં, સંપત્તિમાં અને વિચારમાં હરીફાઈ કરશે તે તેમની પ્રતિભા જોઇ શકી હશે. પણ "સરસ્વતીચંદ્ર"માં તેમણે તે વિચાર રજૂ નથી કર્યો. ઉપરાંત, ફ્રાંસ કરતાં અમેરિકામાં હિંદને પોતાનું આત્મબળ પ્રકટ કરવાના પ્રયાસોમાં વિશેપ સહકાર, વિશેષ સહાનુભૂતિ મળશે, એ આપણો હમણાંનો થએલો અનુભવ ગોવર્ધરામના વિચારને સ્પર્શી શક્યો નથી. ગોવર્ધનરામના વખતમાં એમર્સન વગેરે અમેરિકાના વિચારકો હિંદ તરફ સહૃદય રહેતા હતા અને વિવેકાનંદ, રામતીર્થ, નિવેદિતા અને વીરચંદ ગાંધી જેવાંને અમેરિકામાં સારો સત્કાર મળ્યો હતો.

એ વખતે જાપાન અને ચીન ઉચ્ચ દશાએ આવતાં હતાં અને જાપાને તો ચીનને હરાવ્યું હતું; એટલું જ નહી પણ તેની વેપારના અને રાજકારણના વિષયોમાં રશિઆ સામેની અને અમેરિકા સામેની હરીફાઈ એ વખતે વિચારયોગ્ય થઇ હતી. છતાં ગોવર્ધનરામે એ દિશા તરફ દૃષ્ટિ કરી નથી. "સરસ્વતીચંદ્ર"ના સ્વપ્નમાં એશિઆના અને અમેરિકાના આ ધુરંધર દેશોની ગતિ આવી શકી નહીં તો ઇજિપ્ત, ઈરાન અને તુર્કી તો તેમાં કેવી રીતે આવી શકે ?

તેથી હિંદને ઇંગ્લંડનો સહકાર કેટલો મળશે તે જ "સરસ્વતીચંદ્ર"ના સ્વપ્નમાં બતાવવાનું રહ્યું હતું. પણ તેમાં હિંદપુત્રોનો અનુભવ કાંઈ આશાજનક તો નહોતો. કોંગ્રેસની સ્થાપના થઇ ત્યાર પછી હિંદમાં નોકરી કરતા બ્રિટિશ અમલદારો અને બ્રિટિશ વેપારીઓ અને તેમના ઇંગ્લંડમાં રહેતા સહાયકો હિંદની અભિલાષાઓ સામે થતા હતા અને ઇંગ્લંડના ભલા ભલા મુસદ્દીઓએ હિંદના હિતનો તિરસ્કાર કર્યો હતો. વેપારના વિષયમાં અને હુંડિયામણના વિષયમાં તો કોન્ઝરવેટિવો કરતાં લિબરલો વધારે ગુનેગાર જણાયા હતા. આવી સ્થિતિમાં હિંદે ક્યાં જવું ? કોને કહેવું ? ક્યાં ન્યાય માગવો ? કોઈ રાજ્ય કરતી પ્રજાએ તાબેદાર પ્રજાને માંગ્યું સ્વરાજ્ય આપ્યું છે ખરું ! પણ અંગ્રેજને આ યાચના વિચિત્ર ન લાગે ? તે એમ કેમ ન કહે — હિંદપુત્ર, તું તારો ધર્મ જાણ,[1] તે પ્રમાણે વર્ત, એટલે તારા દેશનું કલ્યાણ થશે.

છેવટનો પ્રશ્ન તો રહે છે કે સ્વરાજ્ય હિંદે કેવી રીતે લેવું ? તેણે ઇંગ્લંડ સામે શસ્ત્ર ઉપાડવાં ? ઇંગ્લંડના માલનો, તેના વેપારનો બહિષ્કાર કરવો ? તેના વેપારીઓને અને અમલદારોને સત્યાગ્રહ કરી હંફાવી દેવાં ? કોઈ બીજાં રાજ્યોની મદદ માગવી ?

---

૧ ચોથો ભાગ, ૬૨૯.

બીજા દેશોના રાજ્યકર્તાઓ સાથે ઇંગ્લંડ સામે ખટપટ કરવી? પહેલો માર્ગ સામંતનો સૂક્ષ્મ દેહ (પોપટ) વિચારતો હતો. ગોવર્ધનરામે પોપટને ઇટાલિના મયૂર સાથે અને ફ્રાંસના ગરુડ તથા ચકોર સાથે સંવાદમાં મૂકી શસ્ત્રના બંડની નિષ્ફળતા હિંદપુત્રો માટે સિદ્ધ કરી બતાવવા પ્રયત્નો કર્યા છે. હિંદનો એક જૂના જમાનાનો ભાયાતી રજપૂત આ પ્રશ્ન ઉકેલવા મંથન કરે અને ભણેલા લોકો, જૂના જુગના શાસ્ત્રીઓ, રાજાઓમાંથી કોઈ, એ સવાલ ઊપાડે નહીં તે લખી ગોવર્ધનરામે નવી હિંદી જનતાની આ દિશામાં નિષ્ક્રિયતાને[1] તથા અંગ્રેજી સત્તાની સફળતાને બતાવી દીધી છે. જો સશસ્ત્ર બંડ ન સંભવે તો આર્થિક બહિષ્કારનું બંડ પણ સંભવે નહીં. સત્યાગ્રહ તો સંભવે જ ક્યાંથી? ઇંગ્લંડનાં મિત્રો થઇ ગએલાં અને ગુપ્ત શત્રુ હોય તો પણ આંતરરાષ્ટ્રીય ગૂંચવણમાં પડી ગએલાં બીજાં યૂરોપી રાજ્યોની મદદ પણ કેમ મળી શકે? તેથી છેવટે હિંદપુત્રોએ અંગ્રેજ અમલદાર (હનૂમાન) સાથે મૈત્રી રાખવી રહી અને ઇંગ્લંડના દુર્યોધન અને વાલી–કૉન્ઝરવેટિવ પક્ષની અવગણના કરી તેના સુગ્રીવ પક્ષ–લિબરલોનો આશ્રય લેવો રહ્યો.. તેમાં તેમણે કુંતીમાતાની ક્ષમાબુદ્ધિ અને ધીરજ રાખવાં રહ્યાં, અને પોતાની પુરાતન સંસ્કૃતિમાં અને વર્તમાન યુગના સંસ્કારોમાં નવો ધર્મ સમજી ધર્મભાવનાનો પુરસ્કાર કરવો રહ્યો. સરસ્વતીચંદ્રના પ્રથમ સ્વપ્નનો ગૂઢ અર્થ આટલો કહી શકાય.

એ વખતનો હિંદપુત્ર લિબરલ પક્ષ–સુગ્રીવપક્ષ–નો બહુ ભરોસો કરતો હતો; કારણકે તે લિબરલ પક્ષ પાંચાલીની–પ્રજાની સેવા કરતો હતો[2] અને તે સાથે જ તેનું ચિત્ત સર્વ મનુષ્યજાતિને " પાંચાલી "

[1] મણિરાજને સ્વપ્નમાં મલ્લરાજના સૂક્ષ્મદેહે આપેલો બોધ જુઓ: ત્રીજો ભાગ, મણિરાજનો શોક અને પિતૃદર્શન, ૩૨૪–૩૩૨. [2] ચોથો ભાગ, ૬૩૦.

રૂપ એ વખતે ગણતું હતું, જ્યારે તેમનો વિરુદ્ધ પક્ષ – વાલીનો પક્ષ – તેને જ શશશૃંગ જેવા અભિલાષો ગણી મૃગતૃષ્ણાઓ કહી તુચ્છકારતો હતો. કૉન્ઝર્વેટિવ પક્ષ રોજરોજ વધુ બળવાન્ થતો જતો હતો. લિબરલો તૂટી ગયા હતા. ખુદ મહારાણી વિક્ટોરિઆને ગ્લેડ્સ્ટનનો અને ગ્લેડસ્ટનના મરણ પછી તેના પક્ષકારો તરફ ઘણો અણગમો હતો. લિબરલોનો આ પરાજય ઇ. સ. ૧૯૦૬ સુધી ચાલ્યો. આની છાયા ગોવર્ધનરામના વિચાર ઉપર સહેજ જણાય છે. હિંદપુત્ર એમ કેમ ન વિચારે કે – વાલીપક્ષ – લિબરલ પક્ષ–વૃદ્ધ થયો છે અને સંખ્યામાં અને બળમાં વાલીલોક – કૉન્ઝર્વેટિવ પક્ષ[1] વધી ગયા છે. ઇંગ્લંડમાં લિબરલોનો ભાવ કોઈ પૂછતું નથી. તો ત્યાં હિંદનો ભાવ કોણ પૂછે ?

આ અહંતા, આ મમતા, આ પશુદર્પ, ઇંગ્લંડમાં ચર્ચિલ, કુલર, સિડનહેમ જેવામાં તે વખતે જોવામાં આવતાં, હજુ પણ આવે છે, અને જે તે વખતે નહોતા પણ જે અત્યારે જોવામાં આવે છે અને ભવિષ્યમાં જેમની સંખ્યા વધતી જશે તેવા કેટલાક હિંદપુત્રો અહંતા, મમતા અને દર્પના સહભાગી થયા છે. ગોવર્ધનરામ આ અવગુણના અવતારોને સરસ્વતીચંદ્રના સ્વપ્નના પ્રકરણમાં કુરુક્ષેત્ર ઉપર અદૃષ્ટ દુર્યોધનમાં મૂર્ત કરે છે[2] અને બીજી પ્રજામાં બહુ જોવામાં ન આવતા પણ અંગ્રેજ પ્રજામાં અનુભવવામાં આવતા સદ્‌ગુણો – સ્વતંત્રતાની પ્રિયતા, બીજી પ્રજાનો બંધુભાવ, વાણીની સ્વતંત્રતા–વગેરે સદ્‌ગુણોને સુશીવમાં મૂર્ત કરે છે.

હિંદપુત્રને આ લિબરલ પક્ષની અને હવે લેબરપક્ષની હિંદ માટેની સહાનુભૂતિ "મુદ્રારાક્ષસ"માં આવેલા ભીંત વગરના ચિત્ર–[3]

---

૧ ચોથો ભાગ, ૬૩૫ ૨ ચોથો ભાગ, ૬૬૭-૩૬૯. ૩ ચોથો ભાગ, ૬૬૬.

કર્મની રચના જેવી લાગે તે સ્વાભાવિક છે. ગોવર્ધનરામના વખતમાં ઘણાને એમ વિચાર થયો હોય કે જો કોઇ મહાયુદ્ધ ફાટી નીકળે, ઇંગ્લંડનો પરાજય થાય અને હિંદમાંથી બ્રિટિશ સત્તા ચાલી જાય કે નબળી થાય તો બ્રિટિશોએ હિંદના રાષ્ટ્રના ચિત્રમાં પૂરેલા રંગ[૧] પાણીમાં અને પવનમાં કેમ ઢોળાઈ ન જાય? તે વખતે હિંદપુત્રોએ શું કરવું? તેથી, ગમે તેમ પણ હિંદપુત્રોએ છેવટે તો પોતાનો ધર્મ સમજવો રહ્યો અને દુર્યોધનોની નીતિને સર્પરૂપ ગણી તેની પુષ્પમાળા[૨] કરી નાખવી રહી. હિંદદેશ દ્રવ્યહીન, દુઃખી, ક્લેશી, અધર્મી, શસ્ત્રહીન, પ્રારબ્ધવાદી, વિદ્યાહીન અને પ્રારબ્ધહીન[૩] છે. છતાં તેના લોકોએ નવા જમાનાના અનુભવો લઇ આશા ધારવી જોઇએ. તેમણે માત્ર યૂરોપના જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ નહીં. ગોવર્ધનરામે ચકોરની, મયૂરની, ગજરાજની, રીંછની અને કપિલોકની વાણીથી તે જ્ઞાનની ઉપયોગિતાને નિષ્ફળ નહીં તો અ-ચોક્કસ અને એકમાર્ગી કહી દીધી છે. તે મત પ્રમાણે હિંદપુત્રોએ ધર્મ સમજવા માટે પોતાની પ્રાચીન સંસ્કૃતિ તરફ વળવું જોઇએ અને તે સંસ્કૃતિને નવા યૂરોપી અનુભવથી સમજી તેમાં પોતાના જીવનનો ક્રમ સમજી લેવો જોઇએ. ગોવર્ધનરામે વર્ણાશ્રમધર્મનું નવું વિવેચન કર્યું છે.[૪] બધી સુવ્યવસ્થાઓ સ્વધર્મસ્થ બ્રાહ્મણોથી જ રચાય છે. એ બ્રાહ્મણો મ્લેચ્છોમાં પણ અવતરે છે અને રાક્ષસોમાં પણ અવતરે છે. હિંદપુત્રોએ આ નવા યુગની સંસ્કૃતિનું સર્જન કરવા બુદ્ધિનો ઉપયોગ કરવો પડશે, વેદ, કુરાન, શ્રુતિ, મહાભારત વગેરે બધું બુદ્ધિથી સમજી લેવું પડશે. ગોવર્ધનરામ એ બુધ્ધિને ગુપ્ત ગંગા–પાતાળગંગા સાથે સરખાવે છે. એ પાતાળગંગાનાં પૂર ફાટે ત્યારે હિંદમાં સાચું

૧ ચોથો ભાગ, ૬૬૭. ૨ ચોથો ભાગ, ૬૭૦–૭૧. ૩ ચોથો ભાગ, ૬૩૫. ૪ ચોથો ભાગ, ૬૪૭.

દ્વિજત્વ આવશે, ત્યારે શુદ્ધ બ્રાહ્મણો હિન્દ દેશને પોતાના ચરણ-સ્પર્શનો અને ઉપદેશનો અધિકારી ગણશે, ત્યારે જ હિન્દમાં સત્યયુગ પાછો આવશે. બ્રિટિશ યુગના સમય સુધી હિંદીઓએ દહેરાંઓના, મંદિરના અને મસ્જીદોના ધર્મને ધર્મ ગણ્યો હતો, જે ધર્મ પાટણના સોમનાથને કામ ન લાગ્યો, પવિત્ર કાશીના વિશ્વનાથને કામ ન લાગ્યો, આગ્રાના તાજને કે દિલ્હીના કુત્બમિનારને કામ ન લાગ્યો. તેથી જ મલ્લમહાભવનમાં યુધિષ્ઠિરની મૂર્તિની નીચે આરસની તકતીના સુવર્ણલેખમાં લખવામાં આવ્યું હતું કે—આજકાલ શૈવ વૈષ્ણવ ખ્રિસ્તી મુસલમાન આદિ મતમતાંતરવાચક શબ્દોમાં જણાતા મમતામૂલક ધર્મ સાથે ધર્મરાજના ધર્મને લેવાદેવા નથી,[૧] સર્વ પ્રજાઓને સર્વ દેશમાં, સર્વ યુગમાં, સામાન્ય પૂજનીય ધર્મ તે ધર્મરાજનો ધર્મ છે.

આ ધર્મ કયો ? ગોવર્ધનરામે એ ધર્મને મહાભારતની સમસ્યાઓ કરી સમજાવ્યો છે. તેથી આપણને તે દુર્ગમ થઈ જાય છે. પણ તે ધર્મ લોકસંગ્રહનો—લોકકલ્યાણનો જ છે. એ માટે હિંદપુત્રોએ સ્વાવલંબી થવાની જરુર છે.

હિંદે યૂરોપના રંગનો અનુભવ તો સાધનરૂપે વિચારવાનો છે. શ્રી કૃષ્ણે યુદ્ધનો ત્યાગ ન કરવાનું અર્જુનને સમજાવ્યું[૨] ત્યારે મૂઢ લોકોએ ધર્મમાત્રનો ત્યાગ કરવામાં તે સમજાવ્યું. લોકસંગ્રહની નિષ્કામ ક્રિયાઓથી નિવૃત્ત થવું એ તો સાત્ત્વિક વૃત્તિને સ્થાને તામસી તંદ્રાનો વિચાર કરવા જેવું છે. એ વિચાર નથી ઇચ્છયો વ્યાસે, નથી ઇચ્છયો કૃષ્ણે, નથી ઇચ્છયો રામે કે જનકે. પાસેના જ કોઇ ભવિષ્યમાં ગોવર્ધનરામ નજર કરતા હોય તેમ કહે છે કે "એવો ધર્મ સમજનાર એક નીકળશે તો તેવા બીજા અનેક પુત્રો સમર્થ[૩] થશે અને ઉપદેશ લેશે. એ કર્તવ્યતા ક્રિયાહીન સુખજ્ઞાન નથી,

૧ ચોથો ભાગ, ૨૧૩. ૨ ચોથો ભાગ, ૬૭૯–૮૧. ૩ ચોથો ભાગ, ૬૮૨.

જ્ઞાનહીન કર્મ નથી, નીતિહીન ભક્તિ નથી, કેવળ પરલોકવાચક ક્રિયા નથી, કેવલ ફલાન્વેષી નીતિ નથી, તે ટૂંકામાં કહેવામાં આવે તો સાચો યોગ છે, કર્મમાં કૌશલ છે.

આ ધર્મભાવના જુદી જ થશે. પરશુરામનો સૂક્ષ્મ દેહ, જેને સરસ્વતીચંદ્ર Spirit of Harmony, Life of Life,[1] પરમ જ્યોતિનો બ્રાહ્મણાવતાર કહે છે, તે સરસ્વતીચંદ્રને અને કુસુદને જણાવે છે તેમ[2] નવા યુગમાં એટલે વીસમી સદીમાં બ્રાહ્મણ બુદ્ધિએ રચેલાં યજ્ઞોપવીત હૃદય બહાર નહીં પણ હૃદયની માંહ્ય ધરનારા બ્રાહ્મણો અનેક દેશે અનેક વેશે આ સંસારનું સામ્રાજ્ય કરશે, મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય પાળશે, ક્ષત્રિયત્વ નાશ નહી પામે, પણ બ્રાહ્મણત્વના ઉપકારક સાધનરૂપે સર્વ મનુષ્યોમાં ક્ષત્રિય તત્ત્વ રહેશે અને બ્રાહ્મણત્ત્વથી સર્વ મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર શાંત થઇ જશે.

ઉપરથી જોઇ શકાશે કે મહાભારતની અવનવી સમસ્યાઓમાં પશ્ચિમના રંગો પૂરતાં આર્યોની પુરાણ વર્ણાશ્રમવ્યવસ્થા ગોવર્ધનરામના હાથમાં સર્વ કાળની સમાજવ્યવસ્થા થઇ ગઇ હતી.

ગોવર્ધનરામે મનમાં એમ ધાર્યું હોય કે આયર્લૅન્ડ માફક હિંદ ઇંગ્લંડ પાસેથી સારા અધિકારો માત્ર કોઇ બળવત્ પરરાજ્ય સાથેના યુદ્ધ વખતે જ કઢાવી શકે. જો આ માન્યતા હોય તો તે તેમનું ચોખ્ખું દર્શન સાબીત કરે છે. પણ એવી માન્યતા તેઓ જાહેર કેમ મૂકી શકે? તેથી તેમણે નિઃશસ્ત્રતા વગેરે ચર્ચ્યાં હશે. આ મત માટે પુષ્ટિ એક રીતે ખાસ મળે છે. આવી વાતો–પોપટ એટલે ક્ષાત્ર તેજનો હ્રાસ થયો છે એવો સામંત–ઊભી કરે છે.

ઓગણીસમી સદીનું બીજું લક્ષણ આંતરરાષ્ટ્રીય સહકાર કહીએ તો ચાલે. એ સહકાર, એ સમજુતી યૂરોપ, એશિઆ, અમેરિકા,

૧ ચોથો ભાગ, ૬૮૪. ૨ ચોથો ભાગ, ૬૯૫–૬૯૬.

એ ત્રણેય ખંડોની સંસ્કૃતિઓને સંસ્કૃતિરૂપે સમજવાથી પેદા થયાં હતાં. યૂરોપના અનેક વિચારકો આ સહકારના ક્ષેત્રને વધારે સુવાસિત અને ફલિત કરવા ઇચ્છતા હતા. તેમને યૂરોપનાં રાજ્યોના મુસદ્દીઓના રણનાદો ગમતા નહોતા અને વેપારથી અને સાયન્સના વિકાસથી એ સુવાસ વધારે પ્રસરશે તેમ તેઓ માનતા હતા. યૂરોપની પ્રજાઓ રાષ્ટ્રીય રાજ્યવ્યવસ્થા સ્થાપી ભ્રાતૃભાવે રહેશે એવી તેમની આશાઓ હતી. એ અભિલાષાઓ ઉચ્ચ હતી, પણ તે વ્યવહારમાં અનુભવી શકાય તેવી નહોતી એ તેઓ સમજતા હતા. છતાં તે ઉદાત્ત વિચારોનું સ્પષ્ટીકરણ તે વખતે થતું હતું અને અત્યારે લીગ ઑફ નેશન્સ વગેરે સંસ્થાઓ અને ટાગોર, ગાંધીજી, રોલાં, રસેલ, લેસ્કી વગેરે પુરુષો પરસ્પર સમાનતા નહી તો સુલેહ ઇચ્છી રહ્યા છે. તે સુલેહ વીસમી સદીમાં પ્રવર્તશે તેમ તે વખતના વિચારકો માનતા હતા. તે પુખ્ત વિચારોની છાયા "સરસ્વતીચંદ્ર" માં અનેક ઠેકાણે જોવામાં આવે છે. આવા શાંત યુગના વ્યવહારથી પરતંત્ર, શસ્ત્રહીન હિંદુસ્તાન સ્વતંત્ર અને ક્ષાત્ર થશે તેમ ગોવર્ધનરામ સ્થળે સ્થળે કહેતા જણાય છે. રત્નનગરીનો બહાદુર પણ અંગ્રેજ સત્તાના પરિપાકથી જેણે સમશેર મ્યાનમાં ખેંચી લીધી છે તેવો સામંત રજપૂત (પોપટ) ફ્રાન્સને (ચકોર પક્ષી) નેપોલિઅનના યુગની યાદ દેવરાવે છે ત્યારે અભિમાની ફ્રાન્સ દેશનો વિચાર ગોવર્ધનરામને શું સૂચવે છે તે જોઇએ. તેઓ કહે છે કે[1] જે લોકો અને પ્રાણીઓ આજ શસ્ત્ર ધરે છે તેમનાં અસ્ત્રો જ તેઓના હાથમાંથી ખરી પડશે. એક કાળ એવો આવશે કે જ્યારે સર્વ પૃથ્વીમાં એક શાંત ચંદ્રિકા પ્રકાશશે અને મનુષ્યને હાથે મનુષ્યનું શરીર ક્ષત નહીં થાય. ક્ષત્રતા ક્ષત કરવામાં નથી, પણ ક્ષતથી ત્રાણ કરવામાં છે. क्षतात्किल त्रायत इत्युदग्रः

---

૧ ચોથો ભાગ, ૬૨૪ ૨૫.

ક્ષત્રસ્ય શબ્દો ભુવનાધિરૂઢઃ—એ વાક્ય સર્વ પૃથ્વીમાં સત્ય થશે અને કેવલ સત્ય, ન્યાય અને શાંતિનો યુગ થોડા કાળમાં પ્રવર્તશે. પણ આ કલ્યાણયુગનું બેસવું સરલ નહોતું તે ગ્રંથકાર બરેબર સમજતા હતા. યૂરોપનાં રાજ્યોનાં વધતાં જતાં લશ્કરો, તેમની પ્રજાની સ્પર્ધાઓ, તેમના આગેવાનોની અધીરાઈઓ, પ્રજાબળને અયોગ્ય ક્ષાત્ર દીક્ષા આપ્યા પછી તેથી ફાટી નીકળતો મહાવિપ્લવ, તેના સમાજ ઉપર થતા ભયંકર અને અણધાર્યા વિકારો, એવાં ભીષણ પરિણામોની તેમની અજ્ઞાનતા એવા બ્રાહ્મ યુગની ઉષાને પ્રગટ થવા દેતાં નહોતાં અને હજુ પણ દશા તેવી જ છે. તેથી ગોવર્ધનરામ વિક્ટર હ્યૂગો અને ઝોલા જેવા સમર્થ વિચારકોના માનસને આપણી સમક્ષ મૂકતાં કહે છે કે "એ કલ્યાણયુગના આગમન પહેલાં આ વહી જતા યુગમાં[1] જાદવાસ્થળી થશે; દીવો હોલાતાં ઝબૂકે, મનુષ્ય મરતો મરતો સન્નિપાત અને ત્રિદોષથી લવવા માંડે, તેમ આ યુદ્ધકાળ ઉન્માદ પામશે અને જગત્‌ને કંપાવશે. We shall then witness war's last agony and war will kill war and the spirit of war." જ્યારે સંસાર આમ પ્રસવવેદના ભોગવશે ત્યારે નવો યુગ બેસવાનો. તે કાળે હિન્દદેશનું બેઠું કલ્યાણ થશે.

ઉપરના મનનમાં એક વાત યાદ રાખવાની જરુર છે. તે એ છે કે ગોવર્ધનરામે બતાવેલો બ્રાહ્મ યુગ ક્ષાત્ર તેજ વગરનો નહોતો. બ્રાહ્મ યુગ જુદો છે અને ગાંધીજીનો અહિંસામાર્ગ જુદો છે તે બન્નેનો ભેદ નહીં સમજવાથી સારા સારા વિચારકોમાં ભ્રમ ઉત્પન્ન થાય છે. બૌદ્ધ અને જૈન સંપ્રદાયોના અહિંસાધર્મની પ્રરૂપણામાં ક્ષાત્ર ધર્મનો, યુદ્ધવિદ્યાનો અને જરુર પ્રસંગે પોતાના દેહનો અને વતનનો બચાવ

---

1 ચોથો ભાગ, ૬૨૬ : ૬૩૮.

કરવા સામે ધા કરવાનો આચાર કે વ્યવહાર છોડી દેવામાં આવ્યો નહોતો. એ સંપ્રદાયોમાં સાધુ માર્ગ અને પ્રાકૃત માર્ગ, એ બન્ને નોખા વિચારવામાં આવ્યા છે અને પ્રાકૃત જનતા માટે, ઉપાસકો માટે, પ્રશંસકો માટે, માર્ગાનુસારીઓ માટે ક્ષાત્ર ધર્મનો વ્યવહાર ત્યાજ્ય નથી એટલું જ નહી, પણ યોગ્ય અને આચારયોગ્ય છે એમ કહેવામાં આવ્યું છે. તેથી ગોવર્ધનરામે વિચારેલા બ્રાહ્મ યુગમાં ગાંધીજીનો અહિંસામાર્ગ કોઈ ધારે તો તે ભૂલ જ થશે. વળી બીજી હકીકત એ છે કે યૂરોપના સર્વરાષ્ટ્રીય સુલેહના વિચારમાં અહિંસાનું નહીં પણ સર્વરાષ્ટ્રીય સહકારનું તત્ત્વ સમાએલું છે, તેમાં અસહકાર નહીં, પણ સહકાર સમાએલો છે; કાયદાઓનું અને આંતરરાષ્ટ્રીય નિયમોનું પાલન સમાએલું છે, તેનો ભંગ સમાએલો નથી. તેમાં સામાધાનના માર્ગો મૂકવામાં આવ્યા છે. ગોવર્ધનરામના પ્રિય ગ્રંથ મહાભારતમાં, તેમના પ્રિય અંગ્રેજી અને સંસ્કૃત વાઙ્મયમાં, તે વખતના વિચારોમાં, ગાંધીજીનો અહિંસાધર્મ છતો કે છૂપો ક્યાંય નહોતો. ગોવર્ધનરામ એક સ્થળે તો કુટિલ નયનો પણ ઉપદેશ કરે છે. તેઓ કહે છે કે આર્મસ્ટ્રૉંગ અને ક્રુપ જેવા તોપોના રચનારાને આ ન્યાયે બ્રાહ્મણો જ સમજવા. તેઓ તેમના મતે દ્રોણાચાર્યો અને અશ્વત્થામાઓ હતા, કારણ કે તેમણે વિદ્યાને વિદ્યારૂપે અને કળાને કળારૂપે જાતે સાધી. પણ જ્યારે એ લોકો બ્રાહ્મણો મટી રાક્ષસો થાય,[1] તેઓ પોતાની સિદ્ધિઓનો ઉપયોગ રાજહિત સામે કરે ત્યારે શ્રી કૃષ્ણ જેવા નયમાં કુશળ માણસોએ તેમના સંહાર માટે અને રાષ્ટ્રદેહના રક્ષણ માટે ઉપાયો વિચારવા જોઇએ અને ધૃષ્ટદ્યુમ્ન જેવા ધૃષ્ટ માણસોને તૈયાર રાખી તેવા દ્રોણાચાર્યોનો અને જો જરુર પડે તો શિખંડી જેવાને તૈયાર રાખી ખુદ પિતામહ-ભીષ્મ-ના દેહનો પણ

---

૧ ચોથો ભાગ, ૨૪૧-૪૨.

સંહાર કરવો જોઈએ, જો તે ભીષ્મ – એ પુરાણુ અનુભવ જ્ઞાન, વગેરે ખરા રાજાની સોબતમાં ન રહેતાં ખોટા રાજાના સાથમાં ચાલ્યાં જાય તો.

હિંદે પોતાનો ધર્મ સમજવો, બ્રાહ્મણ યુગને સમજી લેવો, ઇંગ્લંડની મૈત્રી કરી તેની પાસેથી શસ્ત્રના ઉપયોગ વગર સ્વરાજ લેવું તે ગોવર્ધનરામનો ઉપદેશ આપણે ઉપર જોયો. એ સ્વરાજ્ય કેવું થશે તેનો વિચાર ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર" માં આપ્યો નથી. ગોવર્ધનરામે મુસ્લીમ સંસ્કૃતિને અને મુસ્લીમોને આખા ગ્રંથમાં ક્યાંય પણ ચર્ચ્યાં નથી. એ વખતે મુસ્લીમ સવાલ નહોતો એમ તો કહી શકાય નહી. ડફરિને મુસ્લીમોને મદદ આપી હતી. સર સૈયદ અહમદે અલીગઢની કોલેજ સ્થાપી હતી. મુસ્લીમો મોટે ભાગે કોંગ્રેસથી અલગ રહ્યા હતા. અંગ્રેજો તેમને ઉત્સાહ આપતા હતા અને હિંદુઓ સામે તેમનો પક્ષ કરતા હતા. લેન્સ્ડાઉનના વખતમાં તો દેશમાં ઠેર ઠેર હિંદુ–મુસ્લીમ બખેડાઓ થયા હતા. ગોવર્ધનરામ જેવા અભ્યાસીને આવી બાબતો અજાણી તો ન હોય. વળી હિંદુસ્તાનના પંજાબ જેવા અને બંગાળ જેવા પ્રાંતોમાં મુસ્લીમોની મોટી સંખ્યા હતી. સરહદ ઉપર તો મુસ્લીમો હતા. અફઘાનીસ્તાન જેવાં રાજ્યો મુસ્લીમોનાં હતાં, જો કે ત્યાં તે વખતે અંગ્રેજી વગ પૂરી હતી. ભાવી સ્વરાજ્યની ભૂમિકા ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર" માં મૂકી નથી. પણ તેમની "ડાયરી" માંથી[૧] "ડાયાર્કી" જેવી યુક્તિ આપણને મળી શકે છે, જે શ્રી. કાંતિલાલ પંડ્યાએ પ્રકટ કરી છે. એ વિભાગ ઇ. સ. ૧૯૦૪ ના ઓકટોબરની પહેલી તારીખે લખાયેલો હતો અને તેમાં માત્ર બ્રિટિશ હિંદ માટે નહીં પણ સંસ્થાનો માટે પણ દર્શન કરવામાં આવ્યું છે. આ દર્શન તેમને રાત્રિના સ્વપ્નમાં થયું હતું.

---

૧ મણકો ૩ જો નોંધ, ૨૫૨

The King-Emperor gave a new constitution to India, viz. a cabinet of executive officers, half Indian and half English, free from the control of Home Government. The natives included congress-men. The native princes also were allowd to form a house of the principal chiefs for imperial and state concerns and to superintend the individual states in place of political agents and superiors.

## ગોવર્ધનરામ અને ફેડરેશન. રત્નનગરીની રાઉન્ડટેબલકૉન્ફરન્સ.

ગોવર્ધનરામ રાજસ્થાની વિચારમાં ઘણા આગળ ગયા હતા. તેમણે "સરસ્વતીચંદ્ર"માં સમવાયતંત્ર – સમૂહતંત્ર – સંયોગતંત્ર–નો વિચાર આપ્યો છે અને તેની સમસ્યા મૂકી છે. આ ચર્ચા ચોથા ભાગના ચોથા પ્રકરણમાં છે અને તેનું શીર્ષક આ પ્રમાણે છેઃ–"દેશી-રાજ્યોનો શો ખપ છે? અને તેમનું શું થવા બેઠું છે? તેમનો કાંઇ ઉદ્ધાર છે? રાજસેવકો અને મુંબાઇગરાઓ વચ્ચે ઝપાઝપી!!" અને તે સાથે બર્કનું વચન મૂક્યું છે કે What Nature has disjointed in one way, wisdom may unite in another તથા એક શ્લોક ટાંકયો છે કેઃ–

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्वः सारमादधात् पुष्पेभ्य इव षट्पदः ॥

સામાન્યતઃ ઓગણીસમી સદીમાં માત્ર બ્રિટિશ હિંદના ભાવિનો વિચાર થતો હતો. કૉંગ્રેસ સંસ્થાનોની વાતો કદિ કરતી નહીં. તે સંસ્થા અનેક વાર સંસ્થાનોના રાજાઓનો પક્ષ કરતી હતી. રાજસ્થાની પ્રજાનાં દુઃખોથી તેને વ્યથા થતી, પણ તે સામે તે પ્રચારકાર્ય નહોતી

કરતી, જોકે કોંગ્રેસના કેટલાક આગેવાનો સંસ્થાનોનો તિરસ્કાર કરતા, તેનો ઉચ્છેદ ધારતા અને લોર્ડ ડેલહાઉસિ જેવા ગવર્નરજનરલના કારભારને ઇચ્છતા. તેમને સંસ્થાનોનો કારભાર બ્રિટિશ હિંદની પ્રજાની પ્રગતિ આડે ખૂચતો. તેઓ મધ્યવર્તી સરકારની દરમ્યાનગીરી ઇચ્છતા. પણ સાથે જ અનેક કારણોથી તેઓ પોતે દરમ્યાન થવા ઇચ્છતા નહોતા. આનાં કારણો શોધવા દૂર જવું પડે એમ નથી. તેમનામાં કેટલાએકો સંસ્થાનોના વકીલો હતા, કેટલાએકો સંસ્થાનોના પ્રજાજનો હતા, કેટલાએકો રાજાઓના અંગત મિત્રો હતા, કેટલાએકો રાજાઓની મદદ સ્વીકારતા હતા, કેટલાએકો એમ માનતા હતા કે કોંગ્રેસની દરમ્યાનગીરીની જરુર નથી, કારણ કે સંસ્થાનિક પ્રજા તે માંગતી નથી અને જે કાર્ય કોંગ્રેસ ન કરી શકે તે કાર્ય મધ્યવર્તી સરકારનું 'પોલિટિકલ' ખાતું કરશે. એમનું રાજકારણ માત્ર બ્રિટિશ હિંદના રાજકારણમાં સમાઈ જતું હતું. એ વખતના અંગ્રેજો રાજસ્થાનોના કારભારમાં વચ્ચે પડતા હતા અને પ્રજાને બચાવતા હતા. તેથી કોંગ્રેસવાળાઓનું રાજકારણ રાજસ્થાનોને સ્પર્શી શકતું નહોતું. પણ ગોવર્ધનરામ વિચારક હતા, અભ્યાસી હતા, દૂરદર્શી હતા અને તેમને મન બ્રિટિશ હિંદ અને રાજસ્થાની હિંદ એ કૃત્રિમ વિભાગો માન્ય નહોતા. તેથી તેમણે રાજસ્થાની હિંદની જન્મપત્રિકા લખવાનો પ્રયત્ન કર્યો અને એ પ્રયત્ન કરતાં તેમણે સમવાયતંત્રનું કાંઇક દર્શન કર્યું, જો કે એ દર્શન ચોખ્ખું નહોતું, પૂરું નહોતું, સમગ્ર નહોતું.

ગોવર્ધનરામ એક નાની રાઉન્ડટેબલકોન્ફરન્સ દ્વારા આપણને તે બાબતનું દર્શન કરાવે છે. એ પરિષદ્માં બ્રિટિશ હિંદના રાજકારણના બે પક્ષોના પ્રતિનિધિઓ અને સંસ્થાનોના પ્રતિનિધિઓ હાજર રહે છે. બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ ચંદ્રકાન્ત અને વીરરાવ ધંપાટે હતા, જ્યારે સંસ્થાનિક મુસદ્દાઓ મણિરાજ, રાણો ખાચર, મૂળ,

રાણા ખાચરના એક બે ભાયાતો[1], મણિરાજના ભાયાતો, વિદ્યાચતુર, શંકરશર્મા અને પ્રવીણદાસ હતા. પરિષદ્‌ની બેઠક રત્નનગરીના મલ્લ-મહાભવનના વિદુરભવનમાં રાખવામાં આવી હતી. તેથી સંસ્થાનોના પ્રતિનિધિઓ તેમાં વધારે સંખ્યામાં રહે એ સહજ સમજાય એવું છે. આવી પરિષદોમાં બ્રિટિશ હિંદ વાદમાં જિતી જાય એમ આપણે આશા રાખી શકીએ. પણ આ પરિષદ્‌માં તો છેવટે સંસ્થાનિકો જિતી જાય છે અને ચંદ્રકાંતને તથા વીરરાવને વિદ્યાચતુરની દલીલો માન્ય કરવી પડે છે. આવો નિષ્કર્ષ ચોક્કસ વિસ્મય ઉત્પન્ન કરે; પણ તે માટે રત્નનગીરીનું શુદ્ધ અને સ્વતંત્ર રાજ્યતંત્ર જવાબદાર કહેવાય, કારણ કે તે રાજ્યતંત્રના સંચાલકો બહુશ્રુત, વિચારક અને ખાસ કરીને અનુભવી હતા અને સ્વતંત્ર વિચારોના પૂજકો અને ઉત્તેજકો હતા, જ્યારે ચંદ્રકાંત અને વીરરાવ બહુશ્રુત અને વિચારક હતા, પણ અનુભવી નહોતા. બીજું, આ વાદમાં બ્રિટિશ હિંદના બે પક્ષો ઉપસ્થિત થાય છે, તેમ સંસ્થાનોના પણ પક્ષો ઉપસ્થિત થાય છે, જે પક્ષો હજુ પણ વિદ્યમાન છે. બ્રિટિશ હિંદના પક્ષકારોમાં ચંદ્રકાન્ત "લિબરલ" પક્ષનો છે, જ્યારે વીરરાવ ધંપાટે [2]ઉદ્દામ પક્ષનો છે. દક્ષિણનો દેશવત્સલ વીરરાવ ધંપાટે મુંબઈથી સહજ રત્નનગીરીમાં આવી ચડયો હતો. તેની સ્પષ્ટ વાણી ઉપરથી, તેની સ્વતંત્રતાપ્રિય બુદ્ધિ ઉપરથી મણિરાજનો એક વૃદ્ધ અમલદાર—यथा यथा मुंचति वाक्यबाणम् । तथा तथा जातिकुलप्रमाणम् ॥ એ શ્લોક બોલે છે.[3] ચંદ્રકાન્ત કહે છે તેમ તે લેખક તથા તંત્રી છે. તે ઉપરથી તેને આપણે ચિતપાવન સમજી લઈએ તો ખોટું કહેવાશે નહીં. આખા સંવાદમાં ખૂબી તો એ છે કે મહારાષ્ટ્રનો ચિતપાવન બ્રાહ્મણ સંસ્થાનિક સ્વતંત્રતાના જ નહીં, પણ સંસ્થાનોના અસ્તિત્વના કટ્ટા શત્રુ તરીકે પ્રગટ થાય છે, જ્યારે ગૂજરાતી મુંબઈગરો, એમ. એ.

---

૧ ચોથો ભાગ, ૪૭. ૨ ચોથો ભાગ, ૪૩. ૩ ચોથો ભાગ, ૫૬–૭૩.

એલ.એલ. બી. સુધી ગયેલો બ્રાહ્મણ ચંદ્રકાન્ત સંસ્થાનોના કટ્ટા શત્રુ તરીકે નહીં પણ રાજાઓના મિત્ર તરીકે પ્રગટ થાય છે. એક દૃષ્ટિથી આ પક્ષો વાચકને વિસ્મિત કરે એવા છે. મહારાષ્ટ્રે સ્વતંત્રતા ઓગણીસમી સદીની બીજી વીસીને અંતે ખોઇ અને મહારાષ્ટ્રના એ વખતના રાજકર્તાઓ મુખ્યત્વે બ્રાહ્મણો હતા. મહારાષ્ટ્રનાં બ્રિટિશ સત્તાએ કાયમ રાખેલાં સંસ્થાનોમાં કેટલાંક રાજ્યકર્તાઓ બ્રાહ્મણો છે. વળી મહારાષ્ટ્રીય સંસ્થાનોનો ઘણોખરો કારભાર બ્રાહ્મણોના હાથમાં હતો. તે બધું યાદ કરવામાં આવે તો દેશવત્સલ દક્ષિણી વીરરાવ ધંપાટેનું રાજ્યોને અંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવાનું મનન આપણને ચોક્કસ આશ્ચર્યજનક લાગે. તેવી જ રીતે જો આપણે એટલું યાદ કરીએ કે ગૂજરાતકાઠિઆવાડમાં નાનાં મોટાં અનેક સંસ્થાનો આવેલાં છે. તેવા શંભુમેળામાં પ્રજારૂપી યાત્રાળુઓને અનેક વિટંબનાઓ વેઠવી પડે છે. વળી ગોવર્ધનરામે લખ્યું તે વખતે સંસ્થાનોમાં બહારવટીઆનો ત્રાસ, શિક્ષણનો અભાવ, જુલમનો કેર, રાજ્યવ્યવસ્થાની અંધાધુંધી વગેરે જડમૂળ ઘાલી રહ્યાં હતાં અને તેમનાં રાજ્યતંત્રોમાં બ્રિટિશ અમલદારોથી થતો વિક્ષેપ પ્રજાને અને રાજાને હિતકર થતો જોવાતો હતો. તે જોતાં ગૂજરાતી ચંદ્રકાન્તે કરેલો સંસ્થાનોના રાજાઓનો પક્ષ તેટલો જ આપણને નવાઇરૂપ લાગશે.

પ્રકરણનો સંવાદ પ્રથમ તો વ્યક્તિઓ ઉપર અને રાજસ્થાનો ઉપર ઊતરી જાય છે. પણ વિદ્યાચતુરની ચતુરતા સંવાદના પ્રવાહને નિશ્ચિત અને યોગ્ય દિશામાં વહેતો કરે છે. બ્રિટિશ પ્રજાનો ઉદય થાય તે માટે રજવાડાંને બ્રિટિશ હિંદમાં ભેળવી દેવાં એ તો રત્નનગરીનો ન્યાયાધિકારી શંકરશર્મા નીતિ ન્યાય અને ધર્મ ઉપર પાણી ફેરવવા જેવું થાય છે એમ કહે છે, ત્યારે વીરરાવ ધંપાટે તે દલીલ

સામે માન્ય કરવા જેવી ગર્ભિત દલીલ મૂકે છે કે બ્રિટિશ પ્રજા અને સંસ્થાનિક પ્રજા એક છે, તેના ભેદો ઐતિહાસિક છે, કૃત્રિમ છે, હમણાંના જ થયેલા છે અને પ્રતિકાર થવા જેવા છે. માત્ર તેમાં રાજ્યકર્તાઓના સ્વાર્થ અને જુલમ આડે છે, જે દૂર થતાં બધી હિંદી પ્રજા એકદમ સ્વતંત્ર અને સમૃદ્ધ થઇ જશે અને બ્રિટિશ લોકો તેમને સ્વરાજ્ય આપતાં સંકોચ નહીં કરી શકે. પણ વિદ્યાચતુર અને મણિરાજ આ દલીલ સ્વીકારતા નથી. તેઓ રત્નનગરીની સંસ્કૃત રાજ્ય-વ્યવસ્થાનો દૃષ્ટાંત આપે છે, મહારાજા મલ્લરાજની અભિલાષાઓ અને તેનાં સ્વપ્નો મુંબઇગરાઓ સમક્ષ મૂકે છે, અને પછી સંવાદને ઇતિહાસ, સાધ્ય સાધન અને ભવિષ્ય, એટલી ચર્ચા તરફ વાળે છે.[1] પ્રવીણદાસ બ્રિટિશ રાજ્યતંત્રની દાદાભાઇ નૌરોજી વગેરેએ જાહેર અને સાબીત કરેલી મુખ્ય ત્રુટીઓ રજુ કરતાં કહે છે કે અંગ્રેજી સત્તાથી બ્રિટિશ હિંદનો ધનસંચય સમુદ્રપાર જાય છે, ત્યારે સંસ્થાનોનું દ્રવ્ય ઘરમાં રહે છે અને તે સંસ્થાનોમાંથી બ્રિટિશ હિંદમાં જઇ તેના વેપારનો વિકાસ કરે છે. વસ્તુતઃ આમાંની પહેલી દલીલ Drainની દલીલ છે, જે સાચી છે, જ્યારે તેમાંની બીજી દલીલ ખોટી છે, કારણકે જો સંસ્થાનોનો ધન-સંચય બહાર ચાલ્યો જાય તો તે માટે તેમનું સડેલું રાજ્યતંત્ર જવાબદાર ગણી શકાય. પ્રવીણદાસની એ દલીલ તો ઊલટી તેનો પોતાનો જ હાથ કાપી નાખે એવા બળવાળી છે. સંસ્થાનોનો બચાવ ઓગણીસમી સદીમાં બીજી દલીલથી કરવામાં આવતો અને તે દલીલ ગોવર્ધનરામ રત્નનગરીના ન્યાયમંત્રી શંકરશર્માને મોઢે કરાવે છે કે રાજ્યકળા અને રાજ્યનીતિનો અનુભવ શીખવાની હિંદમાં માત્ર એક જ શાળા રહેલી છે, જે માત્ર દેશી રાજ્યોમાં છે. પણ ઝીણ-વટથી જોતાં આ દલીલ વજુદ વગરની ગણાશે. સંસ્થાનોના અમલ-

૧ ચોથો ભાગ, ૫૦–૫૧.

દારો રાજ્યકારભારના હિતાવહ પદાર્થપાઠો બ્રિટિશ હિંદમાંથી લે છે. સંસ્થાનોમાં કારભાર સુધારવા બ્રિટિશ હિંદના હિંદી કે અંગ્રેજ અમલદારો નીમાય છે. ઓગણીસમી સદીમાં કોઈ કોઈ વાર આખી રાત્રિના આકાશમાં એક મલ્લરાજ[1] જેવો ચંદ્ર વૃદ્ધિક્ષય પામતો એકલો ફરે તેથી જગત્ ઊંઘતું મટતું નથી અને અંધકાર સમસ્ત નાશ પામતો નથી. સંસ્થાનોમાં મોટા હોદ્દાઓ હિન્દપુત્રો સેવે તેથી સંસ્થાનો રાજકારણની પ્રયોગ-ભૂમિઓ હતાં અથવા રાજ્યનીતિશિક્ષણ માટે શાળાઓરૂપે હતાં એમ કહી શકાય નહીં. તે દલીલથી સંસ્થાનોનો કારભાર બ્રિટિશ કારભારની અપેક્ષાએ ઉચ્ચ કોટિમાં આવતો નથી.

આ બધા સંવાદમાં ગોવર્ધનરામ બે ચાર મુદ્દાઓ પ્રકટ કરતા નથી. વ્યક્તિગત સ્વતંત્રતા, વાણીની સ્વતંત્રતા, સભા ભરવાની સ્વતંત્રતા, વિરુદ્ધ વિચાર અને તે પણ સખ્ત ભાષામાં દર્શાવવાની સ્વતંત્રતા, ધર્મની સહિષ્ણુતા, રાજ્યતંત્રની વ્યવસ્થા, કારભારનું બનતા સુધી નિષ્પક્ષપાતીપણું, ન્યાયનું ધોરણ, એ બ્રિટિશહિંદ રાજતંત્રનાં મુખ્ય લક્ષણો છે. ખુદ રત્નનગરી જેવા સારા સંસ્થાનમાં પણ એવી સ્વતંત્રતા ગોવર્ધનરામે પ્રકટ કરી નથી અને અત્યારે પણ એવી સ્વતંત્રતા સંસ્થાનિક હિંદમાં બ્રિટિશ હિંદ જેવી જોવામાં આવતી નથી.

સંસ્થાનોના પક્ષમાં ગોવર્ધનરામ એક બીજી ખોટી દલીલ કરે છે. શંકરશર્મા વીરરાવને કહે છે કે સંસ્થાનોમાં જ માત્ર અંગ્રેજ અધિ-કારીઓ સાથે સમાન ભાવે સમાગમ પામવાનો લાભ મળે છે, બીજે નહી. વસ્તુતઃ આ દલીલ વજુદ વગરની છે. સંસ્થાનોના અંગ્રેજ અમલ-દારો ચક્રવર્તી રાજ્યના નીમેલા હોય છે. તેઓ હિંદી અમલદારો સાથે

1 ચોથો ભાગ, ૨૦૯.

કદિ સમાન ભાવે નથી રહેતા. વળી જેમની નિમણુંકો સંસ્થાનોના રાજાઓએ પોતે કરેલી હોય છે તેમને રાજાઓ અને તેમના અમલદારો પ્રથમથી જ ઉચ્ચ સ્થાન અને સંમાન આપે છે અને તેથી સમાન ભાવ રહેતો જ નથી. ઉપરાંત, બ્રિટિશ અમલદારોની સ્વતંત્ર નિમણુંક કરતા રાજાઓની સંખ્યા તો ઘણી જૂજ હોય છે.

ગોવર્ધનરામ સંસ્થાનો માટે પ્રવીણદાસ પાસે દલીલ કરાવે છે કે, બ્રિટિશ હિંદમાં કાળક્રમે બધા સરખા Plebeian થઇ જવાના, ત્યારે સંસ્થાનોમાં તે લોકો ઉચ્ચ સંસ્કાર પામવાના, એટલે કે રાજાઓ અને તેમના પ્રધાનો બ્રિટિશ પ્રજાને સભ્યતા, ઉચ્ચગ્રાહો વગેરે શીખવશે. પણ આ દલીન તદ્દન અગ્રાહ્ય છે. અલબત, સંસ્થાનોમાં પુરાણાં ધોરણો ચાલુ હોવાથી મુજરો, નઝરાણો, નેકીપોકારનારાઓ, દરબારો, પાનગુલાબનો ચાલ વગેરે જોવામાં આવે છે. પણ તે સભ્યતાથી સંસ્થાનોનો પક્ષ બળવાન્ થાય છે તે કોઇ કબૂલ નહીં કરે. સંસ્થાનોથી હિંદની સંસ્કૃતિ અને કેટલાએક પક્ષો બચવા પામ્યાં છે અને તે પક્ષોને બ્રિટિશોએ જોઇએ તેવું ઉત્તેજન આપ્યું નથી. વૈદ્યકળા, અજાયબગૃહો Museums, ચિત્રકળા, સંગીત, નૃત્ય, પુરાણ સાહિત્ય, એમને તાલુકદારોનું અને સંસ્થાનોનું ઘણું રક્ષણ મળ્યું છે અને તેમના અભાવે તે કળાઓનો ચોક્કસ નાશ નહી તો હ્રાસ તો થાત જ; તે અમુક અંશે થયો છે પણ ખરો. સંસ્થાનિક અમલદારોના પગારો બ્રિટિશ અમલદારોના પગારોથી ઘણા ઓછા હોય છે. સુધારા માટે સંસ્થાનોમાં સરલતા હોય છે. પણ તે માટે પ્રેરક બળ જોઇએ. સંસ્થાનોનાં શહેરોની વ્યવસ્થા બ્રિટિશ શહેરોની વ્યવસ્થા કરતાં વધારે સારી હોય છે. આ લક્ષણો અથવા આ સંસ્થાનિક ગુણો ગોવર્ધનરામે રજુ કર્યાં નથી. તે ગુણો ઉપર ગોવર્ધનરામે સમવાયતંત્રની સૂચનાઓ અર્પી હોત તો તે અર્પણ વીસમી સદીના ચોથા

ભાગના યુગના વાચકને વધારે ગ્રાહ્ય થઇ શકત. સંવાદમાં ચંદ્રકાંત એક ઘણું અગત્યનું સત્ય રજૂ કરે છે, જે સત્યનું ભાન આપણને હમણાં જ થવા માંડયું છે. તે કહે છે તેમ સંસ્થાનોના અને બ્રિટિશ હિંદના સ્વાર્થ જુદા ગણવા એ મોટી ચૂક છે. પ્રજાના ભણીથી વિચાર કરતાં આખા ભરતખંડની પ્રજા એક છે અને જેમ જ્ઞાતિભેદથી સ્વાર્થને હાનિ છે તેમ પ્રાંતભેદથી પ્રજાભેદ ગણવામાં પણ સ્વાર્થને[1] હાનિ છે. રાજાના ભણીથી વિચાર કરીએ તો પણ રાજાઓ એક મોટા યંત્રનાં ચક્ર છે. રાજ્યકીય સંયોગ Federation દ્વારા બધી પ્રજાઓ એક થાય છે. તેથી સંસ્થાનો અને બ્રિટિશ હિંદ, બંનેનો સંયોગ થવો જોઇએ. આવી રીતે કાળના ધબકારા ચંદ્રકાન્ત સાંભળે છે અને ઇચ્છાએ કે અનિચ્છાએ તેનો સત્કાર સંસ્થાનો કરશે એમ કહે છે.

પણ ચંદ્રકાંત મુંબઇગરો છે, વકીલ છે, બહુશ્રુત છે, સંસ્થાનિક કારભારીનો સંશયી છે. તેથી તે સંયોગતંત્રનો માયનો સમજતો નથી. માત્ર જર્મનિનો અને અમેરિકાનો નિર્દેશ કરી તે વિરામ પામે છે અને ઊલટું કહે છે કે "ભવિષ્યમાં જર્મની છિન્નભિન્ન પણ થઇ જાય" અને ઇચ્છે છે કે નાનાં રાજ્યો મોટાં રાજ્યોમાં લય પામે, સંસ્થાનો બ્રિટિશ હિંદમાં કે બધા હિંદમાં લય પામે અને જેમ ચંદ્ર અને તારા, બંને સૂર્યના તેજમાં લીન થઇ જાય છે તેમ નાનાં અને મોટાં બધાં સંસ્થાનો સામ્રાજ્યમાં અથવા પ્રજાના ઐક્યમાં લીન થઇ જાય." આ મત અનુસાર એવે વખતે હાલના તમામ રાજાઓ બંગાળના જમીનદારો જેવા થઇ જશે, દેશનો ઉદાત્ત વર્ગ સબળ થતાં તે બધી પ્રજાનું નેતૃત્વ લઇ ઇંગ્લંડના બેરનોએ જેમ જૉન રાજાને દબાવ્યો તેમ અંગ્રેજ પ્રજાને દબાવી હિંદી સ્વતંત્રતા લેશે અને

---

૧ ચોથો ભાગ, ૬૩-૬૫.

સંસ્થાનો લોકલ બોર્ડ્ઝ અને મ્યુનિસિપેલિટીઓ જેવાં થઇ જશે. વીરરાવનો અભિપ્રાય લગભગ આવો જ છે. માત્ર તે ચંદ્રકાંતના ઉદાત્ત વર્ગનો ઉત્સાહી નથી અને રાજાઓનો વિવર્ત પ્રારબ્ધબળે ઇચ્છે છે.

બ્રિટિશ હિંદના આ બે પક્ષોથી સંસ્થાનિક પક્ષ જુદો પડે છે. તે પક્ષને રત્નનગરી તરફથી પ્રવીણદાસ અને શંકરશર્મા રજુ કરે છે. તેઓ એમ ધારે છે કે રાજાઓ જો શુધ્ધ અને સદ્‌ગુણી બને તો તેમનો વિવર્ત અટકાવી શકાય અને તેમનામાં બુદ્ધિ હોય તો તેઓ સંસ્થાનોને સ્વતંત્ર રાખી શકે. પ્રવીણદાસ તો એટલે સુધી કહે છે કે અંગ્રેજો રાજાઓઓનો અંગ્રેજી પ્રજા સામે ઉપયોગ પણ કરે અને[1] અંગ્રેજો રાજાઓનું રાજત્વ નષ્ટ થવા નહીં દે. તે કહે છે કે વ્યાપાર વગેરેના વિષયોમાં બ્રિટિશ સરકાર સંસ્થાનિક સરકારો સાથે સહકાર ઇચ્છશે અને અંગ્રેજો રાજાઓને પ્રતિસ્પર્ધી નહીં ગણતાં ભાગીઓ ગણી તેમની વૃદ્ધિ ઇચ્છશે અને તેમનો સ્વાર્થ પોષશે, સંસ્થાનોના રાજાઓ પોતાનો કારભાર સુધારશે એટલે બ્રિટિશ પ્રજા તેમનું અસ્તિત્વ નહી મટાડે, તે વખતે સંસ્થાનો અને બ્રિટિશ હિંદ વચ્ચેનો સંબંધ સમાન થઇ જશે, બ્રિટિશ સરકાર તથા સંસ્થાનોનું ઐકય ઉગ્ર થશે અને મધ્યવર્તી સરકાર સંસ્થાનોના કારભારમાં વિક્ષેપ નહીં કરે. એવે વખતે દેશમાં અમેરિકાના જેવું સંયોગ–સમવાય–તંત્ર ઊભું થશે.

ગોવર્ધનરામે સંસ્થાનોની માળાના જુદા જુદા મણકા મૂકયા પછી તેમનો મેળ–સમન્વય કાઢયો છે. તે મેળ રાણા ખાચરની આજ્ઞાથી વિદ્યાચતુર કરે છે. તે ચંદ્રકાંતનો અને વીરરાવનો નિરાશાવાદ સ્વીકારે છે, તો શંકરશર્માનો અને પ્રવીણદાસનો આશાવાદ પણ સ્વીકારે છે. પણ સંયોગતંત્ર તેને ભવિષ્યની આશા જેવું જણાય છે અને તેમાં તે

૧ ચોથો ભાગ, ૬૫–૬૯.

ખરો છે. હમણાં જ થએલા સંસ્થાનોના રાજ્યકર્તાઓના અને બ્રિટિશ હિંદના આગેવાનોના સંકેતનું દર્શન ગોવર્ધનરામ વિદ્યાચતુરમુખે વાચકને કરાવે છે. તે કહે છે કે જર્મનિના રાજાઓના સંયોગ (Federation)કરતાં અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના કરતાં આ સયોગ કાંઇ જુદો જ થશે. તેથી જે રાજાઓ સમયનું બળ નહીં સમજે તે રાજાઓ સમયના પ્રવાહમાં ડૂબી જશે, તેમનું ભવિષ્ય વીરરાવના દિગંબર માણસોના જેવું થશે, તેમાં સારાં રાજ્યો પણ ખરાબ રાજ્યો સાથે ચાલ્યાં જાય. તેથી રાજાઓએ સારા થવું જોઇએ, તેમણે રાજત્વનો વિકાસ કરવો જોઇએ અને પોતાની પ્રજાને સ્વરાજ્ય માટે લાયક બનાવવી જોઇએ. જો રાજાઓના કારભારમાં આવી ઉદાત્ત ભાવના આવે તો સંસ્થાનો ઉચ્ચ દશાને પામી શકે, એટલો પુરુષયત્ન તો રાજાઓમાં રાજાપણું હોય તો તેઓ સ્વાશ્રયથી કરી શકે અને એમાં તેમનાં હૃદયો સિવાય બીજો શત્રુ તેમને નડે નહીં. વિદ્યાચતુર સંસ્થાનોનાં લશ્કરોને રાખવા ઇચ્છે છે અને તેટલે અંશે તેને અમેરિકાનું રાજ્યતંત્ર ગ્રાહ્ય થતું નથી અને જર્મનિનું તંત્ર પરિપૂર્ણ લાગતું નથી. પણ તે વેપાર વગેરે મધ્યવર્તી સત્તાઓના વ્યવહારમાં મધ્યવર્તી સરકારને આશ્રય આપવાનું કબૂલે છે, જો તે આશ્રય આપવામાં સંસ્થાનો કૃપણ રહે તો ચક્રવર્તી સત્તા તે સત્તાને બળે કાઢી લે, અને તેટલે અંશે સંસ્થાનો પોતાની સ્વતંત્રતા ખોઇ બેસે. છેવટે વિદ્યાચતુર Creative and constructive બુદ્ધિની અગલ જણાતી સંવાદને પૂરો કરે છે અને સર્વ મંડળને મહારાજા મણિરાજ માનગુલાબ અર્પે છે.[1]

સંસ્થાનોને બ્રિટિશ હિંદમાં જોડી દેવાં કે કેમ, રાજાઓને બંગાળના જમીનદારો જેવા બનાવવા કે કેમ, સંસ્થાનોનાં લશ્કરો રહે કે કેમ, સંસ્થાનો અને મધ્યવર્તી સરકારનો સંબંધ સામાન્ય સંસ્થા પાસે

---

૧ ચોથો ભાગ, ૯૩-૯૬.

રહે કે માત્ર મધ્યવર્તી સરકાર પંચ તરીકે તપાસે, સંસ્થાનો ભવિષ્યના હિંદરાષ્ટ્રમાં કેવું સ્થાન ભોગવે, એ સવાલો ઉપર દર્શાવેલા સંવાદમાં ચર્ચવામાં આવ્યા છે. ગોવર્ધનરામ તેમના જવાબો સ્પષ્ટ રીતે આપતા નથી એવો આક્ષેપ તેમના સામે આપણે મૂકી શકીએ. રત્નનગરીનું રાજ્યતંત્ર જો બરોબર વિચારવામાં આવે અને સુવર્ણપુરના રાજ્યતંત્રમાં પડતા સંસ્કારોનું બરોબર નિરીક્ષણ કરવામાં આવે તો આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે ગોવર્ધનરામના મત પ્રમાણે સંસ્થાનો હિંદના રાજકારણમાં આવશ્યક અંગો છે. પણ તેમનું નવીન ઉપવીતસંસ્કરણ થવું જોઇએ. આવું સંસ્કરણ માત્ર મોટાં સંસ્થાનોને જ લાગુ પડે કે નાનાં સંસ્થાનો પણ તેમાં આવી જવાં જોઇએ તે સવાલ ગોવર્ધનરામે બરોબર ચર્ચ્યો નથી. વસ્તુતઃ નાનાં સંસ્થાનોનો સવાલ મોટાં સંસ્થાનો કરતાં વધુ આવશે અને એટલાં બધાં નાનાં સંસ્થાનોનો સમૂહ સમવાયતંત્રમાં કેવી રીતે ભળી શકે તે સવાલ ભલભલા મુસદ્દીઓને પણ ભડકાવી મારે તેવો છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની સંખ્યા ૪૫ની છે. જર્મનિનાં પ્રથમ સંસ્થાનો સુડતાલીસ હતાં. હાલ તે ઓછાં છે. હિંદદેશ અમેરિકા કરતાં અને જર્મનિ કરતાં મોટો છે. તે ભાષાથી, ધર્મથી, સંસ્કૃતિથી તથા વર્ણભેદથી ઘણો વધારે વિવિધ છે. તેથી તેના સમવાયતંત્રમાં સંસ્થાનોની સંખ્યા પ્રાંતો સાથે વધારે હોઈ શકે. ઉપરાંત, નાનાં રાજ્યો મોટાં રાજ્યોમાં લીન થઈ જાય અથવા તેઓ સાથે મળી જઇ પોતાનાં નવાં મોટાં રાષ્ટ્રો બનાવે તે ઇચ્છવાજોગ છે. એ વસ્તુસ્થિતિ વિદ્યાચતુર કહે છે તેમ કળથી એટલે કરારથી, સમજુતીથી અને પ્રજાબળથી ઊભી થવી જોઇએ, બળથી નહીં.

બ્રિટિશ સરકાર સંસ્થાનોને હિંદી પ્રજા વિરુદ્ધ કરશે એ પ્રવીણદાસનું ભવિષ્યકથન સાચું પડતું જાય છે. ભવિષ્યમાં વેપાર વગેરેની

બાબતોમાં સંસ્થાનોની પ્રજાઓ બ્રિટિશ સરકાર સાથે સહકાર કરશે અને હિંદી પ્રજા વિરુદ્ધ વર્તશે એ ભવિષ્યકથન સત્ય લાગતું નથી. એ બાબતમાં તો ચંદ્રકાન્તે કહેલું ભવિષ્ય ખરું પડે એમ જણાય છે અને બ્રિટિશ ભરતખંડની પ્રજા અને સંસ્થાનોની પ્રજા, એમનું ઐક્ય ભવિષ્યમાં એવું બનશે કે તેની આગળ બ્રિટિશ અને સંસ્થાનિક, બન્ને ભારતવર્ષના રાજાઓને નમવું પડશે. શંકરશર્મા અને વિદ્યાચતુર સંસ્થાનોને સામાન્ય સભા માટે આગ્રહ કરે છે, તે અત્યારે નરેન્દ્રમંડળમાં પરિણમે છે, અને સંસ્થાનો અને બ્રિટિશ હિંદ, બન્ને માટે સામાન્ય રાજસભા થવી જોઈએ, એ આગ્રહ એકાદ વર્ષમાં ફેડરલ લેજિસ્લેચરમાં મૂર્ત થશે. ગોવર્ધનરામે ચાલીસ વર્ષો ઉપર વિચારેલી બે હકીકતો હવે સિદ્ધ થતી જાય છે અને ભવિષ્યમાં સિદ્ધ થશે અને વિદ્યાચતુર કહે છે તેમ, હિંદનો સમવાય અમેરિકાથી અને જર્મનિથી તદ્દન જુદો જ થશે. પણ ભવિષ્યમાં, ચંદ્રકાન્ત કહે છે તેમ, ઘણાં નાનાં સંસ્થાનો ડિસ્ટ્રિકટ લોકલ બોર્ડો અને મ્યુનિસિપેલિટી જેવાં નહીં થાય અને રાજાઓ જમીનદારો જેવા પણ નહીં થાય. ગોવર્ધનરામની બંગાળના જમીનદારોની કલ્પના કાંઇક દૂષિત જણાય છે. એ જમીનદારો ક્ષત્રિય નહોતા અને નથી, જ્યારે હિંદના ઘણા રાજવીઓ ક્ષત્રિય છે. એ જમીનદારો બંગાળની સરકારની સત્તા નીચે છે, જ્યારે રાજાઓ ફક્ત ચક્રવર્તીની સત્તા નીચે છે. જમીનદારો પોતાની જમીનો વેચી શકે છે, જ્યારે રાજાઓ સંસ્થાનોને વેચી શકતા નથી. ટૂંકામાં, સંસ્થાનોના રાજાઓ કદિ બંગાળના જમીનદારો જેવા થઇ શકે નહી. રાજાઓ હિંદને સ્વતંત્રતા મેળવવામાં મદદગાર થઇ શકે. ગોવર્ધનરામે કરેલી ઇંગ્લંડના રાજા જોનના બેરનોની કલ્પના આ બાબતમાં ઓછી દૂષિત છે, જો કે હાલ રાજમંડળમાં તેનું મન જોવામાં આવતું નથી એ નિર્વિવાદ છે. બાકી, ફેડરેશનથી સંસ્થાનોની પ્રતિભા અને પ્રતિષ્ઠા વધશે, રાજાઓ હિંદના વિધાતાઓ બનશે,

તેમની પ્રજાઓનું માનસ વધારે રાષ્ટ્રીય બનશે અને તેમનો રાજ-કારણનો અનુભવ વધારે વિસ્તાર પામશે, એ ચોક્કસ છે.

પણ ફેડરેશન અથવા સમવાયતંત્ર માત્ર સંસ્થાનપૂરતું નથી. ગોવર્ધનરામે સંયોગતંત્રમાં માત્ર સંસ્થાનોને રાખ્યાં છે અને તેના વિચારમાં પ્રાંતોના વ્યક્તિત્વને કયાંય સ્થાન આપવામાં આવ્યું નથી. ઓગણીસમી સદીના આપણા વિચારકોની આ વિચારભૂમિકા આટલી મર્યાદિત હતી. પ્રાંતોને એકરસ માનેલા. પણ સંસ્થાનો કરતાં પ્રાંતોમાં અને પ્રાંતો કરતાં પણ હિંદની જુદી જુદી પ્રજાઓમાં ભેદો છે અને તે ભેદો રાષ્ટ્રના કારભારની વ્યવસ્થા જ્યારે હિંદપુત્રો કરવા માંડશે ત્યારે ચોક્કસ પ્રકટ થવા માંડશે. તે બાબત આપણા એ વખતના પૂર્વજોને લાધી શકી નહોતી. પણ તે ઇંગ્લંડના મુસદ્દીઓ જોઈ શકયા હતા અને આપણા દેશમાં મહમ્મદઅલી જેવા રડયાખડયા મુસ્લીમ અભ્યાસીઓ જોઇ શકયા હતા. જો ભાષા પ્રમાણે, જાત પ્રમાણે, ધર્મ પ્રમાણે અને સંસ્કૃતિ પ્રમાણે હિંદરાષ્ટ્રને સંયોગતંત્ર—સમવાયતંત્ર —સમૂહતંત્ર આપવામાં આવે તો સંસ્થાનોના ભેદો અને પ્રાંતોના ભેદો એકદમ કૃત્રિમ જણાઇ આવશે અને તે કૃત્રિમતાને ટાળવા જતાં અનેક[1]

---

૧ **નોંધ:**—ચન્દ્રકાંત વીરરાવને તેના સ્વભાવનો દોષ કાઢતાં કહે છે કે તમે દેશી રાજ્યમાંના નાતજાતના ભેદની ફરિયાદ કરો છો. પણ આપણી મુંબઈમાં અને તમારા પૂનામાં બીજું શું છે? આપણામાં દક્ષિણી અને ગુજરાતી, દક્ષિણમાં શણવી પ્રભુ અને બ્રાહ્મણ – મરાઠા અને બ્રાહ્મણ, એ બ્રાહ્મણોમાં દેશસ્થ અને કોંકણસ્થ, ચિતપાવન અને મરાઠા વગેરેને આગળ આણી હિંદના વ્યવહારમાં કેટલા કેટલા સુધારાઓનું સત્યાનાશ વાળવામાં આવે છે? સત્ય વાત છે કે, તમારા જેવા શુદ્ધ દેશવત્સલ વીરો તેના સામા યુદ્ધ કરે છે. પણ તમારા સામા પક્ષમાં બી. એ. અને એમ એ. થએલા ગૃહસ્થો, વકીલો અને ડાકટરો, દીવાનો અને રાજાઓ ભળ્યા છે. એ સામા પક્ષની ગર્જના ગરીબ ગૂજરાતી રાજ્યોમાંથી તમારા દેશમાં નથી

અધિકારોમાં અને રાજ્યવ્યવસ્થાઓમાં ફેરફારો કરવા પડશે. આ સવાલની ચર્ચા અહીં પ્રસ્તુત ગણાશે નહીં. સંસ્થાનોના ભાવી રાજકારણનો પ્રશ્ન ગોવર્ધનરામે જે શૈલીથી, વિચારની જે સમૃદ્ધિથી અને સંસ્થાનોના અને હિંદના હિતની જે દૃષ્ટિથી ચર્ચ્યો છે તે પ્રમાણે ચર્ચા એ વખતના ખુદ સંસ્થાનોના રાજાઓએ અને દીવાનોએ, બ્રિટિશ હિંદના અંગ્રેજ અને હિંદી મુસદ્દીઓએ કે આગેવાનોએ કદિ કરી નહોતી અને લી વૉર્નરના અને મેલેસનના વિચારોને તેમણે જે મૂર્ત સ્વરૂપ આપ્યું છે તેમાં તો ચોક્કસ તેમણે સુંદર વિચારશક્તિ બતાવી છે.

---

આવી. પણ અમો ગૂજરાતી ભાઇઓ તમો મરાઠાઓના દેશવત્સલ ભડકાથી તાપીએ છીએ ને કંઈક ગરમ થઇએ છીએ ને અમારામાંથી રાજકીય વ્યવહારમાંના આ જ્ઞાતિભેદનું સૈન્ય કાઢવા તમારા ઉચ્ચગ્રાહના તાપનો પ્રત્યક્ષસિદ્ધ અંશ આપો અને તમારા રાજાઓને અને સરકારને ગાળો દેવામાં જેટલા ઉદ્યોગ અને બળ વૃથા વહે છે, તેમને તમારામાંથી જ એ ભેદ કાઢવામાં સફળતા આપવામાં રોકો અને પછી જુઓ કે દેશીરાજ્યમાં તે રંગની અસર આવે છે કે કેમ ? સો ગાળો દીધા કરતાં એક પ્રત્યક્ષ પાઠ અનેકધા સફળ થશે. ( ચોથો ભાગ, ૫૯-૬૦ ).

# લોકકલ્યાણ અને કલ્યાણગ્રામની યોજના

સરસ્વતીચંદ્રના રાજકારણના મહાસાગર ઉપર આપણે વિહાર કરતાં ભૂમિકાઓ, ટાપુઓ વગેરે જોયા તેથી વાચકને કાંઇક સંભ્રમ થવાનો સંભવ છે. "સરસ્વતીચંદ્ર"ના મનોરાજ્યની ઊંચી ભૂમિકાને પ્રત્યક્ષ કરતાં અગાઉ વાચકે યાદ રાખવું જોઇએ કે આપણે અહી ગોવર્ધનરામે કરેલા આપણા પ્રાચીન, મધ્યયુગના અને બ્રિટિશ યુગોના ઇતિહાસનાં દર્શનો જોયાં. ત્યાર પછી આપણે સુવર્ણપુરનો અને રત્નનગરીનો સંસ્કાર પામતો અને સંસ્કાર પામેલો કારભાર જોયો, તેનાં મૂળતત્ત્વો તપાસ્યાં. પછી આપણે સુંદરગિરિનો મઠ અને આંતરરાષ્ટ્રીય દર્શનો જોયાં અને રાજસ્થાનની અને બ્રિટિશ રાજ્યની ભૂમિકા જોઈ. ગોવર્ધનરામે આપણા જુદા જુદા ઇતિહાસનાં લક્ષણો અને તેની ત્રુટિઓ સમજાવી, રાજસ્થાનોના રાજાઓનાં કુટુંબોમાં અને તેમના કારભારોમાં થવા યોગ્ય સુધારાઓની ભૂમિકાઓ

દર્શાવી, પરિપૂર્ણ ગૃહજીવનની સુંદરતાઓ બતાવી અને ધર્મ-ગુરુઓનાં કર્તવ્યો કહી તેમના ઉપદેશમાંથી આપણને લોકસંગ્રહનો નવો ધર્મ દેખાડ્યો. એ લોકસંગ્રહ, એ સ્વરાજ્યની સિદ્ધિ, દેશના આગેવાનોએ કયા કયા માર્ગોથી સાધવાં એ તેમણે ચોથા ભાગમાં "દેશપ્રીતિના મનોરાજ્ય" નામે પ્રકરણમાં ચર્ચ્યાં છે.

યુગે યુગે બધા વિચારકોએ આવાં મનોરાજ્યો રચ્યાં છે અને તેમની સિદ્ધિ માટે ચોક્કસ યોજનાઓ મૂકી છે. પ્લેટો, મોર, બેકન, સલિ, રુસો, ફૂરિયેર, સેન્ટ સાઇમન, ઓવેન, કાર્લ માર્ક્સ, ગાંધીજી, એ બધાઓએ સિદ્ધિ માટે રાષ્ટ્રો, સમાજો અને આશ્રમોની યોજનાઓ કરી છે. ગોવર્ધનરામ મોટા વિચારક હતા અને તેમણે હિંદના નવા સમાજનાં નવાં સાધ્ય–સાધનો, લક્ષ્ય–માર્ગોનો વિચાર કર્યો હતો. તેથી તેમને માટે પણ યોજના કરવાની જરુર હતી. એ યોજના તેમણે કલ્યાણગ્રામની વસાહત સૂચવીને, સરસ્વતીચંદ્રની લક્ષ્મીના ઉપયોગના માર્ગોને સૂચવીને અને કુસુમ સાથે ગૃહસ્થજીવન ગાળતા સરસ્વતીચંદ્રની મુંબઇની ઓફિસનો કાયક્રમ વર્ણવીને આપણને બતાવી છે.

તે વખતે હિંદુસ્તાનમાં "દ્રવ્યવાન્[1] અપંડિતો, રંક પંડિતો, અને દ્રવ્યવાન્ અને એકલપેટા હાથપગ વિનાના વિદ્વાન્ અદ્રષ્ટાઓ, એમના શંભુમેળાને બદલે વિદ્યાવાળા, ક્રિયાવાન્ અને શક્તિવાળા લોકો–લોકકલ્યાણનો માર્ગ સુઝાડનારાઓ–ની જરુર હતી. તેથી પ્રથમ તો બી. એ. થયેલા યુવકોને માત્ર રૂ. ૩૦–ત્રીસ રુપિઆના માસિક પગારે કોઇ અનુભવી વેપારી પાસે રાખવા, બે વર્ષ સુધી તાલીમ લેવડાવી તેમને પરદેશ અનુભવ લેવા મોકલવા અને ત્યાં ત્રણ વર્ષ સુધી તેમને રાખવા, અથવા તો હિંદમાં બે

---

૧ ચોથો ભાગ, ૭૨૯.

વરસ સુધી અનુભવ લેવા તેમને મુસાફરીએ મોકલવા અને પછી એક વરસ પૃથ્વીના કોઇ પણ ભાગમાં, કે બે વરસ હિંદમાં, તેમણે રહેવું; એટલો અનુભવ લીધા બાદ તેમણે સરસ્વતીચંદ્રે એક કોરે રાખેલી ચાલીસ હજારની મૂડી ઉપર પોતાની જવાબદારીથી વેપાર કરવો, કે વધુ દશ હજાર રુપિઆ આપી તેમને વેપારમાં મદદ કરવી, અને પછી સ્વાશ્રયી થયા છે એમ સમજી એવા બીજા ઉત્તમ વ્યાપારીઓ દેશમાં ઉત્પન્ન કરવા; આ યુક્તિથી રંકપંડિતનું દૂષણ ટળી જશે, દેશના વેપારરોજગાર વધશે અને તેનાં કળાકૌશલ્ય નવા જમાનાને અનુકૂળ થશે.

હિંદી સમાજનું બીજું દૂષણ અજ્ઞાની સ્ત્રીઓનું હતું.[૧] અંગ્રેજ લોકોએ ઘણી સૂક્ષ્મ બુદ્ધિથી, ઘણી દીર્ઘ દૃષ્ટિથી, અનેક નીતિધર્મના વિચારના દોહનને અંતે, વિદ્વાનોની વાડી આ દેશમાં ઉત્પન્ન કરી છે. તેના માળી થવાનું કાર્ય આ યોજનામાં બતાવવામાં આવ્યું છે. આ નવા પંડિતોની સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી મુક્ત–સ્વતંત્ર થાય, અને તે મુકતતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શકિતમતી અને ઉત્સાહીની બને, કુટુંબના બાળવર્ગને પોષણ અને શકિત આપે અને વૃદ્ધવર્ગની કલ્યાણ-વાસનાઓને તૃપ્ત કરે, એ સિદ્ધ કરવા સર્વ કુટુંબની સર્વ ઉપાધિથી મુકત થએલાં, લોકધર્મ સર્વાંશે સમજેલાં, વિષયવાસનાઓથી વિમુકત, સરસ્વતીચંદ્ર અને કુસુમસુંદરી પોતાનાં સૂક્ષ્મ જીવનની લોકયાત્રા વિદ્વાનોનાં મંદિરોમાં અને ઝૂંપડાઓમાં કરે, તેમનાં ગુપ્ત અને પ્રકટ સ્થાનોમાં અને હૃદયોમાં પરિવ્રજ્યા કરે અને તેમની વાસનાઓને જાણી

૧ ચોથો ભાગ, ૭૩૦–૩૩.

છે. પણ એથી કાંઈ રંક પંડિતોનાં જીવન વિશુદ્ધ, ચિંતાવગરનાં અને માર્ગદર્શી ન થાય. તેથી જ્યાંસુધી હિંદમાં સમર્થ સ્ત્રીઓ ન થાય ત્યાં સુધી રંક પંડિતોની નિરક્ષર સ્ત્રીઓના શિક્ષણ માટે અંગ્રેજોની કુલીન સ્ત્રીઓને સારા પગારો આપી હિંદમાં લાવી તેમને, મિસ ફ્લોરા પેઠે, હિંદી કુટુંબોમાં જતી આવતી કરવી, અને હિંદી વિધવાઓને એવા નવા ઉપદેશ અને ઉદ્યોગ માટે પાળી, પોષી, શકિતમતી પરિવ્રાજિકાઓ કરવી. એ યોજનાનો બીજો વિભાગ હતો.

હિંદુસ્તાનના સમાજનું ત્રીજું દૂષણ દ્રવ્યવાન્ કે રંક, પણ હાથપગ વિનાના અને એકલપેટા વિદ્વાન્ અ-દ્રષ્ટાઓ છે. ગોવર્ધનરામે તે પુરાણીઓના ઉદ્ધાર માટે માર્ગ કલ્પ્યો કે શાસ્ત્રીઓ – પુરાણીઓને સંસ્કારોથી અને દ્રવ્યથી સંભૃત કરવા અને કથાપુરાણો ઉપર તેમની સૂક્ષ્મ દૃષ્ટિઓ પાડી, તેમનાં જીવન શુદ્ધ કરવાં. આ કાર્ય માટે બબ્બે વર્ષે પચાસ હજાર રુપિઆની રકમ પૂરવી. પ્રથમ આ બધો પ્રયોગ રાજનગરમાં એટલે મુંબઇમાં શરુ કરવાનો હતો અને પછી તે ધીમે ધીમે જિલ્લાઓમાં અને દેશી રાજ્યોમાં વડની વડવાઇઓ પેઠે વિસ્તારવાનો હતો.

ઉપર બતાવેલી યોજના ઘણી નાની હતી, મર્યાદિત હતી, અને તેનું ખરચ બહુ નહોતું. પણ સરસ્વતીચંદ્રે પ્રથમ એક મોટી યોજના તૈયાર કરી હતી, જે યોજના કલ્યાણગ્રામની હતી અને જે યોજના ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રને મુખે કુમુદસુંદરીના જ્ઞાન માટે[૧] કરાવી છે. એ યોજના આપણે વિચારીએ.

ઉત્તમ કોટિના અંગ્રેજી ભણેલાઓ અનુભવ લઇ મોટા વેપારી બને, તેમાંથી જેમને વેપાર ન કરવો હોય તેઓ નોકરી કરે કે નાના

૧ ચોથો ભાગ, ૭૩૪–૪૪.

વેપારીઓ બને અને તેમનાં જીવન ભણેલા મોટા વેપારીઓની મદદથી અને સરસ્વતીચંદ્ર જેવા દ્રવ્યવાન્ પંડિતોની મદદથી સમૃદ્ધ થાય; અને શાસ્ત્રીઓ અને પુરાણીઓ નવી વિદ્યાને ભણી તથા સમજી તેમના જ્ઞાનનો તે સાથે એકાકાર કરી તે અનુભવનો લાભ પ્રાકૃત જન-સમાજને આપે, એ ગોવર્ધનરામની પ્રથમ યોજના હતી. બીજી યોજના વિદ્વાનો, સંસ્કૃત શાસ્ત્રીઓ, વૈદ્યો, સારા પણ નિરક્ષર કલાકારો, એ વર્ગો માટે દરિયાકાંઠે અથવા શીતળ હવાવાળી ઊંચી પર્વતભૂમિ ઉપર નવા વસાવેલા "કલ્યાણગ્રામ" નામે ગામમાં નવો સમાજ ઊભો કરવાની હતી. કલ્યાણગ્રામમાં ત્રણ ભવનો રાખવામાં આવ્યાં હતાં—દંપતીઓ માટે વિહારભવન, સ્ત્રી વિનાના પુરુષો માટે કુમાર-ભવન અને વિધવાઓ માટે અને જો કાર્યક્રમે વ્યવસ્થિત થાય તો કુમારિકાઓ માટે સ્ત્રીભવન.

કલ્યાણગ્રામમાં વસતા બધા ઉત્તમ વિદ્વાનોએ હિંદુસ્તાનની તમામ સંસ્કૃતિને પુસ્તકોદ્વારા અને લોકમાં ફરી અનુભવથી જોવી, તેનું તારતમ્ય પશ્ચિમની વિદ્યાથી લઈ લેવું અને ઉદ્ધાર માટે શોધ અને પ્રયોગ, બંને કરવાં તે તેમનું પ્રથમ કર્તવ્ય હતું. તેમણે પરદેશની મહાપ્રજાઓના પ્રવાહો અને પ્રધાનપણે અંગ્રેજ લોકનો પ્રવાહ સમજવો, તે અનુભવ દેશના કલ્યાણયોગને લાગુ કરવો, એ તેમનું બીજું કર્તવ્ય હતું. ગામનાં ભવનોમાં રાખેલાં પુસ્તકાલયો, પ્રયો-ગાલયો, કલાઓના નમૂનાઓ, વ્યાપાર—ઉદ્યોગોના નમૂનાઓ અને બીજી યોગ્ય વસ્તુઓના ભંડારો, વગેરેનો તે વિદ્વાનો ઉપયોગ કરે અને કરાવે તે તેમનું ત્રીજું કર્તવ્ય હતું.

અલબત્ત, આ વિદ્વાનો, કારીગરો અને શાસ્ત્રીઓ એકદમ કલ્યાણ-ગ્રામમાં વસી શકે નહીં. તેમણે શિક્ષણ અનુભવ અને શક્તિ બીજી સંસ્થાઓમાં મેળવવાં જોઈએ અને પછી જ તેમને કલ્યાણગ્રામમાં

વસવા દેવાના હતા. તેમાં વિદ્યાર્થીઓ નહીં, પણ શાસ્ત્રોના પાયાઓ બાંધનાર અને લોકવ્યવસ્થાના રથ રચનાર માત્ર રહેવાના હતા. તેમાં કુમારભવનો, વિહારભવનો અને સ્ત્રીભવનો રાખવાનાં હતાં. તેમાં રહેનારાં સ્ત્રીપુરુષોને આજીવિકાની ચિંતાથી મુક્ત કરવા તેમને માટે ભોજન, વસ્ત્ર વગેરેની ગોઠવણ હતી. કલ્યાણગ્રામમાં વ્યાયામસ્થાન, વિશ્રાંતિસ્થાન, વિનોદસ્થાન, શયનસ્થાન, સમાગમસ્થાન, વગેરેની વ્યવસ્થા રાખવામાં આવી હતી. ગ્રામવાસીઓનાં બાળકો માટે અને વૃદ્ધ માતાપિતાઓ માટે ભોજન વગેરે માટે અને બાળકોને વિદ્યાદાન માટે સગવડ હતી. ગામ નિવાસીઓને બહારની સૃષ્ટિથી દૂર રહેવાનું હતું; અમુક માસ માટે અવલોકન અર્થે અને લોકનાં બોધ, દૃષ્ટાંત અને કલ્યાણને માટે આખા ભારતવર્ષના પ્રસિદ્ધ પ્રદેશોમાં તેમને ફરવાનું હતું. ગ્રામનિવાસ સરસ્વતીચંદ્રના ધન ઉપર નભવાનો હતો. રહેનારાંઓ માટે ઓછામાં ઓછા દશ અને વધારેમાં વધારે પચીસ રુપિઆ માસિક પગાર હતો. એથી વધારે પગાર માટે દર ત્રણ વર્ષે એક વાર અને પછી દર દશ વર્ષે નક્કી કરવાનું હતું. પ્રોવિડન્ટ ફંડ જેવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. વિદ્વાનોના સમાગમસ્થાન માટે કલ્યાણગ્રામ પાસે એક અતિથિપુર–અતિથિપરું વસાવવાનું હતું. ત્યાં સરસ્વતીચંદ્રને ખરચે વિખ્યાત પુરુષોને અને સ્ત્રીઓને નિમંત્રણ આપી તેમનો સત્કાર કરવાનો હતો. એ પરામાં જુદા જુદા વિભાગો રાખવામાં આવ્યા હતા. દેવમંદિરોમાં ભારતવર્ષના ધર્મિષ્ઠ માણસોનો સત્કાર કરવાનો હતો. તેમાં ગામનાં માતાપિતાઓ પોતાનાં બાળકો સાથે થોડા વખત માટે રહેવાનાં હતાં અને આપણા દેશના પાસેના અને દૂરના ભાગોના અનેક જ્ઞાતિઓના વૃદ્ધો, યુવાનો, અને બાળકો, ભાતભાતની જાતજાતની સ્ત્રીઓ, નાતજાતના પટેલો, શેઠો અને ગોરગોરાણીઓ, તીર્થવાસીઓ અને યાત્રાળુઓ, જૂના મતનાં અને જૂની ચાલનાં અને નવા મતનાં અને નવી ચાલનાં મનુષ્યો, સાધુઓ,

સંન્યાસીઓ અને યોગીઓ, અનેક વર્ગની અનુભવી અને અનુભવહીન વ્યક્તિઓનો સત્કાર, એ જ મંદિરોમાં અને તેને જોડેલી ધર્મ-શાળાઓમાં કરવાનો હતો. તેમની અનેક નાની મોટી વાતો અંગ્રેજ અને દેશી વૈદ્યકશાસ્ત્રદષ્ટિથી, અર્થશાસ્ત્રની અને વ્યાયામ-શાસ્ત્રની દૃષ્ટિથી, નીતિશાસ્ત્ર અને સંસારશાસ્ત્રની દૃષ્ટિથી, કવિ અને કારીગરની દૃષ્ટિથી, રાજ્યકીય અને પારમાર્થિક વિદ્યાની દૃષ્ટિથી, શોધવાની હતી, જોવાની હતી, તપાસી લેવાની હતી, રક્ષવાની હતી, કાપી નાખવાની હતી, દેશકાળ પ્રમાણે બદલવાની કે સુધારવાની હતી. સારા જીવનની તમામ કળાઓને સાચવી રાખવાની હતી. આ કર્તવ્ય અતિથિપુરનાં મહેમાનોના સંસર્ગથી કલ્યાણગ્રામના વિદ્વાનોએ કર-વાનું હતું. કાળક્રમે તે અતિથિપુરમાં ભારતવર્ષના અને બહારના વિદ્વાનો, કવિઓ, ગ્રંથકારો, શાસ્ત્રજ્ઞો, સાયન્સના અનુભવીઓ, રાજ્ય-પુરુષો, અધિકારીઓ, મહાત્માઓ, સમર્થ વ્યાપારીઓ, વતનદારો, ધર્મગુરુઓ, ધર્મવેત્તાઓ, સત્યશોધકો, યોગીઓ, સંન્યાસીઓ, વગેરે આવે અને તે મહાસમુદ્રનું મંથન કરી તેમાંનાં રત્ન પામવાની કળા, સનાતન અને વિશેષ ધર્મોના વિચારની અને શુદ્ધ સાધુજનના આચા-રની ઉન્નતિ, શારીરિક અને માનસિક સમૃદ્ધિઓ અને ઉત્કર્ષ, એ સર્વ આ મહાસમાગમમાંથી કલ્યાણગ્રામના વાસીઓ પામે એવા માર્ગો યોજવામાં આવવાના હતા. ટૂંકામાં કલ્યાણગ્રામમાં સર્વ પૃથ્વીનાં જ્ઞાન અને રસ ફુવારા પેઠે ફૂટે, મહાલક્ષ્મીનાં ચરણ કુંકુમ સાથે ફરે અને તેથી સચેત થએલી હિંદી પ્રજા આખી પૃથ્વીનું કલ્યાણ સાધે, અને તે તેજસ્વી સુજાતનું સર્વ જગત્ અભિનંદન કરે, તે આ મનોરાજ્યનો દૂર દૂર સાંપડવાનો ઉદ્દેશ હતો.

વેપાર વગેરેથી જો ગ્રામલોકના ઉત્પન્નમાં વધારો થાય તો તે વધારો થોડાંક ગામોની ઉન્નતિમાં ખરચવો અને બાકીનો કમાણી કરનારાઓને સોંપવો એ ખાસ યોજના હતી.

ભવિષ્યમાં કલ્યાણગ્રામની સ્ત્રીઓ પણ સિદ્ધિસંસ્કારિણી થઇ, સમર્થ અને ધર્મિષ્ઠ વિદુષીઓ થઇ સંસારમાં પ્રવજ્યા કરે, અને ગામેગામ, ઘેરઘેર ભિક્ષા માગ્યા વિના, સ્ત્રીજાતિનો ઉત્કર્ષ બોધથી, રસથી અને પોતાના દૃષ્ટાંતથી કરે, એ ઉદ્દેશ હતો.

આવી યોજનાથી સંપ, ઐક્ય, દેશાભિમાન અને જાત્યાભિમાન અને "સુધારો" એ નામોની માયામાં લોભાતાં અનેક હિંદી વિદ્વાનો અને સમર્થ મનુષ્યો અહંતા અને મમતા સેવતાં બંધ થાય, સાધુતાનો અને સનાતન ધર્મનો ઉદય થાય, તેથી જંપ અને સંપ દૃઢ થાય, પરિણામે હિંદમાં ધર્મરાજનો ધર્મ, ભીમસેનની સતત ગતિ અને જાગૃતતા, અર્જુનની ક્રિયા, નકુલની ચિત્રમાર્ગકલાઓ, સહદેવની પ્રાજ્ઞતા, હનુમાનની બન્ધુતા અને હિતચિન્તકતા, કુંતીનાં ક્ષમા અને ધૈર્ય અને હિંદીઓનું અને આંગ્લ લોકોનું હૃદયઐક્ય સ્થપાય, અને શુદ્ધ સનાતન ધર્મ ફેલાય તો તે યોજના સફળ થાય તેવું ગ્રંથકારનું મત હતું.

આ સર્વ સાધનાની સરળતામાં કોઈ વિઘ્ન ન આવે, સરસ્વતીચંદ્ર કુસુમસુંદરી સાથે સૂક્ષ્મ અને સ્થૂલ સંબંધ રાખે તો સંતતિ થતાં પોતાની દાનશક્તિમાં ન્યૂનતા આવે અથવા લોકકલ્યાણને આપવાનાં સાધનોમાં સંકોચ અનુભવવો પડે અથવા તેને અર્પવાના કોઈ આયુષ્યનો ભાગ સ્થૂલ ધર્મમાં રોકવો પડે, તે કારણથી અને પાંચાલી-પ્રજાના સમાચલના પૂજનમાં અને તેની યાત્રામાં ન્યૂનતા આવે, તે માટે સરસ્વતીચંદ્રે અને કુસુમસુંદરીએ માત્ર સૂક્ષ્મ પ્રેમ-સંબંધ યોજ્યો અને સ્થૂળ સંબંધનો વિચાર જતો કર્યો, જો કે પ્રથમ સરસ્વતીચંદ્રે તે બાબત કુસુમની ઇચ્છા ઉપર જ મૂકી હતી. કુસુમ એ માર્ગ સ્વીકારે છે અને કુસુદ સરસ્વતીચંદ્રની માતાનું કાર્ય કરે છે.

આ યોજનાનો અમલ તુરત જ કરવામાં આવ્યો. "ટ્રસ્ટ" ઉપર પિતાપુત્રની સહી થઇ ગઇ. કલ્યાણગ્રામ માટે મુંબઇની ભર વસતિથી આઘે સ્વચ્છ સુંદર સ્થાને સમુદ્રની પાસે જગા વેચાતી લેવાનો વિચાર થયો. મુંબઇમાં સરસ્વતીચંદ્રે પોતાના મનોરાજ્યના અતિથિપુરનો[1] ઉદ્દેશ પાર પાડવા માંડ્યો, પોતાની ઑફિસના જુદા જુદા ભાગો પાડી તેમને સમાજકક્ષા, વ્યાપારકક્ષા, સૂર્યતંત્રકક્ષા વગેરે નામો આપ્યાં અને આખા ભવનનું લક્ષ્મી–સરસ્વતી વિલાસ–મંદિર એ નામ રાખ્યું. તેમાં કલ્યાણગ્રામની યોજનાના વિચારો ચર્ચાતા હતા અને ચર્ચાઓમાં દેશદેશના અને ભાતભાતના વિદ્વાનો અને વેપારીઓ ભળતા હતા. કુસુમસુંદરી અને બીજી સ્ત્રીઓ આ મંદિરમાં આવતી હતી. લક્ષ્મીનંદન તે કાર્યનો હિસાબ તપાસતો હતો. એ મઠમો કુસુમને કળાઓ શીખવતી હતી. ઉદ્ધતલાલ વેપારનું જ્ઞાન લેવા વિલાયત અને અમેરિકા ગયો. તરંગશંકર કવિ અને વીરરાવ દેશવત્સલ દક્ષિણી કર્તા અને તંત્રી કલ્યાણગ્રામમાં રહેવા કબૂલ થયા. ચંદ્રકાંત તે વ્યવસ્થાનો તંત્રી હતો.

આવા સમારંભની શરુઆતમાં જ સરસ્વતીચંદ્રને થયું કે કુસુમ-સુંદરીને સૌંદર્યોદ્યાન જેવા ભવ્ય આવાસમાંથી ઊતરી આવી પર્ણ-કુટીમાં રહેવાનો પ્રસંગ આવશે તે દુઃખદ થશે. છતાં આખો દેશ જ્યાં સુધી પૃથ્વી ઉપર સૂએ છે અને તેને પહેરવાને વસ્ત્રો નથી ત્યાં સુધી પલંગ, મિષ્ટાન્ન, વસ્ત્ર, એ વળી શું ! એવા દુઃખમય સંજોગોમાં भूतलशय्या तरुतलवासः कस्य सुखं न करोतु विरागः એ જ વિચાર થવો જોઇએ. આવી રીતે સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય શરુ થાય છે અને ગોવર્ધનરામના વિશાળ પ્રયત્નની પૂર્ણાહુતિ થાય છે.

ગોવર્ધનરામના મનોરાજ્યની સમગ્ર યોજના આપણે ઉપર જોઇ.

---

૧ ચોથો ભાગ, ૮૪૫–૪૮.

હવે તે ઉપર સહેજ ઊહાપોહ થવો જોઇએ તે અહીં કરીશું. પ્રથમ તો આ યોજના મર્યાદિત છે, એટલે તે યોજના હિંદનું કલ્યાણ કરવા આગેવાનોને તૈયાર કરવા માટે છે. આવા આગેવાનો દેશમાં હંમેશાં જોઇશે. સાધારણ રીતે આગેવાનો ધારાસભાઓ જેવી સંસ્થાઓદ્વારા બહાર આવે છે. ગોવર્ધનરામ તેવા પાકમાં બહુ માનતા નહોતા. તેમને ચારિત્રવાન્, વિરાગી, તે સાથે સૌસૌનાં કર્તવ્યોમાં નિષ્ણાત બહુશ્રુત આગેવાનો જોઇતા હતા. તેથી તેમની યોજનામાં એવા આગેવાનોનો પાક તૈયાર કરવાની સૂચના કરવામાં આવી હતી. આવો સમાજ કાંઇક અંશે આપણને ગાંધીજીના સત્યાશ્રમમાં, પૂનાના ગોખલેવાળા હિંદસેવકસમાજમાં અને પંજાબની આર્યસમાજીઓની કોઇ કોઇ સંસ્થાઓમાં મળી શકે છે. પણ ગાંધીજીનો સત્યાશ્રમ અને તેમનો ઉદ્યોગાશ્રમ જુદા સિદ્ધાંતો ઉપર રચાયા છે, જ્યારે હિંદસેવકસમાજમાં સ્ત્રીઓ તો બિલકુલ નથી, અને તેમાં ગોવર્ધનરામે બતાવેલાં વિદ્યા અને કળા, બંનેનાં અન્વેષણ અને પરિશીલન થતાં નથી. આર્યસમાજી સંસ્થાઓ સાંપ્રદાયિક સંસ્થાઓ હોઇ તેની તુલના અહીં થઇ શકે નહીં. ગોવર્ધનરામની યુક્તિમાં તો સર્વ દેશો, સર્વ સમાજો અને સર્વ સંપ્રદાયો અને ધર્મોને સ્થાન આપવામાં આવ્યું હતું અને એ યોજનામાં વેપારીઓ અને કળાધરો સમાઇ ગયા હતા.

બીજું, આ યોજના વિદ્યાર્થીભુવન જેવી નહોતી, તે ગુરુકુળ જેવી નહોતી, તે આશ્રમ જેવી નહોતી. તેમાં હિંદ અને બીજા દેશોની તમામ સંસ્કૃતિઓના વિભાગોનું તુલનાત્મક અધ્યયન સર્વ દૃષ્ટિથી થવાનું હતું. તે અધ્યયનોમાં રાજકારણ, અર્થશાસ્ત્ર, તર્ક, ફિલસૂફી, વગેરે તમામ વિષયો આવી જતા હતા, તેમાંથી વ્યવહારયોગ્ય નિષ્કર્ષો કાઢવાના હતા. તે યોજનાનું ખાસ લક્ષણ હતું.

ત્રીજું, કલ્યાણગ્રામના વાસીઓ માત્ર વિદ્વાનો થવાના નહોતા. તેમને વિદ્યાથી, અનુભવથી, પ્રવાસથી, ચર્ચાથી અને અભ્યાસથી લોકોને માર્ગદર્શક થવાનું હતું. તેઓ બૌદ્ધ ભિખુ અને ભિખુણી માત્ર નહીં, જૈન યતિ કે સાધ્વી માત્ર નહીં, સંન્યાસી કે સંન્યાસિની માત્ર નહીં, માત્ર પરિવ્રાજક કે પરિવ્રાજિકા નહીં, પણ અભ્યાસી, દ્રષ્ટા, ઉપદેશક, માર્ગદર્શક, ગુરુ અને નેતા, એટલાં પદના અધિકારી થવાનુ હતું.

કલ્યાણગ્રામનો ઉદ્દેશ સર્વત્ર સંપને અને જંપને પ્રવર્તાવવાનો હતો. હિંદીઓને સ્વાશ્રયી કરવાનો તેનો હેતુ હતો. તેનો હિંદીઓને અંગ્રેજો વિરુધ્ધ કરવાનો હેતુ નહોતો. તે હેતુ સર્વદેશીય સાધુતાનો વિકાસ કરવાનો હતો. આ હેતુ ઉદાત્ત હતો. તેવી સંસ્થા દુનિયામાં બહુ થોડી છે. હિંદુસ્તાનને એ સાધુતા કેળવવામાં કેન્દ્રસ્થાન અથવા અગ્રદેશ બનાવવાનો તેનો હેતુ હતો.

કલ્યાણગ્રામમાં બધા આશ્રમોને અને બંને જાતિઓને–સ્ત્રીઓને અને પુરુષોને – સ્થાન આપવામાં આવ્યું હતું. એમાં બ્રહ્મચર્ય, ગ્રાહસ્થ્ય, સંન્યસ્ત, વાનપ્રસ્થ, બધી અવસ્થાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. પણ તેમાં ભિક્ષુકવૃત્તિને બાતલ રાખવામાં આવી હતી તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. તેથી ગોવર્ધનરામની યોજના આપણા દેશની પ્રાચીન યુક્તિઓથી જુદી છે અને તે નિર્વાહની બાબતમાં વર્તમાન યુગને વધુ બંધબેસતી આવે છે. ઉપરાંત, ગોવર્ધનરામની યોજનામાં સૌ પોતપોતાનાં ઘરનાં વ્યવસ્થાપકો બને છે. તેમાં સર્વ-સામાન્ય આહાર કે નિવાસની કલ્પના કરવામાં આવી નથી. કૌમાર-ભવનમાં અને પરિવ્રાજિકાભવનમાં પણ, સર્વસામાન્ય આહાર અને નિર્વાહ કલ્પવામાં આવ્યા હોય એમ જણાતું નથી. ઊલટું, તેમાં ખાદ્યા-ખાદ્યનો અને પૃથક્‌નિવાસનો આચાર પાળવાનું સૂચન કરવામાં આવ્યું છે.

યોજનાની સફળતા સરસ્વતીચંદ્રના વ્રત ઉપર રહેલી હતી અને તેનો નિર્વાહ સરસ્વતીચંદ્રના ધન ઉપર મૂકવામાં આવ્યો હતો. તે માટે પ્રજાજનો પાસેથી ઊઘરાણું વસૂલ કરવાનું નહોતું. તેનો વહીવટ સરસ્વતીચંદ્રના માણસો કરવાના હતા અને તે વહીવટની જવાબદારી ફક્ત તેમના શિર ઉપર લાદવામાં આવી હતી.

આખી યોજનામાં ગોવર્ધનરામનો Aristocracy ( Advisers and thinkers )[૧] ઉદાત્ત વર્ગની શક્તિનો ભરોસો પ્રગટ થાય છે. જનતા–લોકપ્રવાહ અંધશ્રદ્ધાળુ છે. આગેવાનો તેની ગતિનું જેવું નિર્માણ કરે તેમ તે ચાલ્યો જાય છે. તે જનતામાં હિતાહિતનો વિચાર કરવાની શક્તિ રહેલી નથી. તેથી તેને આગેવાનોની જરુર છે. પણ એ આગેવાનો દ્રષ્ટા હોવા જોઈએ, તેઓ જ્ઞાની હોવા જોઈએ, તેમની પાસે દેશહિત કરવા માટે પ્રતિષ્ઠા અને દ્રવ્ય[૨] બંને હોવાં જોઈએ, તેમનાં જીવન વિશુદ્ધ હોવાં જોઈએ. ગોવર્ધનરામ લોકમતના અંધશ્રદ્ધાળુ વિશ્વાસમાં માનતા નહોતા. વિદ્વાનો દેશની સંભાળ લેતાં શીખે ત્યારે સર્વનું કલ્યાણ થાય એમ તેઓ માનતા હતા. સર્વ કરતાં ગોવર્ધનરામે વિદ્વાનોને હૃદયમાં સતત વાસ આપ્યો હતો અને તેમને માટે આવું ચિંતન કર્યું હતું. ગોવર્ધનરામનો વિચાર કલ્યાણગ્રામની ઘટના મારફત આ વિદ્વાનોને સૂક્ષ્મ દૃષ્ટિ અપાવવાનો હતો, એમની પુનર્જીવિત થએલી સદ્બુદ્ધિ મારફત તેમને ખરી આગેવાની અપાવવાનો હતો, એ આગેવાનીથી તેમને જનતાનો ભરોસો કરાવવો હતો, જનતા અને વિદ્વત્તા, બંનેને સાધ્ય અને સાધનમાં એકરૂપ કરી અંગ્રેજો અને હિંદીઓ વચ્ચે તેમને મૈત્રી કરાવવી હતી, અને છેવટે હિંદને રાજકારણમાં માત્ર નહીં, પણ સમાજવ્યવસ્થામાં, આર્થિક બાબતોમાં, સાંપ્રદાયિક વિષયોમાં, પગભર કરવો હતો. લોકકલ્યાણ માટે આગેવાનોમાં ચાર

---

૧ સમાલોચક, જુલાઈ, ૧૯૦૭, ૨૦. ૨ ચોથો ભાગ, ૬૦૫–૬૦૭.

શક્તિઓ જોઇએ : વિદ્યા, [1]સાધુતા, લક્ષ્મી અને સ્ત્રીપુરુષનું શુદ્ધ અદ્વૈત. એ ચાર બાબતોને કલ્યાણગ્રામમાં સાધવાની હતી. અલબત્ત, તેમનો ઉપયોગ લોકકલ્યાણ માટે થવાનો હતો, સ્વાર્થમાં નહી. લક્ષ્મીનું ઉપાર્જન આવી રીતે પરતું ઉપકારક થવાનું હતું. તેમાં વિદ્યા અને સાધુતા આવી જવાં જોઇએ, ખાસ કરીને સાધુતા. કલ્યાણગ્રામની યોજનામાં વિદ્યા અને લક્ષ્મી, બંનેને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. માત્ર વિદ્યાથી કે માત્ર સાધુતાથી લોક-કલ્યાણની સાધના પરિપૂર્ણ ન થઇ શકે તે માન્યતા આ બધા વિચારોમાં ઘડીએ ઘડીએ તરવરતી જોવામાં આવે છે.

હિંદના પુરાતન ઉપદેશોમાં લોકસેવા જુદી રીતે વિચારવામાં આવી હતી. પુરાતન ઉપદેશોમાં ઐહિક અને પારમાર્થિક ઉન્નતિનું તત્ત્વ રહેલું હતું. ગોવર્ધનરામના કલ્યાણગ્રામમાં આત્મોન્નતિ કરતાં કરતાં જનસેવા કરવાનો હેતુ રહેલો હતો. જનતાની સેવા એ જ ઇશ્વિરસેવા અને તેથી જ અલખ આત્માનું લખપણું, એ તેનો મુખ્ય મંત્ર હતો. અંગ્રેજી સંસ્કારોથી લોકોની ત્યાગભાવના જતી રહી હતી. ગોવર્ધનરામે તે પુનર્જીવિત કરી. અલબત્ત, આ માટે તેમણે અર્થ-શાસ્ત્રનો, રાજ્યનીતિશાસ્ત્રનો કે રાજ્યસત્તાનો માર્ગ લીધો નથી. હિંદમાં સાધુઓ વધે, તેઓ સાધુતા વાટે દુર્બળ વિકૃત થએલી હિંદી જનતાને સબળ સત્કર્મી કરે, એ કલ્યાણગ્રામની યોજનાનો વિષય હતો. અલ-બત્ત, એ ઉપદેશ તેમણે નવી પશ્ચિમ વિદ્યામાંથી લીધો, જો કે વાચકને તે ઋણ સ્પષ્ટ જણાતું નથી. આર્યસમાજી, બ્રહ્મસમાજી અને પ્રાર્થ-નાસમાજી સંસ્થાઓના કાર્યવાહકોમાંથી એ પ્રેરણા તેમને મળી હતી. પણ તેને આવું સમગ્ર રૂપ આપવાનું અને તેને હિંદની પુરાતન સંસ્કૃતિને બંધબેસતી કરવાનું ફક્ત ગોવર્ધનરામ જેવા બહુશ્રુત દેશાભિમાનીને સૂઝે.

---

1 ચોથો ભાગ, ૬૧૨.

કલ્યાણગ્રામની યોજના સામાજિક કે આર્થિક સમાનતાઓ સ્થાપવા માટે કે સામાજિક કે આર્થિક અસમાનતાઓ દૂર કરવા માટે સૂચવ-વામાં આવી નહોતી. તેમ તેથી ગ્રંથકારને કોઈ આદર્શરાષ્ટ્ર સ્થાપવું નહોતું. ગ્રંથકાર પાસે અર્થશાસ્ત્રની કોઈ નવીન ચાવીઓ નહોતી, કે સમાજની પુનર્ઘટના માટે ચમત્કારિક સૂત્રો નહોતાં તેમાં શિક્ષણનો નવો આદર્શ બતાવવામાં આવ્યો નથી. તેમાં જીવનનો તદ્દન નવીન આદર્શ બતાવવામાં આવ્યો નથી. તેમાં દુનિઆના ચાલતા સારામાં સારા જીવનના પ્રવાહો સામે બંડ કરવાનું કહેવામાં આવ્યું નથી. તેમાં મૂડીવાળાઓને મારવા, પ્રતિસ્પર્ધીને કાઢી નાખવી, જૂનો ચાલ ચાલવા-વાળાઓનો તિરસ્કાર કરવો, પૂર્વ અને પશ્ચિમ એ બંને સમાજોના ધોરણને ખોટું ઠરાવવાનો પ્રયાસ કરવો, કે કોઈ સ્થાપિત સંસ્કૃતિ સામે ઉત્પાત મચવવો, એવું કાંઇ સૂચન કરવામાં આવ્યું નથી.

યોજનાનો ઉદ્દેશ ધીર અને ઉદાત્ત છે. તેમાં બંધુત્વની ભાવના છે; પણ સમાનતા નથી. તેમાં ઉદ્ધારનું તત્ત્વ રહેલું છે, પણ સંહા-રનું નહીં; તે યોજનાથી હિંદને જગતભરમાં સંપ અને જંપ એ બંનેના ઉપદેશનું કેન્દ્રસ્થાન બનાવવા આમન્યા કરવામાં આવી છે. ટૂંકામાં, ભારતવર્ષની બૌદ્ધ કાળની સાધુંતાને[1] નવીન ભાવથી વિચારી તેનો પ્રચાર હિંદમાં અને જગત્‌માં ભારતવર્ષે કરવા તત્પર થવું એ બોધ એ યોજનાનો છે.

બેતાળીસ વર્ષની ઉંમરે ધીકતી વકીલાત મૂકી વાચક, વિચારક અને લેખક, એવું ત્રિવિધ જીવન ગાળનાર પાસેથી બીજી કઈ યોજના મળી શકે ?

---

૧ વિનાયક મહેતા-**Modern Review**-" His Vedantism had imbibed too deeply the active benevolence of Buddhism to be neglectful of the claims of his country-men ", સમાલોચક, જુલાઈ, ૧૯૦૭ ચોથો ભાગ, ૭૪૬.

## ગોવર્ધનરામે લોકકલ્યાણ માટે ફરમાવેલો ધર્મ

આ ભાગમાં ગોવર્ધનરામના રાજકારણનો છેલ્લો પણ અતિ અગત્યનો વિચાર લેવામાં આવ્યો છે. પ્રાકૃત માણસ ગમે તે ધારે, પણ એટલું તો ચોક્કસ છે કે માણસજાતનો તમામ વ્યવહાર તેના જીવનની ફિલસૂફી ઉપર બંધાયેલો હોય છે. આ ફિલસૂફી દરેક માણસ પોતાને માટે નક્કી કરી શકે નહીં. તે ફિલસૂફીનો ઘણોખરો ભાગ સમાજના ઇતિહાસથી, સમાજના અનેક યુગોથી ચાલ્યા આવતા વ્યવહારોથી, વિચારોથી અને સમાજના આગેવાનોના વિચારોથી ગતિમાં આવતાં આંદોલનો ઉપર ઘડાએલો હોય છે. માણસ પોતે આ વ્યવહારોમાં ફેર કરી શકે છે અને કેટલીક વાર તે ક્રાંતિકારક વર્તન દાખવી શકે છે. પણ તે હમેશ બનતું નથી. તેવું યુગપરિવર્તન ચોક્કસ વિચારોના અને બનાવોના બળથી જ ઉદ્દ્ભવે છે, દરેક પ્રાકૃત જનના વ્યવહારથી નહીં.

આવા સામાજિક વ્યવહાર અને વિચારને—સમાજના આચાર-વિચારને સંસ્કૃતિનું નામ આપવામાં આવે છે. જો સમાજની સંસ્કૃતિ એકાગ્ર હોય તો તેમાં વિસંવાદ સંભવતો નથી. જો સમાજનું રાજકારણ સમાજના આચારવિચાર સાથે ન ભળે તો તે રાજકારણ ફરવું જોઇએ અથવા તો તે આચારવિચાર ફરવો જોઈએ. જો સમાજના આચારવિચાર સાથે તેની આર્થિક પરિસ્થિતિ ન ભળે તો તે આચારવિચાર ફરવો જોઇએ અથવા તો તે પરિસ્થિતિનું રૂપાંતર થવું જોઇએ. તેવી રીતે જો કોઈ ધાર્મિક મતની સ્થિતિ સમાજની સંસ્કૃતિ સાથે ન ભળી શકે તો સંસ્કૃતિ કે ધર્મની માન્યતા બેમાંથી એકે ફરી જવું જોઇએ. ઇસ્લામી સમાજો, ખ્રિસ્તી સમાજો, આર્ય સમાજો અને ઓગણીસમી અને વીસમી સદીના સમાજો,

એમના ઇતિહાસો સંસ્કૃતિ અને સમાજની સ્થિતિ, એ બંનેના પરસ્પર સંબંધની પૂરેપૂરી સાક્ષી પૂરે છે.

મુસલમાની યુગ અગાઉ હિંદુસ્તાનનો સમાજ ઉપર દર્શાવેલી સંસ્કૃતિની એકાગ્રતા અનુભવતો હતો. મુસલમાની રિયાસતોની સ્થાપનાથી તે સમગ્રતામાં વિક્ષેપ થયો અને અકબરના યુગ સુધી ઇસ્લામ સંસ્કૃતિ અને આર્ય સંસ્કૃતિ એ બેનો મેળ બરાબર સધાયો નહીં. અકબરે અને તેના અમલ અગાઉ કબીરે અને નાનકે તે મેળ સાધવા યુક્તિઓ કરી અને તેમાં તેમને કાંઇક સફળતા મળી શકી. પણ જૂની વિક્રિયા પાછી ઔરંગઝેબના અમલથી તાજી થઈ અને પેશવાઇએ અને શિખ સંપ્રદાયે તેને વધુ બળવાળી કરી. આ મેળ ઉત્તર હિંદમાં ખાસ સિદ્ધ થઈ શકયો હતો; પણ દક્ષિણ હિંદમાં તેનો મેળ બરોબર બેઠો નહોતો, જે સ્થિતિ હજુ ચાલે છે. તેમાં આવી ત્રીજી સંસ્કૃતિ, જે પશ્ચિમની હતી. ઓગણીસમી સદીમાં હિંદમાં આ સંસ્કૃતિઓ સ્વામિત્વ માટે પ્રતિસ્પર્ધા કરી રહી હતી, હિંદની હિંદુ અને મુસ્લીમ સંસ્કૃતિ અઢારમી સદીના અને ઓગણીસમી સદીના પરાજયથી દબાઇ ગઇ હતી અને પશ્ચિમની વિદ્યાથી ઉપજેલી નવી સંસ્કૃતિની ભાવના અઢારમી સદીના ઉત્તરાર્દ્ધમાં અને ઓગણીસમી સદીના પૂર્વાર્દ્ધમાં મળેલા વિજયથી રાજકારણના અને શિક્ષણના વિષયમાં મુખ્ય પદે આવી ગઇ હતી.

હિંદુસ્તાનના સમાજમાં આવી રીતે ભંગ પડી ગયો હતો. લોકો સંદેહમાં પડી ગયા હતા. કયું મૂકી દેવું, કયું લઇ લેવું, તે વિષે તેઓ વિવિધ વિચારો કરતા હતા. અંગ્રેજી સંસ્કૃતિનો વિજય રાજકારણમાં બધે થઇ ચૂકયો હતો. પણ સમાજની વ્યવસ્થામાં તે વિજય બીલકુલ ઊંડો જઇ શકયો ન હતો. અંગ્રેજી રાજકારણ જૂના સમાજની વ્યવસ્થાને તોડવા ઇચ્છતું નહોતું. તેને તો હિંદનું આર્થિક

ગૌરવ પોતાના સ્વાર્થને વશ કરવું હતું અને પોતાની સત્તાને વિરોધ ન આવે તેવી રીતે માત્ર સુલેહસંપ જાળવી હિંદના જુદા જુદા સમાજોને શાંત રાખવા હતા; કોઈક વાર જ, કાયદાઓથી, અદાલતોના નિર્ણયોથી, શિક્ષણની સંસ્થાઓમાં કામ કરતા પરદેશી અને હિંદી અધ્યાપકોના વિચારબળથી અને ઉપદેશબળથી તે સમાજની આંતર વ્યવસ્થાને ફેરવવી હતી. એ વ્યવસ્થાને ફેરવવાનું કર્તવ્ય મુખ્યત્વે તો હિંદપુત્રોનું હતું. તે માટે યોગ્ય ભૂમિકા અને સિદ્ધાંતો તૈયાર કરવાનું કર્તવ્ય તેમનું જ ગણાતું હતું.

હિંદની આર્ય સંસ્કૃતિમાં રાષ્ટ્રનો વિચાર, ધર્મનો વિચાર, પ્રજાનો વિચાર અને આર્થિક વ્યવહારનો વિચાર એકરૂપ હતા. બધા વિચારો માટે નિગમ અને આગમ બંનેનો આશ્રય લેવાતો હતો. મુસલમાની રિયાસતો વખતે મુસલમાની રાજકર્તાઓ પોતાનો અને પ્રજાનો ધર્મ, રાષ્ટ્રની વ્યવસ્થા, વગેરે ઇસ્લામનાં સૂત્રો પ્રમાણે વિચારતા હતા. બ્રિટિશ રાજ્યની સ્થાપના વખતે આ એકાગ્રતા તૂટી ગઈ. રાજ્યકર્તાઓ ગ્રીક, રોમન અને ટ્યૂટોનિક સૂત્રો પ્રમાણે રાષ્ટ્ર ચલાવે, જ્યારે પ્રજા તેને ધર્મશાસ્ત્ર અને કુરાન પ્રમાણે સમજવા પ્રયત્ન કરે, એ પરિસ્થિતિ ભયાનક હતી; અને તેમાં રાજા અને પ્રજા, બંનેનું અહિત હતું. તે ભયને ટાળવા માટે રાજકારણનો સમગ્રપણે વિચાર કરનારા હિંદપુત્રોની સંખ્યા બહુ નહોતી. એ વખતે રામમોહનરાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, વગેરેનો વિચાર એવો હતો કે લોકો જો પોતાના વિચારોને અને આચારોને નવી વિદ્યા પ્રમાણે સમજે તો તે ભય ભવિષ્યમાં ન રહે. તેમણે રાજાપ્રજાના ધર્મોને બ્રહ્મસમાજના વિચાર પ્રમાણે સમજાવવાને પ્રયત્ન કર્યો પણ તેનો પ્રચાર આખા હિંદમાં થયો નહીં. આર્યસમાજીઓએ અને થિઓસોફિસ્ટોએ નવીનતાને વખોડી કાઢી અને હિંદપુત્રોને પોતાની

પુરાતન સંસ્કૃતિ તરફ નજર કરી ધર્મ સમજવાનું ફરમાન કર્યું. પણ એ ઉપદેશ હિંદપુત્રોને ગ્રાહ્ય થઈ શક્યો નહીં. આર્યસમાજમાં તેમને અતિ પુરાણતા લાગી અને થિઓસોફિમાં તેમને અતિ કૃત્રિમતા લાગી. પ્રાર્થનાસમાજ જ્ઞાતિઓ, સંપ્રદાયો અને સંસ્કૃતિઓની વિવિધતાને તોડી શક્યો નહીં, અને રાજકારણને તે છેડી શક્યો નહીં. તેથી નવા રાજકારણને સમજાવવા માટે એક નવા વિચાર-બળની જરુર હતી. તે વિચારબળને પરિણામે નવું રાજ-કારણ, નવો ઉદ્ભવ પામતો સમાજ, નવો આર્થિક વ્યવહાર, નવી ધર્મની ભાવના, એ ચારેનો એકમેળ થાય તેવો બુદ્ધિયત્ન થવાની જરુર હતી. ગોવર્ધનરામે વિષ્ણુદાસ બાવાને મોઢે અને સુંદરગિરિનાં બાવાબાવણોના આચારદ્વારા આ એકમેળ સાધવા પ્રયત્ન કર્યો છે. પ્રાચીન અને નવીન એ બે વિચારસંક્રાંતિથી હિંદુ સમાજમાં જે ભેદ પડી ગયો હતો તેને ટાળી તેને ફરીથી એકાગ્ર કરવા તેમણે વિચાર કર્યો. તેમના મત પ્રમાણે જો એ આચાર-વિચાર મુજબ હિંદી જનતાનો વ્યવહાર ઘટાવવામાં આવે તો તેનું રાજકારણ, તેનો આર્થિક વ્યવહાર, તેનો સમાજ, તેનો ધર્મભાવ, બધાંનું એકરૂપ થઇ શકે, હિંદુસ્તાનની પરાધીનતા ટળી જાય, અને હિંદુસ્તાની લોકો જગતની સંસ્કૃતિને નવું અને શુભ રૂપ આપી શકે, કારણ કે યોગ્ય સામાજિક ફિલસૂફીના પાયા વગર કરેલી કોઇ પણ સંસ્કૃતિ સંભવી શકે નહીં.

અલબત્ત, ઉપર જણાવ્યું તેમ એ પાયાઓ સૂક્ષ્મ રીતે પડે છે અને વીસમી સદીમાં તો તે માટે યોગ્ય ભૂમિકા બતાવનારાઓની અને તે ખોદવા–પૂરવાની ક્રિયા કરનારાઓની સંખ્યા અગાઉ કરતાં વધી ગઇ છે. ગોવર્ધનરામ અભ્યાસી હતા, વિચારક હતા, વાનપ્રસ્થ થયા હતા અને દ્રષ્ટા હતા. તેથી તેમણે એ પાયાની ભૂમિકા માત્ર દર્શાવી

છે. તેઓ મુસદ્દી હોત, રાજપુરુષ હોત અને અમાત્ય કે પ્રધાન હોત તો તે ભૂમિકાને ખોદી તેમાં પૂરવણી ભરી તેને સમૃદ્ધ કરત અને તે ઉપર યોગ્ય ઇમારત કરી શકત.

"સરસ્વતીચંદ્ર"ના ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં ગોવર્ધનરામ આ બાબત સ્પષ્ટ કરે છે. તેઓ ત્રીજા ભાગમાં મનુષ્યજન્મની સફળતા માટે મનુષ્યધર્મની ફિલસૂફી સમજાવે છે અને તે પ્રયાસમાં વિષ્ણુદાસ બાવાને મુખ્ય કરે છે. પ્રસ્તુત વિચારનું કથન ત્રીજા ભાગમાં (પ્રકરણ છઠ્ઠું; લક્ષ્યાલક્ષ્યરહસ્યવિવરણ, સ્વપ્ન, જાગૃત, અને પાછું સ્વપ્ન) સૂત્રરૂપે કરવામાં આવ્યું છે અને તેનું સમર્થન ચોથા ભાગમાં મુખ્યત્વે ૨૪, ૨૫, ૩૨ અને ૪૬માં પ્રકરણોમાં કરવામાં આવ્યું છે. "સરસ્વતીચંદ્ર"ના રાજકારણમાં આ ફિલસૂફીનું સ્થાન અગત્યનું હોવાથી તેનો અહીં વિચાર કરવો આવશ્યક થાય છે. આ નવા ધર્મે જૂના ધર્મને નવું સંસ્કરણ આપ્યું. વિષ્ણુદાસ કહે છે તેમ કેવળ યજ્ઞધર્મમાં અધ્યાત્મદૃષ્ટિ નથી, કેવળ વ્યવહાર[1]ધર્મમાં સત્ય દૃષ્ટિ નથી, અને કેવળ દયાધર્મમાં ઋતદૃષ્ટિ નથી પણ માત્ર ગુણનિરપેક્ષ દયા જ છે. વિદ્વાન્ અને રાગદ્વેષહીન સાધુજન ધર્મ બોધે છે અને સેવે છે અને તે સાધુજન મ્લેચ્છ અને શૂદ્ર પણ હોઇ શકે છે. એ માટે શાસ્ત્રની નહીં, પણ હૃદયની અનુજ્ઞા જોઇએ.

ગોવર્ધનરામ આ ધર્મ હિંદુઓનાં પુરાતન શાસ્ત્રોના આ કાળને અનુસરી શકે તેવા અર્થો કરી સમજાવે છે. તેથી તે સમર્થનમાં નવીન યુગનો વિચાર ક્ષણે ક્ષણે તરી આવે છે. ઓગણીસમી સદીના વિચારમાં વ્યક્તિવાદ મુખ્ય હતો. ગોવર્ધનરામ જેવા સંસ્કૃત સાહિત્યના અભ્યાસીને આ વ્યક્તિવાદ ન ગમે તે કુદરતી છે. ઓગણીસમી સદીમાં Solidarism–સમાજસંગઠનવાદના વિચારોમાં વ્યક્તિવાદનો

૧ ચોથો ભાગ, ૪૫૮–૫૯.

અમુક દશામાં તિરસ્કાર કરવામાં આવ્યો હતો. ગોવર્ધનરામે આ તિરસ્કારને વધાવી લીધો અને તેને વ્યક્તિસમષ્ટિના અનુકૂળ અને પરસ્પર ઉપકારક સમર્થનમાં ગોઠવી દીધો. સરસ્વતીચંદ્ર આત્મવિચાર કરતાં કહે છે તેમ "આ એક [1]વિશ્વરૂપ શરીર એક આત્માથી સંધાયું છે, ઊભું છે, અને એ આત્માની ઇચ્છાથી શાંત થશે. એ શરીરમાં રહેલાં આ સર્વે વ્યક્તિશરીરો, વ્યષ્ટિરૂપો, તે એક જ સમષ્ટિશરીરના અવયવ છે. હું જેને મારું શરીર કહું છું તે આ મહત્ શરીરનો અંશ છે અને તેથી મારું નથી. એ જ મારું શરીર કુટુંબનો અંશ છે. તે પળવાર કુમુદની સાથે જોડાઇ દામ્પત્યના અંશરૂપ હતું. આ શરીર દેશનો અંશ છે, મનુષ્યલોકનો અંશ છે. આ સર્વ શરીર મારું શરીર છે. આ દેખીતું શરીર તેનો અંશ છે. આનો અથવા એનો વ્યય પુણ્ય કાર્યને અર્થે કરવો એ વ્યય નથી. એક અંશના વ્યયથી બીજા અંશોને પુણ્ય લાભ થાય તે કાર્ય સાધ્ય જ છે." આ વિચાર ગોવર્ધનરામની ફિલસૂફી છે અને એ ફિલસૂફી ઉપર તેમણે સમાજની વ્યવસ્થા, રાજકારણ, અને ધર્મભાવના વિચાર્યાં છે. એ સૂત્ર ઉપર તેમણે "ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ? ત્યાગનો અધિકારી કોણ અને ગૃહસ્થપદનો અધિકારી કોણ? પિતા, પત્ની, ગુરુ અને પોતે ચારના અભિપ્રાયમાં ભેદ હોય ત્યારે વધારે અધિકાર કોનો? સ્ત્રીનો નિષ્કારણ અને અપ્રતિકાર્ય ત્યાગ કરનારનું પ્રાયશ્ચિત્ત[2] શું? સંસાર, ધર્મ ને શાસ્ત્ર એ ત્રણનાં સંઘટ્ટનકાળે જયનો અધિકાર કોને? આ ભેખના ત્યાગને અધોગતિ ગણવી કે નહી? એ ત્યાગનો અધિકાર કોને ખરો ને કોને નહી? સંસારે બંધાવેલા સંપ્રત્યયથી ઉત્પન્ન થએલા ધર્મનાં બંધન આ સ્થાનની પવિત્ર પ્રાપ્તિથી ક્યારે અને કેવી રીતે છૂટે છે? અનેક

૧ ચોથો ભાગ. ૯. ૨ ચોથો ભાગ, ૪૩૩-૩૭.

લોકમાં અનેક વર્ગમાં સનાતન સામાન્ય અપ્રતિહત ધર્મ કયો ?" એ સરસ્વતીચંદ્રના પ્રશ્નોનું વિષ્ણુદાસ બાવાના મુખે નિરાકરણ કર્યું છે. માણસની પ્રવૃત્તિ લોકસંગ્રહ માટે જ હોય છે. તે પ્રવૃત્તિ સ્વાર્થ માટે નષ્ટ થઈ શકે, પણ જગતના કલ્યાણ માટે તો તે નષ્ટ થતી નથી. સંસારીઓનો અને સાધુઓનો ધર્મ જુદો જુદો હોય છે. પણ તેનું લક્ષ્ય તો એક જ હોય છે કે સર્વ જગતનું કલ્યાણ કરવું. આ ધર્મ લક્ષ્યધર્મસ્વભાવથી સર્વદેશીય અને સનાતન છે. આ બંધન સંસારીને માટે પણ છે. પણ સંસારીએ તે માટે યોગ્ય જ્ઞાન લેવું જોઇએ અને પછી વૈરાગ્ય લઇ સંન્યસ્ત જીવન ગાળવું જોઇએ. બધાં જીવનોમાં યજ્ઞ એટલે ત્યાગ એ મુખ્ય સાધન છે. એ યજ્ઞ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરોનો હોય છે. દરેક ત્યાગમાં અથવા યજ્ઞમાં શરીરો હોમાય છે. તેથી શરીરોની પુણ્ય વૃદ્ધિ ઇચ્છવા જોગ છે. તે વૃદ્ધિ કુટુંબમાં, આશ્રમમાં, સમાજમાં અને રાષ્ટ્રમાં થાય છે. માત્ર તે વૃદ્ધિ ઇષ્ટ અને પુણ્ય હોવી જોઇએ અને લક્ષ્યની સાધક હોવી જોઇએ, સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો, દેહ, બુદ્ધિ, વિચાર, વગેરેનો પરિપાક અપાવનારી હોવી જોઇએ.

ગોવર્ધનરામે પંચયજ્ઞો—મહાયજ્ઞો—નો વિચાર કર્યો છે, [1] પિતૃયજ્ઞ કે મઠયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, જેને તેઓ લક્ષ્યયજ્ઞ કહે છે, દેવયજ્ઞ, અને બ્રહ્મયજ્ઞ, જેને તેઓ અલક્ષ્યયજ્ઞ કહે છે. આમાંથી કોઈ પણ યજ્ઞ અતિયજ્ઞ થવો જોઇએ નહીં. મનુષ્ય માત્રમાં સર્વ યજ્ઞો પરમ[2] પ્રમાણમાં થાય તો જ પરમ પુરુષોનો પુરુષયજ્ઞ દીપે છે. આ વિચારમાં ગોવર્ધનરામે સમાજમાં કુટુંબની વ્યાપ્તિ કરી છે, કુટુંબની પ્રવૃત્તિઓ માટે મર્યાદાઓ સ્વીકારી છે અને સમાજહિતમાં કુટુંબના સ્વાર્થને ગૌણ ગણ્યો છે. કુટુંબીઓની પ્રવૃત્તિઓ પરસ્પર મર્યાદિત

---

૧ ચોથો ભાગ, ૪૫૨–૫૩. ૨ ચોથો ભાગ, ૪૪૩–૪૮.

હોય છે, અને તેમનું કર્તવ્ય કુટુંબને સ્વાર્થી ન કરતાં સમાજને હિતકર થવું જોઇએ એમ કહેવામાં આવ્યું છે. અલબત્ત, ગોવર્ધનરામે અહીં સૂક્ષ્મ પ્રકારનો શ્રાદ્ધવિધિ ફરમાવ્યો છે. કુટુંબો એકસરખાં હોતાં નથી. કેટલાએક પિતૃઓ પુત્રો પાસે યજ્ઞ કરાવવા ઇચ્છતા નથી. તેથી તેઓ પુત્રોને પુત્રવત્ નહીં, પણ આત્મવત્ ગણે છે, તેઓ સાધુઓને જ્ઞાનનું શ્રાદ્ધ આપે છે, ઘણી વાર પુત્રપુત્રીઓને મઠમાં સોંપી દે છે, એટલે મઠયજ્ઞ કરે છે, પુત્રપુત્રીઓને દીક્ષા અપાવી તેમનું સાધુત્વ પોષે છે અને તેમની પાસે દેવપૂજા કરાવે છે. આ પુત્રપુત્રીઓ મઠયજ્ઞ કરી સાધુઓનો અને યદુનંદનનો સત્કાર કરે છે.

પિતૃયજ્ઞ કે મઠયજ્ઞ પછી મનુષ્યયજ્ઞ આવે છે, જે વધારે વિસ્તૃત છે. સાધુજનો માટે જ્ઞાતિમાં, સ્વદેશમાં અને સર્વ વસુંધરામાં જે જે મનુષ્યસંઘ વસે છે તે સર્વ અતિથિ છે, અને માતાપિતા જેટલાં જ અધિકારી છે. આ મનુષ્યયજ્ઞના દંપતિયજ્ઞ અથવા પ્રીતિયજ્ઞ અને અતિથિયજ્ઞ. એ વિભાગો છે. જ્યાં સુધી મનુષ્ય હયાત હોય ત્યાં સુધી તેનો અધિકાર રહે છે. પણ તે સત્કારપાત્ર હોવો જોઇએ. જેમ અધિકાર વધુ, તેમ સેવાની વિભૂતિ અને લોકના કલ્યાણની સાધના વધારે. અલબત્ત, આતિથ્ય અને યજ્ઞ, એ બેનો સ્થૂલ સૂક્ષ્મ વચ્ચે જેટલો ભેદ હોય છે તેટલો ભેદ છે. તેથી આતિથ્ય પૂરું થઈ શકે, પણ યજ્ઞ-સેવા પૂરી થઈ શકે નહી.

જે મનુષ્યો અધિકારી નથી તેમનો સત્કાર ન કરવો. પણ તેમનો સહચાર તો કરવો ઘટે છે, અને તે ભૂતયજ્ઞ કહેવાય છે. આ સહવાસમાં માત્ર મનુષ્યો જ આવતાં નથી. તેમાં બીજાં પ્રાણીઓ પણ આવી જાય છે. પણ આ યજ્ઞ દયા નથી, અહિંસા નથી. આ યજ્ઞમાં બધાં ભૂતમાત્ર આવી જાય છે તેથી તે દયાયજ્ઞ કહેવાય. પણ દયાયજ્ઞ સાધ્ય નથી, માત્ર સાધન છે. દયા કરતાં જો ભક્તયજ્ઞને

હાનિ થાય તો દયાનો ત્યાગ કરવો ઇષ્ટ છે. દયાને માટે દયા કરવી, દયાને સાધન નહીં પણ સાધ્ય કરવી [1]એવો ધર્મ નથી. જે યજ્ઞ સકામ હોય છે તે સર્વ સંસારીઓનો યજ્ઞ હોય છે, અને તે વ્યવહારયજ્ઞ કહેવાય છે.

નિશ્ચેતન સૃષ્ટિનો અભ્યાસ વગેરે કરવો તે વિદ્યાયજ્ઞ કહેવાય છે, જે અનંત છે, જેની મર્યાદા નથી, જે યજ્ઞ ભૂતયજ્ઞ છે. વિદ્યાયજ્ઞનું ફળ મનુષ્યયજ્ઞની સમૃદ્ધિ છે. માટે જે વિદ્યા મનુષ્યયજ્ઞને વિઘ્ન કરે છે તે વિદ્યા ત્યાજ્ય ગણી શકાય. ત્રણ યજ્ઞો,[2] મઠયજ્ઞ, પિતૃયજ્ઞ અને ભૂતયજ્ઞ સંસારીઓ માટે, અને મધ્યમ અધિકારી સાધુઓ માટે છે; જ્યારે ઉત્તમ અધિકારીઓ માટે દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ છે. દેવયજ્ઞમાં સાત્ત્વિક બુદ્ધિનો વિકાસ થાય છે અને પ્રત્યક્ષ થતા પદાર્થોનું સત્ય જ્ઞાન થાય છે. આ ન્યાયે ગણિત, જ્યોતિષ્, સાયન્સ વગેરે દેવયજ્ઞ અથવા ઋતયજ્ઞની વિદ્યામાં આવી જાય છે. તેની મર્યાદા હોય છે, અને અધ્યાત્મના પ્રસાદ પાસે એટલે બ્રહ્મજ્ઞાન પાસે એ યજ્ઞ હીનતા પામી જાય છે. એ ઋતનું જ્ઞાન એટલે બુદ્ધિનું સત્ત્વ, તર્કનુ પરિણામ હોઇ અનિત્ય છે, જ્યારે છેલ્લો યજ્ઞ નિત્ય છે, તે પરમ સત્યનો યજ્ઞ છે. તેનો વિષય ભૂતલોક નથી, પણ આત્મા છે. એમાં ચારેય આશ્રમોના વિચારોનો સમાવેશ કરવામાં આવે છે અને તેની વ્યવસ્થા દેશકાળને અનુસરીને ફરી શકે છે. આ યુગમાં ચાર આશ્રમો અનુકૂળ નથી. આ આશ્રમોનું અથવા પરિસ્થિતિઓનું સંક્રમણ શક્ય માનવામાં આવ્યું છે.

આવી જાતનો યજ્ઞધર્મ ગોવર્ધનરામે આપણને આપ્યો છે. તે ધર્મનું બળ તેમના વિશાળ વાચનમાં હતું, તેમના શિષ્ટ મનમાં હતું, તેમ ।। સંન્યસ્ત જીવનમાં હતું. એ ધર્મ તેમણે બહુ સ્પષ્ટ કર્યો નથી. તેને

---

૧ ચોથો ભાગ, ૪૪૮–૫૦. ૨ ચોથોભાગ, ૪૫૫–૬૦.

તેમણે આધ્યાત્મ્યદષ્ટિથી પ્રરૂપ્યો છે. તેથી તે સામાન્ય વાચકને અગમ્ય થઇ ગયા છે. વળી એ ધર્મનાં સૂત્રોથી મનુષ્યના જીવનના જુદા જુદા પ્રકારોનું તેમણે બારીક અન્વેષણ કર્યું નથી. તેથી તે ધર્મ ક્યારે પ્રાપ્ય થાય છે, ક્યારે પ્રાપ્ય નથી થતો, તેના વિધિઓ, તેના નિષેધો, એ બધું આપણી બુદ્ધિને હજુ અગોચર રહ્યું છે, અને ગોચર થવું મુશ્કેલ છે. ઉપરાંત, આતિથેય ધર્મ પ્રમાણે જનતા પોતાનું જીવન ઘટાવે તો પણ તેથી લોકકલ્યાણનો માર્ગ મળવો મુશ્કેલ છે. એ ધર્મ ઉપર સમાજની વ્યવસ્થા કે તેનો આર્થિક વ્યવહાર કેવી રીતે સ્ફુટ થઇ શકે? એ મતથી તેનો ન્યાય કે અન્યાય સમજાઇ શકતો નથી. એ બોધથી રાજકારણના મુખ્ય મુખ્ય વિષયો સમજાઇ શકતા નથી. રાજાનો ધર્મ કેવો છે, તે સમજાય એવું છે. પ્રજાધર્મ શો છે તે સમજાય તેમ છે. પણ રાજત્વનું મૂળ શું, પ્રજાત્વની ભૂમિકા શી? રાજત્વ પ્રજાત્વ વચ્ચેના વિરોધનું શું? કુટુંબી એટલે શું? કુટુંબીના ધર્મ કયા કયા? લોકકલ્યાણના માર્ગો કયા? લોકકલ્યાણની વિઘાતક કે બાધક સંસ્થાઓનું શું? તેમના પ્રત્યેના ધર્મો કેવા હોવા જોઇએ? એ અને એવા બીજા સવાલો ગોવર્ધનરામના આતિથેયયજ્ઞનાં રહસ્યોથી સમજાઇ શકશે નહીં. વસ્તુતઃ, એ રહસ્યો સ્પષ્ટ કે વિશદ નથી અને 'સરસ્વતીચંદ્ર'ના પુરાણની સમાપ્તિ કરવા જતાં એ નવા ધર્મનો પાઠ પણ ગ્રંથકાર રીતસર મૂકી શક્યા નથી. માત્ર એટલું કે જીવનને યજ્ઞરૂપે જો સમજવામાં આવે તો ગોવર્ધનરામના લખવાનો હેતુ મુખ્યત્વે સફળ થયો ગણાય.

# સમાપ્તિ

"સરસ્વતીચંદ્ર"ના રાજકારણનો સવિસ્તર વિચાર હવે પૂરો થાય છે. એ રાજકારણ સમજવાની અત્યારે શું અગત્ય છે? ભવિષ્યમાં 'સરસ્વતીચંદ્ર'ના વિચારોની અગત્ય શું થશે? અલબત્ત, ભવિષ્ય-કથન આ લેખનું પ્રયોજન નથી. છતાં 'સરસ્વતીચંદ્ર'ના વિચારો ઘણા વખત સુધી આપણને વિચારયોગ્ય જણાશે. કારણો સ્પષ્ટ છે. જમાનો ગમે તેટલો ફરે, તો પણ હિંદની જનતા કાંઇ એકદમ ફરી જવાની નથી. એક વાર એમ માનવામાં આવતું કે હિંદી સંસ્થાનોના દિવસો ભરાઇ ગયા છે. વીરરાવ ધંપાટે કહે છે તેમ એ સંસ્થાનોને મરણ વખતે માત્ર ગંગાજળ અને હરિનું નામ એ જ ઉપયોગી થશે, બીજું કાંઇ નહી. એ જ પ્રમાણે ઘણા માનતા હતા અને હજુ માને છે. પણ એ માન્યતા ખોટી ઠરી છે અને ખોટી ઠરશે અને વિદ્યાચતુર અને પ્રવીણદાસ એ બંનેનું કથન સાચું ઠરતું આવે છે

અને સાચું ઠરશે. જે રાજ્યો અત્યારે છે તેમાંનાં કેટલાંક ભવિષ્યમાં ન હોય તો તેમને બદલે નવાં રાજ્યો કે સંસ્થાનો થશે. હિંદુસ્તાનનો કોઇ ઇતિહાસયુગ સંસ્થાનો વગરનો રહ્યો છે ખરો? અને અનેક સંસ્થાનોમાંથી કોઈ સારાં હશે, કોઇ ખરાબ હશે, કોઇ સારાં થવાની તજવીજ કરતાં હશે. તેમને સમજવા માટે 'સરસ્વતીચંદ્ર'ના બધા ભાગો ભવિષ્યમાં ઉપકારક થશે. મધ્યવર્તી સરકાર તો રહેવાની જ. તે પછી હિંદી હોય કે બ્રિટિશ હોય તે જુદી વાત છે. એ મધ્યવર્તી સરકારના વિચાર માટે 'સરસ્વતીચંદ્ર'નું પૃથક્કરણ માર્ગદર્શક કેમ ન થાય? હિંદના પુરાણા દેશની ખોટી પડી ગયેલી કાયા તો એક યા બીજા રૂપમાં રહેવાની અને તેના નિવારણ માટે સુધારકોની યોજનાઓ હરહંમેશ આવવાની જ. એ વિચારો કરતી વેળા જૂનો અને નવો જમાનો, શાસ્ત્ર અને મનનો આવેગ, શ્રુતિ અને બુદ્ધિ, એમના ઝગડા તો રહેવાના જ. એ ઝગડાઓ વખતે આપણને 'સરસ્વતીચંદ્ર'નાં સ્વપ્નોના અનુભવો માર્ગદર્શક ન થાય? 'સરસ્વતીચંદ્ર'નું રાજકારણ રાજાઓ માટે, કારભારીઓ માટે, સનાતનીઓ માટે, સુધારકો માટે, આગેવાનો માટે, પ્રજાજન માટે, બધાં માટે માર્ગદર્શક છે અને ભવિષ્યમાં થશે.

રાજકારણ કુટુંબથી કેટલો અને કેવો પરિપાક પામે છે, એક સૌભાગ્યદેવી, ગુણિયલ, કુમુદ, કુસુમ બુદ્ધિધન, વિદ્યાચતુર અને સરસ્વતીચંદ્ર જેવા કારભારીને અને અભ્યાસીને રાજકારણી વિપગોમાં કેવી રીતે ઘડી શકે છે, અને એક મેના રાણી, એક કમલા રાણી મલ્લરાજને અને મણિરાજને કેવા શોભાયમાન કરે છે, કેવા પ્રવૃત્ત કરે છે, તે 'સરસ્વતીચંદ્ર' હંમેશાં સમજાવી શકશે.

વળી પાંચાલી એટલે જનતાના કલ્યાણનો પ્રશ્ન તો કાયમ પ્રશ્ન છે. આ અંગ્રેજોને બદલે હિંદીઓ કારભારમાં ગોઠવાય, નિરક્ષરોને બદલે

ભણેલાઓ અધિકારીઓ અને સત્તાધીશો બને, એક જાતના અને ધર્મના માણસોને બદલે બધી જાતિના અને સર્વ સંપ્રદાયોના માણસો અધિકારપદે આવે, શિક્ષણ સર્વપક્ષી બને, સર્વે વિદ્યાશ્રયી થઈ જાય, ધારાસભાઓ ફક્ત લોકના આગેવાનોથી સમૃદ્ધ થાય, લક્ષ્મી અજ્ઞ અને સ્વાર્થી હાથમાં ન રહેતાં વધુ ચંચળતા પ્રાપ્ત કરે અને યોગ્યના હાથમાં જતી રહે, લોકો જાહેર હિત વધુ સમજતા થાય, પ્રજાનો સહકાર પ્રસરે, આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં સુલેહ પ્રવેશ કરે — એ બધું ય થાય, છતાં લોકકલ્યાણના માર્ગો રોજરોજ નવાનવા થવાના. 'પાંચાલી' એટલે જનતા કે પ્રજા હંમેશાં ફરિયાદી રહેવાની જ. 'પાંચાલી'ના એટલે પ્રજાના બધા વિભાગો કાંઈ પાંચાલીપણું કે પ્રજાત્વ પામવાના નથી. 'અર્જુનનો રથ' (એટલે પ્રગતિ) કાંઇ બધે ય ફરી વળવાનો નથી. ધર્મરાજ બધે પોતાની ભાવના નહીં પ્રસરાવે. ભીમ – રાજ્યસત્તા ગરીબ અને શાહુકાર બધાનાં ઘરમાં એક સરખી અજમાયશમાં નહીં આવે. કળાકૌશલ્ય – અશ્વિપુત્રો તો થોડાક જનોમાં જ જોવાશે. લોકનાયકો ધીર હશે અને અધીરા પણ હશે. તેમાં સર્વત્ર સાધુતા તો નહીં જ હોય. ધર્મગુરુઓ રડ્યાખડ્યા વિષ્ણુદાસો હશે. કુંતીમાતાની ધીરજ અને ક્ષમા હંમેશાં શોધવા જવું પડશે. દરેક દેશમાં, દરેક યુગમાં, દરેક ગૂજરાતી કુટુંબમાં ભવિષ્યમાં આ ગુણો વિકાસ પામવા જોઇએ અને તે દરેક વાર તેને 'સરસ્વતીચંદ્ર'ના રાજકારણનો આશ્રય લેવો પડશે. કોઈ પણ ગ્રંથકારની વાણીનો અને તેના પ્રયાસનો આટલો ફલાદેશ તેની અસીમ સમર્થતા સિદ્ધ કરે છે. 'સરસ્વતીચંદ્ર'માં એ ફલાદેશ નથી એમ ગૂજરાતના કોઈ પ્રદેશમાં, તેના ઇતિહાસયુગના કોઇ કાળમાં અને તેના જુદા જુદા સમાજોના કોઇ પણ વિભાગમાં કદિ કહેવાશે નહીં.

તેથી છેવટે 'સરસ્વતીચંદ્ર'ના પરશુરામની ઉક્તિ સાથે આ પ્રયાસ સમાપ્ત થશે.

પાંચાલી ! કુંતી ! પાંડવો ! અશ્વત્થામા ! ભીષ્મ ! નાગલોક !
આ ગિરિ અને સાગર વચ્ચેના જંતુઓ !

[1]द्वारे कल्पतरून् गृहे सुरगवीश्चिन्तामणीनङ्गदे
पीयूषं हृदयेषु पांडुतनयेष्वस्त्रोद्गमं ब्राह्मणम् ।
एवं कर्तुमयं व्यवस्यति मुनिर्भूतेषु भाग्योत्क्रमम्
पायान्नोऽखिललोकबुद्धिसदनो देवः स्वयं भार्गवः ॥

આ પરશુરામ મુનિ ભૂતમાત્રમાં ભાગ્યનો ઉત્ક્રમ એટલે ઉન્નતિનો ક્રમ ઊંચો રચવાનો વ્યવસાય કરે છે ! તે ઉત્ક્રમ કેવો છે ! તે ભૂતો ગૃહ બહાર નીકળી બહાર પ્રવાસે નીકળે તે કામને માટે તેમનાં દ્વારોમાં કલ્પવૃક્ષોને આ મુનિ રોપે છે ! તેઓ પોતાનાં ગૃહમંદિરમાં કુટુંબ વચ્ચે અને સ્વદેશમાં હોય તે વેળાને માટે તેમનાં આ ગૃહોમાં કામધેનુઓને મૂકે છે ! કંઈ પણ કાર્ય સાધવા તેમણે પોતાના હાથને ચલાવવા પડે ત્યારે કેણી પાસ ચલવવા એ જાણવાને અને સાધન શોધવાને માટે તે ભૂતોના હાથ ઉપર સોનાનાં કડાંને સ્થાને ચિન્તામણિઓને બાંધે છે ! મનુષ્યો અરસ્પરસ સુખનાં સાધક થાય માટે તેમનાં હૃદયમાં અમૃત ભરે છે ! લોકકલ્યાણની વૃદ્ધિને માટે સર્વત્ર પાંડવોનાં અસ્ત્રોમાં બ્રાહ્મણ ઉદ્દ્ગમને મૂકે છે ! એ ભાર્ગવ દેવ પરશુરામ પોતે સર્વ લોકની બુદ્ધિમાં વાસ કરે છે ! તે મુનિ આપણું રક્ષણ કરો ![2]

# ગૂજરાતના સંસ્કારિત્વનું ઘડતર*

## વિષયની પસંદગી

ગૂજરાતના રાજનગરની સાહિત્યસભાએ મને મારા પસંદ કરેલા કોઇ વિષય ઉપર બોલવા માટે જ્યારે વડોદરા મુકામે નિમંત્રણ મોકલ્યું ત્યારે મેં તેમને લખ્યું કે ગૂજરાતની સંસ્કારિતા ઉપર કાંઇક હું બોલીશ: પણ મને એમ થયું કે કોઇ સવાલ કરે કે આ જમાનામાં વળી ગૂજરાતની સંસ્કારિતા વિષે પ્રવચન શા માટે ? કવિ નર્મદે, શ્રી. કનૈયાલાલ મુનશીએ અને બીજાઓએ આ વિષય ઉપર તો ઘણું યે કહ્યું છે. તો શા માટે તે જ વિષય ઉપર ફરીથી પિષ્ટપેષણ ?

વળી અમદાવાદમાં ગૂજરાતની સંસ્કારિતાના ઘડતર ઉપર તે

---

* તા. ૧૩ : ૯ : ૩૧ ને રોજ ગૂજરાતસાહિત્યસભા ( અમદાવાદ ) ની બાંહ્યધરી નીચે અપાએલું ભાષણ

પ્રવચન હોઇ શકે ખરું ? અત્યારે અમદાવાદ તો ગૂજરાતનું જ નહીં પણ આખા ભારતનું સંસ્કારિત્વ નક્કી કરે છે. ત્યારે વળી ગૂજરાતના સંસ્કારિત્વ – કોઇ વૈશેષિક સંસ્કારિત્વ ઉપર પ્રવચન શા માટે ? એવી સંકોચવૃત્તિ શા માટે ? એવી પ્રાંતપ્રિયતા શા માટે ? અને એવું સ્થાનિક ગૌરવ કોઇએ શા માટે લેવું ? આ સવાલ સ્વાભાવિક છે : જો કે તેનો જવાબ પણ મુશ્કેલ તો નથી. વિશેષ વિચાર કરતાં મને એમ લાગ્યું કે ગૂજરાત અત્યારે ભારતવર્ષમાં તિલકસ્થાને આવે છે અને ગૂજરાતીઓ અત્યારે તેનું ભવિષ્યનિર્માણ કરી રહ્યા છે તેથી જ મારે ગૂજરાતના સંસ્કારિત્વ ઉપર કાંઇક બોલવું. અત્યારે આપણે જે અગ્રસ્થાન લઇ બેઠા છીએ તેથી આપણે મદાંધ ન થઇ જઇએ, આપણે આપણી નબળાઇઓ ભૂલી ન જઇએ, અને એક પ્રતિભાશાળી વ્યક્તિનો આદર્શ આપણે ભારતવ્યાપી કરીએ છીએ તેથી આપણે આપણું મહત્ત્વ વધારે આંકીએ નહી તે ખાતર આપણે આપણી સંસ્કારિતાનો વધારે સૂક્ષ્મ, વિગતવાર અને શાસ્ત્રીય અભ્યાસ કરવાની જરુર છે. ગૂજરાતનું ગૌરવ ભારતના ઇતિહાસમાં ભવિષ્ય માટે પણ એટલું જ ઊંચું રહે તે માટે આપણે આપણી સંસ્કારિતા જોવાની જરુર છે. દશેક વર્ષ અગાઉ તમામ ભારતવર્ષ આપણા ઉપર જુદા જુદા આક્ષેપો મૂકતું : કોઇ કહેતા કે આપણે ઘણા અહિંસાવાદી છીએ, જો કે અત્યારે એ જ અહિંસાવાદ આખા ભારતે ઝીલ્યો છે; કોઇ કહેતા કે આપણે અતિ દ્રવ્યલક્ષી છીએ, જો કે અત્યારે તો દુનિઆની તમામ પ્રજાઓ દ્રવ્યલક્ષી થઇ ગઇ છે; કોઇ કહેતું કે આપણે સમગ્ર ભારતીય રાજકારણમાં ભાગ લેવામાં આપણા ઇતિહાસના કોઇ પણ યુગમાં સમજ્યા જ નથી; જો કે હિન્દના ઇતિહાસમાં એવી સમજણ કોઇ કોઇ વાર દરેક વિભાગને પ્રાપ્ત થઇ છે અને તે કદાચ કોઇને નહી થઇ હોય તો તે ભવિષ્યમાં નહી થાય એમ તો કોઇ કહી શકે નહી.

આવા અને બીજા કેટલાક આક્ષેપો આપણા ઉપર કરવામાં આવ્યા છે અને ભવિષ્યમાં તેવા આક્ષેપો આપણા ઉપર કરવામાં આવે પણ ખરા. તે ખાતર પણ મને લાગે છે કે આપણે આપણા સંસ્કારિત્વનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની જરુર છે.

## ગૂજરાતમાં કોનો કોનો સમાવેશ ?

ગૂજરાતમાં હું ગૂજરાત, કચ્છ, અને કાઠિઆવાડ, એ બધા વિભાગો મૂકું છું. તે સિવાય બહાર વસતા ગૂજરાતીઓનો પણ તેના લોકોમાં હું સમાવેશ કરું છું. અત્યારે કચ્છ, કાઠિઆવાડ અને ગૂજરાત પૂરતું એકત્વ અનુભવતાં નહીં હોયઃ ભૂતકાળમાં તેમણે એવું એકત્વ નહીં અનુભવેલું હોયઃ પણ ભવિષ્યમાં તેઓ સંપૂર્ણ એકત્વ અનુભવે એ દરેક ગૂજરાતી, કચ્છી અને કાઠિઆ-વાડી અત્યારે ઇચ્છી રહ્યો છે. ભાષા પરત્વે તો એક જાતનું એકત્વ અત્યારે પણ અનુભવાય છે. ત્રણે વિભાગોની ભાષાઓ હવે એકદમ એકત્વ પકડતી જાય છે. અલબત્ત, ગૂજરાતમાં, કચ્છમાં, અને કાઠિઆવાડમાં પ્રાંતિક, સ્થાનિક, જાતવાર, કોમવાર, નાતવાર, અને ધર્મવાર ભાષાભેદો હજુ છે અને ભવિષ્યમાં રહેશેઃ પણ જે ભાષા સંસ્કારિત્વની ભાષા ગણાય છે, જે ભાષામાં વિચારકો પોતાના વિચારો દર્શાવે છે, જે ભાષામાં કવિઓ પ્રજાજનોનાં આન્દોલનોને કવિતારૂપે વ્યક્ત કરે છે, જે ભાષામાં ઇતિહાસકારો ઇતિહાસની વિગતોને પરોવે છે, તે ભાષા આ બધા વિભાગો પરત્વે એક જ છે અને ભાષા મારફત પ્રજાનું અનન્ય સંગઠન થાય છે.

કોઇ કહેશે કે કચ્છીઓને ગૂજરાતીઓમાં શા માટે ગણવા ? જવાબ એ છે કે કચ્છની બોલાતી ભાષા ભલે સિંધની ભાષાને થોડીવત્તી મળતી આવે; પણ કચ્છનો રાજવંશ રજપૂત હોઈ, અને તેનો સંબંધ ગૂજરાત–કાઠિઆવાડ સાથે વધારે હોઈ, વળી કચ્છના વેપારીઓ

ગૂજરાત અને કાઠિઆવાડ સાથે જાતે, નાતે, તથા ધર્મે વધારે મળતા હોઈ, રાજભાષા અને વેપારભાષા ગૂજરાતી રહી શકી છે અને અત્યારે કચ્છીઓ ગૂજરાતીઓમાં ગણાય છે.

મેં હમણાં જ કહ્યું તેમ હું ગૂજરાતીઓમાં બૃહદ્‌ગૂજરાતના લોકો-નો પણ સમાવેશ કરું છું. ગૂજરાત દેશાવર વસે તેથી પોતાની સંસ્કારિતા દેશાવર લેતું જાય તે સ્પષ્ટ છે; પણ બૃહદ્‌ગૂજરાત દેશાવરની જુદી જુદી સંસ્કારિતાઓ કાંઈક અંશે મૂળ વતનમાં લેતું આવે તે બહુ સ્પષ્ટ થઈ શકતું નથી. કારણ એ છે કે બહાર વસતા ગૂજરાતીઓ બહુધા વેપારીઓ હોય છે અને તેમનામાં વેપારી સાહસ સિવાય બીજું સાહસ હોતું નથી. તેથી થોડાએક અપવાદો સિવાય બૃહદ્‌-ગૂજરાત ગૂજરાતમાં બહુ વિશિષ્ટતા આણી શક્યું નથી. છતાં એક સંસ્કારિત્વ આપણે ત્યાં બૃહદ્‌ગૂજરાતનું એવું આવ્યું છે કે તે એકનો જ નિર્દેશ થતાં બીજી વિશેષ વાત કરવાની જરુર રહે નહીં.

## બૃહદ્‌ગૂજરાતની એક મોટી અસર

અમદાવાદ શહેરના સાહિત્યરસિકોને અને ગૂજરાતના વિશિષ્ટ સંસ્કારિત્વના અભ્યાસીઓને કહેવાની જરુર ન હોય કે ગાંધીજીના સત્યાગ્રહની ભૂમિકા બૃહદ્‌ગૂજરાતમાં કે બૃહદ્‌ભારતમાં તૈયાર થઈ હતી. અલબત્ત, તેનાં મૂળતત્ત્વો તો કાઠિઆવાડના સમાજના સંસ્કારિત્વમાં ગોતવાં પડશે. પણ તે સંસ્કારિત્વ ઇંગ્લંડના સંસ્કારિત્વની હંડીમાં જડ ન થયું એટલું જ નહીં પણ તે દક્ષિણ આફ્રિકામાં ગયા કેડે ત્યાંના એકાંતિક અને સંકુચિત હિંદવિરોધી રાજકારણ સામે સચેત બન્યું, વ્યવસ્થિત બન્યું, અને ખ્રિસ્તી અને મુસ્લીમ ધર્મપુસ્તકોના પરિશીલનથી સત્યાગ્રહી અને એશિઆના મુક્તિમાર્ગનું દર્શક બન્યું. આ જ વિચારને જરા વિશેષ વિગતથી હું મૂકું. વૈષ્ણવો અને જૈનો રાજકોટમાં અથવા હાલારમાં વધારે હળીમળી રહે; કબાગાંધીની સ્ત્રી સ્થાનકવાસી જૈન મુનિ

બેચરજીસ્વામી ઉપર અડગ શ્રદ્ધા રાખે; બાળ મોહનદાસ તે જુએ અને વિચારે; તે જ મેળથી ગાંધીજી પ્રાણજીવનદાસ મહેતા અને રેવાશંકર ઝવેરીના કુટુંબના સહવાસમાં આવે અને તેમના જમાઇ રાયચંદ્રના યોગથી અને તેના ચારિત્રથી પરિચિત થાય; પછી તે જ સંબંધથી એ પરિચય આફ્રિકામાં વધારે કેળવાય; રાયચંદ્રની ફીલસૂફીને બાઇબલ સાથે, કુરાન સાથે, ભગવદ્‌ગીતા સાથે, ટૉલસ્ટૉય સાથે તથા થોરો સાથે મેળવાય, અને સત્યાગ્રહના સિદ્ધાંતનો જન્મ થાય; તે સિદ્ધાંત એક વ્યકિતના ચારિત્રને જ માત્ર લાગુ પાડવામાં ન આવે; પણ તે ઉપર અધિકારોની લડત પરદેશમાં લડાય અને તે ઉપર સમાધાન થાય; પછી તે જ સિદ્ધાંત પોતાના મૂળ વતનમાં પાછો આવે અને વ્યક્તિગતમાંથી આશ્રમવાસી બને, ખેડાવાસી બને, બારડોલીવાસી બને, અને છેવટે ભારતવ્યાપી થઇ જાય : કાઠિઆવાડના એક પ્રાંતની, તેના સમાજના એક વિભાગની અને તેના એક ધર્મની સંસ્કારિતાને એક સમર્થ વ્યકિત કેટલે અંશે દિગ્વિજય અપાવી શકે તેનો આ જવલંત દૃષ્ટાંત છે. આ દૃષ્ટાંતના ઉલ્લેખ પછી કોણ કહેશે કે બૃહદ્‌ગૂજરાતના સંસ્કારને અને ગૂજરાતના સંસ્કારને કોઇ સંબંધ નથી ?

બૃહદ્‌ગૂજરાતના આ સંસ્કારિત્વ વિષે મારું સ્વપ્ન તો મને ઘણા દૂરના પ્રદેશમાં લઇ જાય છે ! જેમ જેમ બૃહદ્‌ગૂજરાત વધારે શિક્ષિત અને શિષ્ટ બનતો જશે તેમ તેમ બૃહદ્‌ગૂજરાતમાં જ્યાં ગૂજરાતી હશે ત્યાંના અજ્ઞાન મૂળ લોકોમાં ગૂજરાતની સંસ્કૃતિ પ્રસરશે. જેમ પૂર્વે તેલંગણની, પાંડય રાજ્યની, અને કેરલમંડળની, અને બંગાળની સંસ્કૃતિ જાવા, સુમાત્રા, સિઆમ, ઇન્દોચાઇના અને બલીના ટાપુઓમાં ફેલાઇ તેમ ગૂજરાતની સંસ્કૃતિ બૃહદ્‌ગૂજરાત મારફત દેશાવરના મૂળવતનીઓમાં કેમ ન ફેલાય ? બૃહદ્‌ગૂજરાતનું તેવું સંસ્કારિત્વ ઘડવા માટે જોઇએ છીએ થોડાએક આર્યસમાજી સ્વામીઓ, થોડાએક જૈન યતિઓ.

## સંસ્કારિતાનાં લક્ષણો

હવે હું સંસ્કારિતા ઉપર આવીશ. કોઈ પણ દેશની અને સમાજની સંસ્કારિતાનાં લક્ષણો આપણે વ્યક્તિની સંસ્કારિતાનાં લક્ષણો માફક આંગળીના વેઢા ઉપર ગણાવી શકીએ નહીં. વ્યક્તિની સંસ્કારિતા તો એક હોય છે, તે આપણને હરહંમેશ અનુભવમાં આવે છે અને તેનું માપ આપણે રોજ કાઢી શકીએ છીએ. પણ સમાજની કે દેશની સંસ્કારિતાનું આપણે માપ કાઢી શકીએ નહીં. છતાં આપણો આંતર નાદ આપણને કહે છે કે સમાજની પણ વિશિષ્ટ સંસ્કારિતા હોય છે અને ગૂજરાતનો આંતર નાદ હરહંમેશ કહ્યાં કરે છે કે ગૂજરાતની સંસ્કારિતા વિશિષ્ટ સંસ્કારિતા તો છે. તે સંસ્કારિતાનો અનુભવ આપણે ગૂજરાતના દ્રવ્યલક્ષી સ્વભાવમાં, તેના વિનયશાળી ચારિત્રમાં, તેના સર્વવ્યાપી ઉદાર ભાવમાં, તેની નમ્ર ધર્મશીલતામાં, અને તેના બધા સાથે મેળથી રહેવાના ગુણમાં અનુભવીએ છીએ. પણ આ સંસ્કારિતા માત્ર સામાજિક નથી, માત્ર ધર્મશીલ નથી, માત્ર વ્યાપારબુદ્ધિની નથી, માત્ર નરમ ગુણવાળી નથી; તે સંસ્કારિતા એકદમ પ્રાંતિક, સ્થાનિક કે સંકુચિત નથી. તે સંસ્કારિતામાં બ્રાહ્મણત્વ છે; ક્ષત્રિયત્વ છે; વૈશ્યત્વ છે; તેમાં શૂદ્રભાવ છે; તેમાં ભારતવર્ષીયત્વ છે. સિવાય, તે સંસ્કારિતામાં ભારતવર્ષની બહારની સંસ્કારિતાના ગુણો રહેલા છે.

બુદ્ધિશાળી અને વિચારવંત ગૂજરાતીનો તો એ ધર્મ છે કે આ સંસ્કારિતાને સર્વવ્યાપક અને સર્વગ્રાહી રાખવી, તેને શુદ્ધ કરવી, તેને રાષ્ટ્રીય ઉદ્યોગમાં પરોવવી અને તેનું ગૌરવ રોજ રોજ વધે તેવો વ્યવહાર કરવો.

હરેક સંસ્કારિતા બે જાતની ગણાવી શકાય :—આત્મિક—Spiritual અને આધિભૌતિક – Physical. આત્મિક સંસ્કારિતામાં

પ્રસ્તુત સમાજનું સાહિત્ય, તેની શિક્ષણપદ્ધતિ, તેનું રાજ્યતંત્ર, અને તેના ધર્મો આવી જાય છે. આધિભૌતિક સંસ્કારિતામાં તે સમાજની જુદી જુદી જાતિઓનાં લક્ષણો, તેની ભૌગોલિક પરિસ્થિતિ અને તેના લોકોની સંખ્યા તથા તેના વિભાગો આવી જાય છે. આમાંની કેટલીક બાબતનો ટૂંકો વિચાર ગૂજરાતના સંસ્કારિત્વ પરત્વે હું કરવા ઇચ્છું છું.

પહેલાં આપણે આપણી આધિભૌતિક સંસ્કારિતા લઇએ અને તેમાં પ્રથમ આપણે આપણી જુદી જુદી જાતિઓ લઇએ.

આપણો સમાજ જુદી જુદી નાતજાતોમાં વહેંચાઈ ગયો છે. વસ્તુતઃ, એ નાતજાતો ઘણી વિવિધ છે. તેની ગણત્રી વિગતવાર અહીં કરવાની જરુર નથી. અહીં તો તેનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો ખાસ વર્ણવાની મને જરુર લાગે છે.

## ગૂજરાતી સમાજ વિવિધ છે

પ્રથમ તો મારે કહેવું જોઇએ કે આપણો સમાજ વિવિધ છે. તેનો એક ભાગ એવો છે, જે ઉત્તર પ્રદેશમાંથી આપણે ત્યાં વસ્યો છે અને જે હજુ પણ તેની સંસ્કારિતામાં ઉત્તર પ્રદેશનાં લક્ષણો ધારે છે. બીજો વિભાગ એકદમ સ્થાનિક છે. તે વિભાગ અત્યારે ઉત્તર તરફના વિભાગ સાથે સંસ્કારિત્વે એક થઇ ગયો છે; છતાં અમુક રીતે તે વિભાગ હજુ પણ પોતાની કેટલીક વિશિષ્ટતાઓ ધરાવે છે. છેલ્લો વિભાગ દક્ષિણી છે અને તે વિભાગ ઘણો નાનો છે. એ છેલ્લો વિભાગ સંસ્કારિત્વે હજુ દક્ષિણી છે અને પહેલા બે વિભાગો સાથે તે એકદમ સેળભેળ થઇ શક્યો નથી.

ગૂજરાતના ઇતિહાસની લાક્ષણિક સંપત્તિ એ છે કે તેણે હંમેશાં ઉત્તર સાથે નિકટ સંબંધ રાખ્યો છે. કાઠિઆવાડની લગભગ તમામ

જાતિઓ એક વાર ઉત્તરવાસી હતી; ગૂજરાતની ઘણીખરી જાતિઓ એક વાર ઉત્તરવાસી હતી. આ ઉત્તરવાસી વસવાટ બે જાતનો જોવામાં આવે છે:—પહેલો વસવાટ સિંધ અને કચ્છ વાટે થએલો, જેમાં કાઠીઓ, મેરો, અને કાઠિઆવાડના જાડેજાઓ આવી જાય છે. બીજો વસવાટ રજપૂતાના અને માળવા વાટે થએલો છે.

## કાઠિઆવાડની સ્થાનિક સંસ્કારિતા

કાઠિઆવાડનો અને ગૂજરાતનો સિંધ, કચ્છ, અને સરહદના પ્રાંત તરફનો સંબંધ કુશાન કાળ પછી વધારે નિકટ બન્યો. અલબત્ત, આપણાં બંદરો સાથે દેશાવરનો સંબંધ તો ઘણો જૂનો હતો. પણ તે સંબંધ વ્યાપારવિષયક હતો અને તેની અસર આપણા ઉપર બહુ નહી થઇ હોય. પણ મૌર્ય સમય પછી તે સંબંધ રાજ્યકીય અને સામાજિક થયો. સુરાષ્ટ્ર, ગૂજરાતનો મધ્ય અને ઉત્તર પ્રદેશ, સિંધ, અને સરહદનો પ્રાંત તે વખતમાં જે લોકોના કબજામાં હતા એ લોકો અને તેમની સાથે રહેતી બીજી જાતિના લોકો આપણે ત્યાં વસ્યા અને ખાસ કરીને કાઠિઆવાડમાં તેમણે પોતાનો કાયમ વસવાટ કર્યો. આ લોકો કાળક્રમે કાઠિઆવાડી અને ગૂજરાતી થઇ ગયા. પણ તેમાંના જે લોકો કાઠિઆવાડી થયા તેમણે પોતાની સંસ્કૃતિને એટલું બધું સ્થાનિક રૂપ આપી દીધું કે હજુ પણ સુરાષ્ટ્રદેશ તે સ્થાનિક ભાવનાથી છૂટો થઇ શકતો નથી અને કાઠિઆવાડના કોઈ યુગમાં ત્યાંના લોકોએ પોતાની સ્વભાવજ સાહસવૃત્તિને હિંદરાષ્ટ્રના રાજકારણમાં એકનિષ્ઠાથી પરોવી નથી. ગાંધીયુગને હું અહીં ગણાવતો નથી.

કાઠિઆવાડના આ અતિસ્થાનિક રાજકારણને અળગું કરી તેને આપણે ગૂજરાતી અને ભારતવર્ષીય ઓપ આપવો જોઇએ. કાઠિઆવાડના કાઠીઓ, આયરો, મેરો, અને ખાંટો ગૂજરાતની સંસ્કૃતિથી

અને આખા હિંદરાષ્ટ્રની સંસ્કૃતિથી ઘણા અલગ રહી ગયા છે. પેઢીએ પેઢીએ જમીનના વધુ ભાગલા થતા જાય એવો કાઠીઓનો વારસાનો કાયદો તેમને મોટા સમાજમાં મોટું કર્તવ્ય કરતાં કાંઇક અટકાવતો હશે; મેરો, આયરો અને ખાંટો કાઠિઆવાડની બીજી ખેડૂતોની જનતાની માફક નિર્વીર્ય થઈ ગયા છે એવો ભાસ થતો હશે. કાંઇક અંશે કાઠિઆવાડની નાની રિયાસતોની પરંપરાઓ પણ તે માટે જવાબદાર હશે. છતાં ભવિષ્યમાં તે લોકો સમાજને ભારરૂપ ન રહે અને પોતાના અતિવિરક્ત સ્થાનિક ભાવને બંડખોર કે બારવટીઆના સ્વભાવમાં ઉતારી સમાજને વિઘ્નકારક ન થાય તે માટે આખા ગૂર્જરરાષ્ટ્રની ફરજ છે કે તેમનો વ્યવહાર રાષ્ટ્રના ઉપયોગમાં વાળવો.

## સિંધ સાથે પ્રાચીન સંબધ

સિધ સાથેનો આપણો સંબંધ ઘણો પ્રાચીન હોય એવું જણાય છે. સિંધ દેશ પ્રથમ બહુધા આર્ય દેશ હતો અને મુંબાઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિઅમમાં જેઓએ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું હશે તેઓ જોઇ શક્યા હશે કે તે દેશમાં ઘણા વખત સૂધી બૌદ્ધ સંસ્કૃતિ ટકી રહી હતી. તમને કહેવાની જરુર નથી કે વલભીપુરનો નાશ સિંધ તરફથી આવેલા લશ્કરે જ કરેલો. સિંધ સાથેના એ સંબધને આપણે અત્યારે ભૂલી ગયા છીએ. અત્યારે તો તે સંબંધ કરાંચીના વેપાર પરત્વે માત્ર રહ્યો છે. પણ કાઠિઆવાડની મુસ્લીમ જનતાનો કેટલોક ભાગ કચ્છથી અને સિધથી ઉતરી આવેલો અને ભાટીઆ તથા લુહાણા જ્ઞાતિનાં માણસો પણ ત્યાંથી ઉતરી આવેલાં તે આપણે વિસરી જવું જોઇએ નહી. સિધ દેશ મુસ્લીમ સત્તા નીચે આવ્યો ત્યારથી, સિધીઓ બહુધા મુસ્લીમો થયા ત્યારથી, અને તેમની લિપિની સંસ્કારિતા ફારસી થઈ તે પછી, આપણો તે પ્રદેશ સાથેનો સંબંધ

નજીવો થઈ ગયો, જેમ ચીનનો અને હિંદનો સંબંધ બૌદ્ધ ધર્મના વિનાશ પછી તુટી ગયો તેમ; અને અત્યારે તે બિલકુલ નથી એમ કહીએ તો ચાલે, સિવાય કે હમણાં સુધી સિંધ મુંબઇ ઇલાકાનો ભાગ હતો, અને ઇ. સ. ૧૯૨૧ પછીના રાજ્યતંત્રમાં સિંધ પ્રાંતના મુસ્લીમ પ્રતિનિધિઓએ આખા ઇલાકાના રાજકારભારમાં કેટલાંક કારણોને લીધે અગત્યનો ભાગ ભજવ્યો હતો. જાડેજા રજપુતો સિંધથી ઊતરી આવેલા હતા.

## ઉત્તર હિંદ સાથે સંબંધ

ગૂજરાતનો બીજો ઉત્તર તરફનો વસવાટ રાજસ્થાન, બિહાર, દિલ્હી, વગેરે પ્રદેશો તરફથી થએલો. તે તરફના લોકો ગૂજરાતમાં અને કાઠિઆવાડમાં વસ્યા અને તેમણે બંને પ્રાંતોની સંસ્કૃતિને પોતાની સંસ્કૃતિનો ઓપ આપ્યો. આપણે ત્યાં વૈદિક ધર્મ, બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ ઉત્તર તરફથી આવેલા. મુસ્લીમોએ પોતાની સત્તા ઉત્તરમાંથી આપણે ત્યાં વસાવી. શ્રી. વલ્લભાચાર્ય અગાઉ આપણે ત્યાં વૈષ્ણવ સંપ્રદાય હતો એ અહીં કહેવાની જરુર નથી.

પરિણામે આપણી સંસ્કારિતા ઉત્તરની સંસ્કારિતા રહી શકી છે. ગૂજરાત જુદો પ્રાંત થવાથી ગૂજરાતમાં સ્વતંત્ર રાજ્ય થાય તો તે રાજ્ય ઉત્તરનાં રાજ્યો સાથે હરીફાઇ કરે, દક્ષિણનાં રાજ્યો સાથે બહુ નહીં. ઉત્તર હિંદમાં અને દક્ષિણ હિંદમાં બધે વૈષ્ણવો હોય; પણ આપણો વૈષ્ણવ સંપ્રદાય ઉત્તરના વૈષ્ણવ સંપ્રદાય સાથે નિકટતા ધરાવે. આપણે ત્યાં જૈનો હોય: પણ તે જૈનો દક્ષિણના જૈનો સાથે બહુ પરિચયમાં ન રહે. આપણી ભાષા ઉત્તરના સંસ્કારવાળી રહે: આપણું સાહિત્ય ઉત્તરલક્ષી રહે અને આપણા વેપારના ધોરી રસ્તાઓ પણ મુખ્યત્વે ઉત્તરલક્ષી જ રહે.

અત્યારે આપણને આ વાત કાંઈક નવી લાગે છે. બ્રિટિશ અમલ થયા કેડે આપણો ઉત્તર હિંદનો સંબંધ કાંઈક ઓછો થઇ ગયો છે. આપણે હવે મુંબઇ તરફ નજર કરતા થયા છીએ. આપણું રાજકારણ મુંબઇ સાથે જોડાએલું છે અને હમણાં સૂધી આપણાં ઘણાંખરાં રજવાડાં મુંબઇ સાથે જોડાએલાં હતાં. આપણી તમામ રેલ્વેઓ મુંબઇગામી થઇ ગઇ છે. આપણો વેપાર મુંબઇલક્ષી થઈ ગયો છે. આપણા વેપારીઓ પણ મુંબઇગરા થઇ ગયા છે. પરિણામે આપણો મહારાષ્ટ્રની સાથેનો સંબંધ વધી ગયો છે. મુંબઇ ગૂજરાતીઓનું લક્ષ્મીનગર થઇ પડયું છે અને પૂના કૅંપની, માથેરાનની અને પંચગનીની અને મહાબળેશ્વરની જમીનની ઘણીખરી માલિકી અત્યારે ગૂજરાતીઓની છે: અલબત્ત, ગૂજરાતીઓમાં હું પારસીઓને પણ ગણું છું. દક્ષિણમાં પણ ગૂજરાતીઓ વેપાર અર્થે વસ્યા છે. છતાં આ સંબંધ બહુધા વેપારનો સંબંધ રહ્યો છે. આપણા સાહિત્યનું જોડાણ અત્યારે બંગાળ સાથે અને હિંદુસ્તાન સાથે જેટલું છે તેટલું હું નથી ધારતો કે મહારાષ્ટ્ર સાથે હોય.

## મુસ્લીમ સંસ્કૃતિથી વિખૂટા

આપણો ઉત્તર સાથેનો સંબંધ આટલો બધો ઓછો થઈ ગયો છે તેનું એક પરિણામ એ આવ્યું છે કે આપણે મુસ્લીમ સંસ્કૃતિથી એકદમ વિખુટા પડી ગયા છીએ. એક વખત એવો હતો, જ્યારે ગૂજરાતી મુસદ્દીઓ ફારસીનું અને ઉર્દૂનું સંગીન જ્ઞાન ધરાવતા અને હજુ આપણી રાજ્યતંત્રની પરિભાષામાં ઘણા ફારસી શબ્દો જોવામાં આવે છે. વીસેક વર્ષો અગાઉ તો ફારસી ભાષાનું જ્ઞાન ધરાવનાર લોકોની સંખ્યા આપણે ત્યાં સારી હતી અને કોલેજોમાં અને હાઇસ્કૂલોમાં હિંદુઓ ફારસી સારી સંખ્યામાં શીખતા. હવે તે આચાર ઓછો થઇ ગયો છે. હમણાંની ગૂજરાતી સંસ્કૃતિ જુદી જ

સંસ્કૃતિ બની ગઇ છે અને ગૂજરાતમાં ઉત્તર હિંદની સંસ્કારિતાનું મિશ્રણ જેવું થવું જોઇતું હતું તેવું થઇ શક્યું નથી.

કૅાંગ્રેસના રાજકારણની દૃષ્ટિએ જો વિચાર કરીએ તો ગૂજરાતનો ઉત્તર હિન્દ સાથેનો પરિચય હમણાં હમણાં વધ્યો છે અને તે સંબંધ ઠેઠ સરહદના પ્રાંત સુધી પણ ગયો છે. ભવિષ્યમાં આપણે આપણો દિલ્હી સાથેનો અને સરહદ સાથેનો સંબંધ વધારવાની જરુર છે. સર્વહિન્દરાષ્ટ્ર પરિણમે ત્યારે ગૂજરાત તે રાષ્ટ્રસિદ્ધિમાં અગત્યનો ભાગ લે તે માટે તે સંબંધ વધુ ગાઢ થાય તે ઇચ્છવાજોગ છે. પણ તે જરા આગળ ઉપર.

કાઠિઆવાડની અતિશય સ્થાનિકતાનો અને આપણા ઉત્તર સાથેના સંબંધનો વિષય મેં પૂરો કર્યો. હવે હું આપણી બીજી લાક્ષણિકતા લઇશ.

## ક્ષત્રિય સંસ્કારિત્વ

ઈ. સ. ના આઠમા સૈકાથી ગૂજરાતકાઠિઆવાડમાં ક્ષત્રિયોનાં રાજ્યો થયાં. તે ક્ષત્રિયોનાં રાજ્યોમાં ક્ષત્રિયેતર ગૂજરાતીઓએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે એ સૌ કોઇ કબૂલ કરશે. મધ્યયુગના આખા જૈન સાહિત્યની છાયા એ ઇતિહાસ ઉપર ઊતરી આવી છે. પણ તેથી તે વખતનું રાજકારણ ક્ષત્રિય મટી જતું નથી, બલ્કે સૈકાઓ સુધી આપણી ભૂમિનું અને આપણા સમાજનું રાજકારણ ક્ષત્રિય રહે છે અને તે રાજકારણની છાપ આપણી આખી સંસ્કૃતિ ઉપર એટલી બધી પડી છે કે તેનું કાંઇક વિશેષ નિરીક્ષણ કરવાનું મને મન થઈ આવે છે.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં રાજસ્થાને, ગૂજરાતે અને કાઠિઆવાડે એક હજાર વર્ષો થયાં એકસરખો ભાગ ભજવ્યો છે અને તે ભાગથી

તેમની સંસ્કારિતા પણ એકસરખી ઘડાઈ છે. મને લાગે છે કે રાજસ્થાનની સંસ્કૃતિમાં વસ્તુતઃ તો ગૂજરાત અને કાઠિઆવાડનો પણ સમાવેશ થવો જોઇએ. તેમના રાજવંશોએ દિલ્હીની સત્તાની આણ સ્વીકારી છે, તો તે સત્તાને તાબે થઈ તેમણે પોતાનું વ્યક્તિત્વ પણ સાચવી રાખ્યું છે. એ ક્ષાત્ર ધર્મને આપણા ભાટોએ, ચારણોએ, અને લેખકોએ અનેક વાર અંજલિઓ આપી છે અને હજુ આપણે એ ધર્મનાં સાક્ષાત્‌મૂર્તિ નરનારીઓને વીરપૂજાનાં અર્ઘ્ય ધરીએ છીએ. એ ક્ષાત્ર ધર્મની ભાવનાએ ગૂજરાતની અને કાઠિઆવાડની સંસ્કૃતિને ક્ષાત્ર ઓપ આપ્યો છે. દિલ્હીના સુલતાનોએ ઘણા પ્રાંતો લીધા; પણ ગૂજરાત અને સુરાષ્ટ્રના દેશોને તેમણે કદિ સહજમાં અને પૂરેપૂરા તાબે કર્યાં નહોતા. પાટણમાં અને પછી અમદાવાદમાં દિલ્હીનો અમીર સ્વતંત્ર થયો. પણ તેણે કે તેના વંશજોએ કદિ ગૂજરાતીઓને કે સોરઠીઓને પોતાને વશ પૂરેપૂરા કર્યાં નહોતા. પાદશાહ જલાલુદ્દીન અકબરે અને તેના વંશજોએ ગૂજરાતના ગરાસીઆઓ સાથે અને કાઠિઆવાડના જામો અને કાઠીઓ સાથે પોતાના અમલનાં છેલ્લાં વર્ષો સુધી યુદ્ધો કરેલાં. વડોદરાના ગાયકવાડો તેમનાં સંસ્થાનોને ભૂંસી શક્યા નહીં અને ઇંગ્રેજોએ તો બધાં નાનાં રાજ્યોને મોટાં રાજ્યો સામે બચાવવાના જાણીતા રાજકારણને બ્હાને તે તમામ રાજ્યોને ઓગણીસમી સદીની શરુઆતમાં અભયવચન આપેલું. ટૂંકામાં, ક્ષાત્રધર્મ એટલે વીરધર્મ તો ખરો; વર્ણાશ્રમ-ધર્મનું સંગોપન અને સંરક્ષણ કરવાનો ધર્મ પણ ખરો: પણ ક્ષાત્ર ધર્મ એટલે સ્થાનિકત્વ, કુલનું અભિમાન અને આગ્રહી રાજ-કારણ પણ ખરું.

પરિણામે આપણા રાજવંશો આત્મલક્ષી બન્યા, તેમની પ્રજાઓ આત્મલક્ષી બની, પ્રજાનાં મહાજનો આત્મલક્ષી થઈ ગયાં, અને

પોતપોતાનાં રાજસ્થાનો બહાર કોઇએ બહુ જોયું નહીં. રાજ્યનીતિશાસ્ત્રમાં જેને Particularism કહે છે તેવો સ્થાનિક ભાવ આપણી ભૂમિમાં આવી ગયો. જે રાજવંશો દિલ્હીની સુલતાની કે પાદશાહી સામા થયા તે જ રાજવંશો અમદાવાદની સુલતાની કે જૂનાગઢની નવાબી સામા થયા અને તેઓ જ પાછળથી વડોદરા અને રાજકોટની છત્રછાયા નીચે રહી પોતાપોતાનો સ્વાર્થ નભાવવા લાગ્યા. અત્યારે પણ આપણે શું જોઇએ છીએ? એ જ રાજવંશો અને તેમના દરબારો હિન્દરાષ્ટ્રમાં ભળવા હા – ના, હા – ના કરે છે, Federation, Confederation, Association વગેરે નીતિશાસ્ત્રનાં પારિભાષિકો વચ્ચેના ભેદભાવો ઇરાદાપૂર્વક ભૂલી જાય છે, પોતાના અધિકારો વગેરેની વાતો કરે છે, અને સર્વહિંદરાષ્ટ્રભાવનાના હાર્દમાં ઊતરવા પાછા પડે છે. આપણાં રાજસ્થાનોનો આ વિરોધ અકસ્માતનો નથી. તે વિરોધ પરંપરાનો છે. તેમના સ્થાનિક ભાવને સર્વવ્યાપી હિંદરાષ્ટ્રમાં કેમ ઘટાવવો તે અત્યારે માત્ર નહીં પણ ભવિષ્યમાં પણ આપણને પાકો અને ઊંડો વિચાર કરાવશે. સુભાગ્યે રાજસ્થાની સમાજના બીજા અગત્યના વિભાગો પોતાનું પુરાતન સ્થાનિકત્વ તજી દેતા જાય છે, એટલે તેટલે અંશે આપણું કર્તવ્ય સરળ થઇ પડે છે.

## સ્થાનિક સંસ્કારિત્વનાં માઠાં પરિણામ

આપણી આ લાક્ષણિકતાથી જ આપણે હરહંમેશ પ્રાંતિક રહ્યા છીએ. મહારાષ્ટ્રના રાજકારણે ભારતખંડી સ્વરૂપ લીધું તેવું સ્વરૂપ ગૂજરાત – કાઠિઆવાડ – કચ્છના કોઇ રાજકારણે લીધું નહીં. આપણા ક્ષત્રિયો, આપણા બ્રાહ્મણો, આપણા જૈનો, આપણા ધર્મગુરુઓ, આપણા સુધારકો, આપણા સરદારો, એ બધાઓએ ઘણુંખરું પ્રાંતિક કે સ્થાનિક સંસ્કારિત્વ સેવ્યું છે. રાજસ્થાનમાં રાણા કુંભાથી માંડીને તે ઠેઠ રાણા

સંગ્રામસિંહ સુધી ચિતોડના રાજવંશે ચક્રવર્તી પદ વરવા પ્રયત્નો કરેલા. પણ કોઇ ગૂજરાતી કે કાઠિઆવાડી રાજવીએ સોલંકી રાજાઓ સિવાય તેવો પુરુષાર્થ ખેડયો નહીં. તેમ અકબરથી માંડીને તે ઠેઠ બાળાજી પેશવા સુધી રાજસ્થાનમાં બિહારીમલ્લ, ભગવાનદાસ, માનસિંહ, જયસિંહ, અને જશવતસિંહ થઇ ગયા. પણ તે જ વખતે આપણે ત્યાં એ સારા હિંદના રાજકારણમાં કોઇ જાણીતું થઇ ગયું નહી. રાજસ્થાની ક્ષત્રિઓની સંસ્કારિતા એકદમ સ્થાનિક રહી ગઇ છે અને આપણે ત્યાં તે સંસ્કારિતા ઘણી વાર અન્યોન્ય વિઘાતક નીવડી છે. રાજમાં સારો ભાગ ન મળે તો બહાર પરાક્રમ કરવા નહીં નીકળતાં પોતાના ભાઇ સામે જ બહારવટું ખેલવાનો નિર્ણય કરનાર રાજસ્થાની રાજકારણમાં સાચા ક્ષત્રિયમાં ખપે છે!

બહારના જગતને કચ્છ – ગૂજરાત – કાઠિઆવાડના ક્ષત્રિયત્વનો આર્દ્ર ભાવ અને સ્થાનિક ભાવ જેટલો આશ્ચર્યકારક લાગે છે તેટલો જ તેના બ્રાહ્મણોનો મિશ્રવર્ણાશ્રમભાવ આશ્ચર્યકારક લાગે છે. આપણો પ્રદેશ દ્રવ્યપ્રધાન પ્રદેશ છે; આપણી સંસ્કારિતા અર્થપ્રધાન સંસ્કારિતા છે; આપણો સમાજ દ્રવ્યલક્ષી સમાજ છે; તેથી આપણો બ્રહ્મ સમાજ પણ તે જાતની સંસ્કારિતાથી રંગાઇ ગયો છે. ગૂજરાતે હિંદમાં ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યું નહીં તો ગૂજરાતે હિંદને બહુ ધર્મ પણ બોધ્યો નથી, એચાર અપવાદો સિવાય. બિહારે ગૌતમ અને મહાવીર આપ્યા; બંગાળે ગૌરાંગને આપ્યા; તેલંગણે વલ્લભાચાર્યને આપ્યા; મલબારે શંકરને આપ્યા; પંજાબે કબીરને અને નાનકને આપ્યા; મહારાષ્ટ્રે રામદાસને અને તુકારામને આપ્યા; પણ ગૂજરાતે એવા વિરલ ધર્મસમ્રાટોને કે ભક્ત સમ્રાટોને આપ્યા નથી. ગૂજરાતી બ્રાહ્મણોએ ધર્મ બોધ્યો છે, તેનું સંરક્ષણ કર્યું છે, તેનું સમર્થન કર્યું છે. પણ તેમાંથી ભારતવર્ષીય સાહિત્યસમ્રાટો થઇ શકયા નથી. જૈનોએ એ ખોટ કાંઇક

દયાનંદ સરસ્વતી

અંશે પૂરી પાડી છે. પણ તેમણે શ્રી. હેમચંદ્રાચાર્યને કલિકાલસર્વજ્ઞ કહીને ગૂજરાતની અધૂરી વિદ્યારસિકતાને અજાણતાં જાહેર કરી દીધી છે. ટૂંકામાં, ગૂજરાતી બ્રાહ્મણ સમાજ વિદ્યાવ્યાસંગી રહ્યો હશે; પણ તે સાથે દ્રવ્યનો ઉપાસક પણ થઈ ગયો છે.

## ઓછુંઅધૂરું વિદ્યાસેવન

પરિણામે ગૂજરાતી વિદ્યાસેવકવર્ગ ભૂખ્યોદુઃખ્યો રહ્યો નથી, તો ગૂજરાતમાં વિદ્વત્તાની ખાતર વિદ્યાનું સેવન સોલંકીયુગ સિવાય મોટા પ્રમાણમાં થયું નથી. એ ઉણપ હજુ સુધી પણ આપણને સાલતી આવે છે. ગૂજરાતનું સંસ્કૃતનું જ્ઞાન મહારાષ્ટ્રના તે જ્ઞાનની અપેક્ષાએ હીણું ગણાય છે. ગૂજરાતની શિક્ષણસંસ્થાઓમાં મહારાષ્ટ્રની શિક્ષણ-સંસ્થાઓના જેવો આત્મભોગ કે આત્મલક્ષ જોવામાં આવતું નથી અને ગૂજરાતવિદ્યાપિઠ જેવી સંસ્થામાં પણ ગૂજરાત જોઈએ તેવી વિદ્યાશક્તિ બતાવી શક્યું નથી.

આ આપણી સંસ્કારિતાની મોટી અને ગંભીર ન્યૂનતા કહેવાય. જે સમાજમાં વિદ્યા ખાતર વિદ્યાનું સેવન વિદ્યારસિક તરફથી નથી કરવામાં આવતું તે સમાજનો આત્મિક અભ્યુદય અધૂરો રહે છે અને તેટલે અંશે તેનું જીવન જડ, લક્ષ્યરહિત, અને એકાંગી રહે છે. ગૂજરાતીઓએ આ ન્યૂનતાનો દોષ એકદમ દૂર કરવો ઘટે છે.

ગૂજરાતમાં બ્રાહ્મણ બળ ઓછું હોવાથી આપણા લોકોમાં ધર્મનું ખુની ઝનુન ઘણું ઓછું જોવામાં આવે છે અને ધર્મભાવનામાં સહિષ્ણુતાનો ગુણ વધારે જોવામાં આવે છે.

## ગૂજરાતની દ્રવ્યલક્ષિતા

આપણી સંસ્કારિતા આટલી અજુગતી ક્ષાત્ર છે તે આપણે ભૂલી ગયા છીએ. તેનું એક ખાસ કારણ છે અને તે પણ આપણી

સંસ્કારિતામાં જ રહેલું છે. આપણા ઉપર આક્ષેપ મૂકાય છે કે આપણે તો દ્રવ્યલક્ષી છીએ, દ્રવ્યલક્ષી લોકો રાજકારણમાં વળી શું સમજે? આપણે આ આરોપને જૂઠો ઠરાવવા યત્ન કરીએ છીએ કે અમારે ત્યાં પણ ક્ષાત્ર ધર્મ અવતર્યો છે. એક રીતે આપણે માટે પ્રતિપક્ષ સામે બચાવ કરવાની જરુર નથી. આપણે દ્રવ્યલક્ષી હતા, છીએ અને દ્રવ્યલક્ષી રહીશું. દ્રવ્યલક્ષી રહેવામાં પાપ નથી, અધર્મ નથી, તેમ તેમાં નબળાઇ નથી. ઈંગ્લાંડની, હોલાંડની, પોર્ચુગલની, જાપાનની, અને અમેરિકાની દ્રવ્યલક્ષી પ્રજાઓ ચક્રવર્તી પ્રજાઓ થઇ છે; કાર્થેજનું બંદર એક વાર આફ્રિકા, સ્પેઇન અને સિસિલિ ઉપર રાજ્ય ચલાવતું અને વેપારી પણિકો–ફિનિશિઅનો મોટા રાજદંડધારીઓ હતા. અત્યારે તો દરેક રાષ્ટ્ર અને દરેક પ્રજા દ્રવ્યલક્ષી બની ગયાં છે. દ્રવ્યલક્ષી દેશની પ્રજા સ્વતંત્ર રહે છે, તેમ પરતંત્ર પણ બને છે અને દ્રવ્યલક્ષી તમામ પ્રજાઓ ક્ષાત્ર ધર્મ વિસરી જાય છે તે કહેવામાં ભૂલ થાય છે. દુર્ભાગ્યે આપણા દેશના વર્ણાશ્રમધર્મની પરંપરાથી તમામ દ્રવ્યલક્ષી પ્રજા પુરાતન કાળમાં ક્ષાત્ર ધર્મ ધારી શકી નહી. ગૂજરાતના દ્રવ્યલક્ષિત્વથી તેનાં બંદરો ઉપર ઘણી વાર પરદેશી હકુમત રહી છે, તો તે જ લક્ષણથી તેનો આંતર પ્રદેશ જુલમી અધિકારથી બચી ગયો છે. બીજું, ગૂજરાતના દ્રવ્યલક્ષિત્વની છાપ રાષ્ટ્રતંત્ર ઉપર ખાસ પડી છે તે ભૂલી જવાય છે. જેમ અત્યારે મોટાં મોટાં રાષ્ટ્રોનો વ્યવહાર બૅંકો ઉપર અને કરોડાધિપતિઓ ઉપર નભે છે તેમ ગૂજરાતનાં રાજ્યોનો વ્યવહાર તેના મોટામોટા વેપારીઓ ઉપર નભતો હતો અને ગૂજરાતના ઇતિહાસના એક સમયમાં તો આ વેપારીઓ રાજદંડ પણ ધારતા હતા. ગૂજરાત કાઠિઆવાડ વેપારીઓના પ્રદેશો છે. તે વેપારીઓ પોતાનાં મહાજનો દ્વારા તમામ વ્યવહાર કરે છે. એ મહાજનોની વગ ગૂજરાત કાઠિઆવાડના ઇતિહાસમાં હરહંમેશ સારી રીતે રહી છે. એ મહા-

જનોએ ગૂજરાતના ચાવડાઓને ગાદી પાછી અપાવી, તો તેમણે ગૂજરાતના સોલંકીઓને ચક્રવર્તી પદ આપ્યું. ગૂજરાત જ્યારે દિલ્હીને વશ થયું ત્યારે તેમણે પોતાની વગથી મુસ્લીમ સત્તાના ઝનુનનો ત્રાસ ઓછો કર્યો તેટલું જ નહીં પણ ગૂજરાતમાં વસવા આવતા મુસલમાનોને તેમણે પોતાના જેવા વેપારીઓ બનાવી દીધા. એ મહાજનોમાં જૈન સંપ્રદાયની વગ ઘણી સારી હતી. તેથી તેમના ધર્માચાર્યોએ દિલ્હીમાં પોતાની વગ સ્થાપી અને તેમના ભલભલા શેઠીઆઓએ સુલતાનને, પાદશાહને, અને તેમના અમલદારોને પોતાને વશ કર્યા. અલાઉદ્દીનના સરદાર અલપખાંનો માનીતો સમરશાહ, મહમુદ તઘલખના અને ફિરોઝ તઘલખના માનીતા જૈન મુનિ જિનપ્રભસૂરિ, હીરવિજયસૂરિ, ભાનુચંદ્ર ઉપાધ્યાય અને શાંતિશ્ચંદ્ર, એમનું બનેલું અકબરનું માનીતું જૈનમુનિવૃન્દ, એ આ બાબતની સાક્ષી પૂરે છે. આ મહાજનોએ અને તેમના ધર્મગુરુઓએ મોટા મોટા સુલતાનોને અને પાદશાહોને અને તેમના સુબાઓને દાબમાં રાખ્યા હતા, તો તેમણે ખુદ ગૂજરાત કાઠિઆવાડમાં નાના મોટા રાજવંશોને પણ પોતાના કબજામાં રાખ્યા હતા.

એ જ મહાજનમંડળ અત્યારે તેનું કર્તવ્ય જુદી રીતે કરી રહ્યું છે. તે જ મહાજનોના વારસો મુંબઈમાં સ્વરાજ્યની લડતને ટકાવી રહ્યા છે. મુંબઈ શહેરની સ્વતંત્રતા, સહૃદયતા, તેની ઉદારતા અને તેની સહિષ્ણુતા આ મહાજનમંડળોને આભારી છે. તે મહાજનમંડળમાં ગૂજરાતી, કચ્છી અને કાઠિઆવાડીઓ છે તે તો અહી કહેવાની જરુર નથી. તમારા પોતાના શહેરમાં, વડોદરામાં અને બીજાં શહેરોમાં મહાજનમંડળો એ જ કર્તવ્ય કરી રહ્યાં છે. ટૂંકામાં ગૂજરાત કાઠિઆવાડના રાજવ્યવહારમાં, તેના સમાજના જીવનમાં, તેની સંસ્કારિતામાં મહાજનમંડળ અને નગરશેઠ અગત્યનું સ્થાન ધરાવે છે. વર્તમાન રાજકારણમાં રાષ્ટ્ર અને વેપાર એ બે વચ્ચે નિકટ સંબંધ

છે અને રાષ્ટ્રચાલકો અને વેપારીઓ એક રથનાં બે પૈડાં સમાન છે. ગૂજરાત તો તે કામ જૂના કાળથી કરતું આવ્યું છે. હું તો એ જ ઇચ્છું છું કે આપણે વિશેષ દ્રવ્યલક્ષી થઇએ, આપણે રાજકારણમાં અને સંસ્કારિત્વમાં તે દ્રવ્યલક્ષિત્વની છાપ વધુ પાડીએ, અને એ દ્રવ્યલક્ષિત્વને ધર્મ્ય બનાવી રાજકારણને પણ આપણે ધર્મ્ય બનાવીએ.

ભવિષ્યમાં દ્રવ્યલક્ષી પ્રજા માટે સકળ હિંદરાષ્ટ્રના વ્યવહારમાં ઊંચું સ્થાન રહેશે. ગૂજરાત દ્રવ્યલક્ષી છે તેથી દ્રવ્યના વિષયને તે સારી રીતે સમજે છે અને તે સમજ પ્રમાણે તે ભવિષ્યનું રાજ્યતંત્ર ઘડી શકશે. આપણા એ દ્રવ્યલક્ષી વ્યવહારથી દેશના દ્રવ્યનું શાસ્ત્ર એટલે અર્થશાસ્ત્ર વધારે સ્પષ્ટ, વ્યવસ્થિત અને શાસ્ત્રીય બનશે અને તેનો લાભ આપણે બીજા પ્રાંતોની પ્રજાને પણ આપી શકીશું. વળી ભારતવર્ષના દેશાવરના વેપાર માટે આપણે ભવિષ્યમાં જુદાંજુદાં રાષ્ટ્રો સાથે જુદાજુદા કરારો કરવા પડશે અને તેમાં પણ આપણે આ આપણા પુરાણા દ્રવ્યલક્ષિત્વના અનુભવને હિન્દ માટે ઉપયોગી બનાવી શકીશું. એ જ કાર્ય માટે આપણી ભવિષ્યની સરકારને જુદાજુદા દેશોમાં પ્રતિનિધિઓ રોકવા પડશે. તે પ્રતિનિધિઓ વેપારીઓ હશે તો તેઓ દેશાવરના વેપારને વધારશે, અને તેમનો સંબંધ સારો કરશે. તેવે વખતે દેશને ગૂજરાતના દ્રવ્યલક્ષી લોકોની જરુર પડશે.

ખરું તો એ છે કે આપણી દ્રવ્યલક્ષી સંસ્કારિતાથી આપણે આપણો ક્ષાત્ર ધર્મ વિસરી ગયા નથી. પણ તેને આપણે ધર્મ્ય અને કોમળ બનાવ્યો છે. કેટલીક વાર આ ધર્મ્ય અને કોમળ ક્ષાત્ર ભાવ તરફ લોકો હસે છે. પણ નીતિશાસ્ત્રનાં મૂળ સૂત્રો હવે ફરતાં જાય છે અને તે સાથે જ તે ભાવમાં પણ ફેરફાર થતો જાય છે. દ્રવ્યલક્ષી લોકો નિરર્થક ક્લેશ વિરુદ્ધ હોય છે; તેઓ મતભેદને લંબાવતા નથી અને તકરારનો તોડ એકદમ કાઢે છે. તેઓ માનસ

સ્વભાવના સૂક્ષ્મ અભ્યાસીઓ હોય છે અને તેમને તોડ કાઢતાં આવડે છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે મતભેદ થતાં હવે યુદ્ધ કરવાને બદલે તોડ કઢાય છે અને રાષ્ટ્રો ઘણા આકરા અનુભવ પછી શીખી શક્યાં છે કે તોડ કાઢી સુલેહ જાળવવામાં જેટલો લાભ છે તેટલો લાભ લડાઇ કરી સામા પક્ષ પાસેથી વેપારના અને જમીનના લાભો મેળવવામાં નથી. અત્યારે યૂરોપમાં ગમે તેમ હોય, પણ વીસમી સદીના ત્રીજા દશકને અંતે આવનારા આંતરરાષ્ટ્રીય વ્યવહારના યુગમાં આપણા આ દ્રવ્યલક્ષી અને આર્દ્ર ક્ષત્રિય સ્વભાવને ઘણું ઉપયોગી સ્થાન મળશે તે ચોક્કસ છે.

## ક્ષાત્ર ધર્મનો અભાવ?

મને આ વિષય પરત્વે એટલું ઉમેરવા દો કે ગૂજરાતમાં ક્ષાત્ર ધર્મના અભાવ ઉપર તો હમણાં જ હાંસી થયાં કરે છે: પણ ગૂજરાતના જૂના ઇતિહાસના યુગમાં એવી હાંસી થતી નહીં એટલું જ નહીં પણ તેના પરાક્રમ માટે, તેના ક્ષાત્ર તેજ માટે, તેના સામા પક્ષને તાબે નહીં થવાના દુરાગ્રહ માટે તેના જ શત્રુપક્ષના અમલદારો અને લેખકો વખોડતા. ગૂજરાતના ફારસી ઇતિહાસ મીરાતએઅહમદાઈમાં ગૂજરાત કાઠિઆવાડ દેશને ખાસ બેલ એટલે લશ્કરની ભરતી કરવા માટે ખાસ પ્રદેશ કહેવામાં આવ્યો છે. જો હું એમ કહું કે ગૂજરાતના દક્ષિણ ભાગના હાલના સુરત જિલ્લાના સહવાસથી આખા ગૂજરાતને તેની કોમળતાનો આરોપી કરવામાં આવ્યો છે તો મને ખોટો પાડવામાં નહી આવે.

## નાતોના એકડાઓ

ગૂજરાતકાઠિઆવાડનાં સુવ્યવસ્થિત અને સંપીલાં મહાજનોએ તેમની સંસ્કારિતા ઉપર જે સારી છાપ બેસાડી છે તે મેં ઉપર કહ્યું. તેથી તે સંસ્થાઓ તદ્દન નિર્દોષ છે એમ સમજવાનું નથી.

એ મંડળોએ અથવા એ મંડળોને જન્મ આપનાર જુદા જુદા ધંધાઓએ અને જુદી જુદી નાતોએ આપણી સંસ્કારિતાને ટકાવી રાખી છે અને તે સંસ્કારિતાને પરવશ થવા દીધી નથી તો તે જ સાથે એક દૃષ્ટિએ એ તમામ સંસ્થાઓ ગૂજરાતના અને કાઠિઆવાડના સમાજના એકીકરણ સામે પણ વર્તે છે. આપણા પ્રાંતમાં જેટલી નાતો અને જેટલાં મહાજનો હશે તેટલી નાતો અને તેટલાં મહાજનો બીજે ક્યાંય પણ નહી હોય. બીજે સ્થળે નાતો ધંધાવાર બંધાઇ છે. ત્યાં નાતો મોટી રહી શકી છે. પણ ગૂજરાતમાં તો નાતો માત્ર ધંધાવાર જ બંધાઇ નથી; તે નાતો શહેરોવાર, ગામડાંવાર, તાલુકાઓવાર, અમુક પ્રદેશવાર બંધાઈ ગઈ છે અને તેમાં પણ અનેક તડો પેસી ગયાં છે. પૂર્વે આ નાતોએ સારું કામ કર્યું હશે: પણ અત્યારે તેમનું જરા પણ પ્રયોજન નથી. મને લાગે છે કે આટલાં આટલાં વર્ષોના તેમની સામેના વિરોધ છતાં તે સંસ્થાઓ ટકી રહી છે તે આપણા સુધારકોની, નાતનાં માણસોની, અને શિક્ષિત લોકોની નબળાઇ સૂચવે છે. એ નાતોનું એકીકરણ કરવાની ખાસ જરુર છે. જે પ્રજા પરદેશી સરકારને નમાવી શકે છે તે પ્રથમ પોતાના આંતર રોગના નિવારણમાં કેમ બેદરકારી બતાવે છે તે સમજાતું નથી. મને લાગે છે કે આ બાબતમાં આપણે નાતનો *En masse* સામુદાયિક તિરસ્કાર કરવો જોઇએ. જ્યાં શિક્ષણ એકસરખું થઇ ગયું છે, જ્યાં આચારવિચાર એકસરખા થઈ ગયા છે, જ્યાં વર્ણાશ્રમધર્મ જેવું કાંઈ રહ્યું નથી અને જ્યાં નાની નાતોથી લગ્નના વ્યવહારમાં અનેક જાતની અયોગ્ય અને પ્રજનનશાસ્ત્ર Eugenicsની વિરુદ્ધ રુઢિઓ સાચવવી પડે છે ત્યાં નાતો સદંતર નીકળી જવી જોઇએ. ગૂજરાતકાઠિઆવાડના એકીકરણમાં અને હિંદરાષ્ટ્રના ગૂજરાત સાથેના સંબંધમાં આ નાતની સંસ્થા આપણને ચોકકસ વિઘ્નકર નીવડવાની. વળી અત્યારે આપણા રાજકારણમાં ધર્મભેદને

અને જાતિભેદને સ્વરાજ્ય વિરુદ્ધ સ્થાન મળે છે તે જોતાં આ નાતોનો ગૂજરાતની પ્રજાએ તુરત તિરસ્કાર કરવો જોઇએ. આ એકડાઓનો તો હવે નાશ જ થવો જોઇએ. કોઇપણ નાતમાંથી માત્ર થોડાએક જણા બહાર જઈ સુધારો કરે એ ઇચ્છવા જોગ નથી. તે તો સુધારકોની નવી નાત કરવા જેવું થાય છે.

## ગૂજરાતનો મધ્યમ વર્ગ

ગૂજરાતના દ્રવ્યલક્ષી સ્વભાવનું બીજું પરિણામ હવે હું લઉં. કાઠિઆવાડગૂજરાત વાણિજ્યપ્રધાન પ્રદેશો છે એટલે એ પ્રદેશોમાં આર્થિક સમાનતા વિશેષ હોઇ શકે એમ માનવામાં આવે છે; પણ એ લક્ષણ બીજી રીતે મૂકાવું જોઇએ. ગૂજરાતમાં દરિદ્રતા છે જ. એવો કયો દેશ છે, જ્યાં દરિદ્રતા નથી ? પણ ગૂજરાતની દરિદ્રતા દેશના બીજા ભાગોની અપેક્ષાએ ઓછી છે. આપણે ત્યાં કરોડાધિપતિઓ છે, તો ભૂખે મરતા દરિદ્રનારાયણો પણ છે. પણ આપણા સમાજમાં મધ્યમ વર્ગનો ભાગ બીજા પ્રદેશના સમાજની અપેક્ષાએ ઘણો મોટો છે. તેથી આપણો સમાજ સ્વાશ્રયી છે, આપકમાઉ છે, ગરીબીથી અસંતોષી અને શરમાઉ છે. યૂરોપમાં તો આ યુગમાં ગરીબાઇને ખાસ અધિકારો આપવામાં આવે છે. પણ ખરો ગૂજરાતી તો પોતાને ગરીબ કહેવરાવતાં શરમાશે અને બનતા સૂધી તે હાથ લાંબો નહીં કરે.

આપણા સમાજના આ ગુણથી આપણું સંસ્કારિત્વ બીજાની અપેક્ષાએ ઊંચું રહી શક્યું છે. આપણા સમાજની સામે થવાની તેમ જ બચાવ કરવાની શક્તિ ખાસ લાક્ષણિક કહી શકાય. ગવર્મેંટ ઑફ઼ ઇન્ડિઆના સાયમન કમિશનના રિપોર્ટ ઉપરના નિવેદનમાં ગૂજરાતની આ સમર્થતાને ખાસ મૂકવામાં આવી છે. પરિણામે આપણે પરદેશી સત્તા સામે ઘણા લાંબા કાળ સુધી ઝઝુમી શક્યા

છીએ. શોકની વાત છે કે મહારાષ્ટ્રનો ઔરંગઝેબ સામેનો ત્રીસ વર્ષનો દારુણ સંગ્રામ દરેક નિશાળીઓ થોડો ઘણો જાણે છે : પણ ગૂજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહનો પાદશાહ અકબર સામેનો ત્રીસ વર્ષોનો સતત સંગ્રામ પ્રોફેસરો પણ જાણતા નથી ! તે જ લક્ષણનો અનુભવ આપણને ગયે વર્ષે જ થયો. ગૂજરાતી વેપારી અને ગૂજરાતી ખેડુત મહાજનમંડળની આજ્ઞા મુજબ વર્તી શકે છે, તેમ તે બંને પોતાની સારી આર્થિક સ્થિતિથી સરકાર સામે પણ લડી શકે છે તે આપણે જોઇ શકયા. હિંદના બીજા પ્રદેશનો વેપારી કે ખેડુત એટલે સુધી ટકી શકયો હોત કે નહીં તે સવાલની બાબત છે.

આપણા સમાજની આ વિલક્ષણતાનું આપણા રાજકારણ ઉપર ભવિષ્યમાં ખાસ પરિણામ આવશે. જે દેશમાં મધ્યમ વર્ગ સમજુ હોય છે, ભણેલો હોય છે, વધુ સંખ્યામાં હોય છે, અને સાધનસંપન્ન હોય છે તે દેશમાં પ્રજાતંત્ર Democracy નો પ્રયોગ ખાસ સફળ થાય છે. આપણા આર્થિક વ્યવહારમાં આપણે જૂના કાળથી મહાજનમંડળનું તંત્ર ઊઠાવતા હતા; હવે આપણે પ્રજાતંત્રનો સ્વાદ લેવા માંડયો છે; મને ચોક્કસ લાગે છે કે હિંદનો કોઇ પણ પ્રદેશ જો આ પ્રયોગ માટે ખાસ યોગ્ય ભૂમિકાનું પ્રયોજન સારતો હોય તો તે ગૂજરાતનો દેશ છે.

પ્રજાતંત્રમાં શિક્ષિત અને સમજુ મધ્યમ વર્ગની માત્ર જરુર નથી : તેમાં સહનશીલતા, પારકાના મત પ્રત્યે માન, અને અહિંસક વૃત્તિની પણ જરુર છે. ગૂજરાતની સંસ્કારિતામાં તો તે ખાસ છે.

## ગૂજરાતનો અસ્પર્શવાદ

આ જ કારણથી આપણે ત્યાં મહારાષ્ટ્રમાં કે દક્ષિણમાં છે તેવો બ્રાહ્મણ, બ્રાહ્મણેતર, જેવો પ્રશ્ન નથી; અલબત્ત, આપણે ત્યાં તેના કરતાં પણ વિશેષ કઢંગો પ્રશ્ન છે. ત્યાં તો બ્રાહ્મણ, અબ્રાહ્મણ,

દેશસ્થ, કોંકણસ્થ, એવા ભેદો છે, જે ભેદો મોટા મોટા જનસમૂહોના ભેદો છે. પણ આપણે ત્યાં તેથી ઉલટું છે. આપણે ત્યાં નાની નાની નાતના ભેદો છે અને ઉપરાંત જાતિના ભેદો છે. આપણો રાષ્ટ્રભાવ તે કારણોથી બીજા વિભાગોના રાષ્ટ્રભાવ કરતાં એક દષ્ટિએ વધારે સંકુચિત બને છે. આ બાબત હું હમણાં જ કહી ગયો.

છતાં આપણા બ્રાહ્મણો વ્યવહારે એકદમ વર્ણાશ્રમવાદી નહીં હોવાથી અને તેમનું લક્ષ પણ દ્રવ્ય તરફ ગયેલું હોવાથી આપણે ત્યાં સ્પર્શાસ્પર્શવાદ મહારાષ્ટ્રના જેવો ઊંડો અથવા દક્ષિણ દેશના જેવો તુચ્છકારથી ભરેલો નથી. આપણે ત્યાં દલિત વર્ગોની સંખ્યા ઘણી ઓછી છે, એટલું જ નહીં, આપણા સમાજની તે વર્ગ તરફની વૃત્તિ દક્ષિણની અપેક્ષાએ વધારે સમજુ, વ્યાવહારિક, કોમળ, અને ઓછી ધિક્કારપાત્ર છે. આપણી સંસ્કારિતાના આ ગુણ માટે આપણે આપણા ઉત્તર દેશ સાથેના સંબંધનો અને ઈસ્લામનો, જૈનોનો, સ્વામિનારાયણપંથનો, અને છેવટે ખ્રિસ્તી પંથનો પાડ માનવો જોઈએ.

## ભીલો. રાનીપરજ. કાળીપરજ. પારસીઓ.

મેં ઉપર આપણી કેટલીક જાતિઓ વિષે કાંઈક કાંઈક કહ્યું, હવે હું આપણા સમાજના ખાસ વિભાગ ઉપર આવું. આ વિભાગમાં આપણા દેશના ભીલોને અને રાનીપરજના અને કાળીપરજના લોકોને હું ગણાવીશ. તે લોકો ગૂજરાતના અસલ વતનીઓ છે. તેઓ ક્યાંય બહારથી આવ્યા નથી. રાનીપરજ અને કાળીપરજ ભાગ આપણા ઇતિહાસના કેટલાક વખત માટે મહારાષ્ટ્રને તાબે આવી ગયો હતો. તેથી આપણી સંસ્કારિતા કેટલાક વખત માટે તો તેટલે સૂધી પહોંચી શકી નહોતી. ગૂજરાતની હદ સુરતની પેલી પાર સોલંકી અને મુસલમાની અમલમાં ગઈ હતી, તે પહેલાં નહીં. તે વખતમાં લાટ પ્રદેશનો તમામ ભાગ અને તે ઉપરાંત અત્યારે થાણા જિલ્લામાં

આવતો વસઇ અને મુંબઈના ટાપુનો પ્રદેશ તે રિસાયતમાં આવી ગયો હતો. તે પછી મોગલ સમયમાં ગૂજરાતના સુબાના અમલ નીચે આખા સુરત જિલ્લાનો મુલક આવી જતો હતો તેથી તે દિશા તરફ આપણી સંસ્કારિતા પહોંચી ગઇ હતી. પણ એ સંસ્કારિતાનો વિસ્તાર વધી શક્યો નહોતો. તેમાં પારસીઓ રહેતા હોવાથી તે સંસ્કારિતામાં બીજો ગુણ ભળ્યો હતો, જે ગુણને ગૂજરાતી સંસ્કારિતાએ વધાવી લીધો છે, સાંખી લીધો છે, સંરક્ષ્યો છે અને ઉત્તેજ્યો પણ છે. આપણે તો પારસીઓને હિંદુઓ જ ટેવ્યા છે.

છતાં હમણાં સુધી આપણી સંસ્કારિતાએ ભીલોને, કાળીપરજોને અને રાનીપરજોને અવગણ્યા હતા. ઉત્તરથી વસેલા બ્રાહ્મણોએ તે તરફ બહુ નજર કરી નહોતી. તેમના વખતમાં તે પ્રદેશ ગૂજરાતી હતો પણ નહી. તે જ કારણસર જૈનોએ તે પ્રદેશને અવગણ્યો હતો; સ્વામિનારાયણે તે તરફ ધ્યાન આપ્યું નહી; મુસ્લીમોએ ત્યાં દૃષ્ટિ કરી; પણ ગૂજરાતના બીજા પ્રદેશોમાં તેઓ જેવું કાર્ય કરી શક્યા તેવું કાર્ય તેઓ આ રાનીપરજમાં કરી શક્યા નહી; જો કે અજમેરના ચિશ્તી સંપ્રદાયના માંગરોળવાળા પીર મોટામીયાંના વડવાઓ જેવા મુસ્લીમ ફકીરો અને ઓલીઆઓ આ રાનીપરજમાં હિંદુમુસ્લીમ એકતાનો અને મુસ્લીમ સંસ્કૃતિ ઉપર આસ્થા રાખવાનો ઉપદેશ આપી ગયા છે. પણ રાનીપરજ અત્યાર સુધી રાનીપરજ રહી હતી. તેણે કોઈ સંસ્કારોને પૂરેપૂરા અપનાવ્યા નથી. ખ્રિસ્તી પાદરીઓએ પણ ત્યાં ઝાઝો વાસ કર્યો નહીં. પરિણામે ગૂજરાતનો આ સમાજ ગૂજરાતી સંસ્કારિતાથી અલગ રહી ગયો હતો. પણ વીસમી સદીમાં એ ઉદાસીનતા ક્યાં સુધી ચાલી શકે? દારુનિષેધની પ્રવૃત્તિએ એ પ્રદેશોને પોતાની સંભાળ નીચે મૂક્યા અને ગાંધીજીએ અને વલ્લભભાઇએ તે લોકોને પોતાના ધ્યેયમાં

કેળવ્યા. અત્યારે એ સમાજ ખરો ગૂજરાતી સમાજ બની ગયો છે. જે કાર્ય બ્રાહ્મણોએ, જૈનોએ, મુસ્લીમોએ, ઉદ્ધવસંપ્રદાયે, ખ્રિસ્તીઓએ ન કર્યું તે કાર્ય નરસિંહ મ્હેતાના "વૈષ્ણવ જન તો તેને કહીએ" એ પદની પ્રાર્થના ગાતા ગૂજરાતનાં "ઇકોતેર કુળ"ને તારનાર વીસમી સદીના અવનવા વૈષ્ણવ "નરસૈયા"ના સ્વામી મોહનના દાસ મોહનદાસે અને ખેડા જિલ્લાના ખેડૂત સરદારે કરી બતાવ્યું. એ કાર્યથી ગૂજરાતની સંસ્કારિતાની વ્યાપકતા તેની જુદી જુદી પ્રજાઓ પરત્વે લગભગ પરિપૂર્ણતાએ પહોંચી શકી છે, તે પ્રદેશ હિન્દના ધ્યેયની લડતમાં પુણ્ય ભૂમિ જેવો થઈ રહ્યો છે અને તેનો એક વાળ વાંકો થાય તો તે સહન થઇ શકશે નહીં એ ઘોષણા આખા હિન્દે અનેક વાર કરી છે. રાનીપરજના ગૂજરાતી સંસ્કરણમાં મર્હુમ મહારાજા સયાજીરાવ ગાયકવાડની સેવા એટલી જ સુંદર હતી. વિચાર કરો. ગૂજરાતમાં નાગ લોકો હતા; ગૂજરાતમાં રાષ્ટ્રકૂટો હતા; ચાલુક્યો હતા. પણ રાષ્ટ્રકૂટોએ અને ચાલુક્યોએ ડાંગનાં જંગલોમાં અને રાનીપરજના આછી વસતિવાળા પ્રદેશમાં મંદિરો વસાવ્યાં નહીં, લોકભાષામાં ફેરફાર કર્યો નહી, ખેતીને ઉજાળી નહીં, વેપારઉદ્યોગોને વિકસાવ્યા નહીં. મહારાજા સયાજીરાવ ગાયકવાડ દક્ષિણવંશી હતા. તેમનો ઉચ્ચગ્રાહ સર્વવ્યાપી હતો. તેમણે કાળીપરજને રાનીપરજ તરીકે સંબોધવાનો ચાલ શરુ કર્યો, ત્યાં શિક્ષણસંસ્થાઓ અને સહકારી મંડળીઓ સ્થાપી અને તે ઉચ્ચ આદર્શને વ્યવહારમાં મૂકવા પોતાના અમલદારોને ઉત્સાહમંત્ર આપ્યો. ગાંધીજીની સંસ્થાઓએ એનો ઉપયોગ કર્યો.

ગૂજરાતી સંસ્કારિતા અત્યારે તો લાટપ્રદેશની યે પેલે પાર જઇ ચૂકી છે. તે સંસ્કારિતામાં અત્યારે ધરમપુરનું સંસ્થાન આવી જાય

છે, તો તેમાં મુંબઈ શહેર, અને ખાસ કરીને મુંબઇશહેરનાં ઘણાં પરાં સમાઇ જાય છે અને દક્ષિણમાં તો તે સંસ્કારિતા ઠેઠ પૂના કૅંપ સૂધી પહોંચી ગઈ છે.

## મુસ્લીમો

આ સંસ્કારિતામાં મેં પારસી ગુણનો ઉલ્લેખ હમણાં જ કર્યો હતો. તેમાં મુસ્લીમોની મેં અવગણના કરી છે એવું હું કહેવ-રાવવા બીલકુલ ઇચ્છતો નથી. હિન્દુઓ માફક ગૂજરાતી મુસ્લીમોની સંસ્કારિતા પણ ઉત્તરલક્ષી રહી છે; તેઓ દ્રવ્યલક્ષી બની ગયા છે; તેમનામાં યે ક્યાંક ક્યાંક હિન્દુઓ જેવા વિભાગો પડી ગયા છે: તેઓ પણ બૃહદ્‌ગૂજરાતી થઇ ગયા છે; તેમણે ય ધર્મગુરુઓની જોહુકુમીથી સ્વતંત્ર રહેવા પ્રયત્નો કર્યા છે. હમણાં હમણાં તેઓ પોતાના વતનની સંસ્કૃતિથી એકદમ નોખા પડવા ઇચ્છતા થયા છે, જે બીલકુલ ઇચ્છવાજોગ નથી. ઉપાય હું પછી દર્શાવીશ.

## ગૂજરાતી ભૂગોળ અને સંસ્કારિતા

કહે છે કે History is a time-line: Geography is a space-circle. દરેક દેશના સંસ્કારિત્વનું ઘડતર તેની ભૂગોળ ઉપર અવલંબી રહે છે અને પગલે પગલે તેને ભૂગોળજનિત પરિસ્થિતિઓની ગણતરી કરવી પડે છે. પણ ભૂગોળથી માત્ર સંસ્કા-રિતાનું ઘડતર નક્કી થઈ શકતું નથી. સંસ્કારિતા એ આત્મિક, વ્યક્તિગત અને સામાજિક ગુણ છે. તેથી સમાજ પોતાના વતનની ભૂગોળને પોતાના હિત પ્રમાણે ઇરાદાપૂર્વક ફેરવી શકે છે અને ભૂગો-ળની અનેક પરિસ્થિતિઓમાંથી પોતાને અનુકૂળ જ પરિસ્થિતિઓ હોય તેને ગ્રહણ કરી લે છે અને બીજીને છોડી દે છે અથવા તેમના ગુણોમાં યોગ્ય ફેરફારો કરે છે. કોઇ પણ સમાજ આવો ફેરફાર ત્યારે જ કરી શકે, જ્યારે તેનામાં સંસ્કારિતા આવી હોય. ગ્રેટબ્રિટન

અને સિસિલિ, બંને ટાપુઓ છે; પણ ઇંગ્લંડ અત્યારે મોટી રીયાસત છે, ત્યારે સિસિલિ માત્ર ઇટાલિનો તાબેદાર પ્રદેશ છે. જાપાન અને ગ્રેટબ્રિટન બંને ટાપુઓ છે; પણ જાપાન હમણાં સુધી નાનું અને હિસાબ વગરનું રાજ્ય હતું, જ્યારે ઇંગ્લંડ બસો વર્ષો થયાં મોટાં રાજ્યોમાં આવે છે. હિંદુસ્તાનનાં મૌર્ય, ગુપ્ત, હર્ષયુગી અને સુલતાની તથા મોગલશાહી સામ્રાજ્યો એશિઆમાં અને યૂરોપમાં પ્રથમ પંક્તિનાં સામ્રાજ્યો ગણાતાં; તે જ દેશ અત્યારે ઇંગ્લંડ જેવા નાના દેશની તાબેદારી ભોગવી રહ્યો છે. એ જ દેશ છે, એ જ ભૂમિ છે, એ જ પર્વતો અને નદીઓ છે, એ જ પ્રજાઓ અને ધર્મો છે; પણ કેટલાંક કારણોથી એક વાર તે પરિસ્થિતિઓથી આપણે દુનિઆની પ્રજાઓમાં સર્વશ્રેષ્ઠ ગણાતા. અત્યારે તેની તે જ પરિસ્થિતિઓ કાયમ છે, છતાં આપણે દુનિઆની પ્રજાઓમાં કનિષ્ઠ પ્રજા ગણાઇએ છીએ અને યૂરોપએશિઆમાં ભમતા હિન્દી જનને પોતાના પૂર્વકાળ માટે અભિમાન થાય છે ત્યારે પોતાની વર્તમાન પરાધીનતા માટે નીચું જોવું પડે છે.

આપણી સંસ્કારિતાને પણ આ નિયમ લાગુ પડે છે. આપણી નર્મદા જેવી મોટી નદીઓ આપણને બહુ કામમાં નથી આવી. કાઠિઆવાડમાં આવેલા નાનામોટા ડુંગરોથી તેનું રાજકારણ અતિ સ્થાનિક થઇ ગયું છે. આપણાં બંદરોથી આપણે બૃહદ્‌ગૂજરાત વસાવી શક્યા છીએ. પણ તે જ બંદરો વાટે આપણે આપણી જ નહીં પણ આપણા દેશની પણ સ્વતંત્રતા ખોઈ છે. ગૂજરાતનો બંદરકાંઠો તો ઘણાં વર્ષો થયાં પરાધીન થઇ રહ્યો છે. ગૂજરાતના સુલતાનોએ તેને સ્વતંત્ર કરવા અથાગ મહેનત કરેલી અને યુવાન્ સુલતાન બહાદુરશાહે તો તે માટે પોતાનો જાન સીખે આપેલો. આપણાં સ્થાનિક રાજકારણોથી કાઠિઆવાડના કિનારાનો જોઇએ તેવો વિકાસ વેપાર માટે અને વસવાટ માટે થઇ શકતો નથી. આપણા ભવિષ્યના

રાજકારણમાં આ બાબત ઉપર આપણે પુષ્કળ ધ્યાન આપવું પડશે અને દરિઆકાંઠાની આપણી નબળાઇ આપણે દૂર કરવા પ્રયત્નો કરવા પડશે. દૂર દૂર પોર્ચુગલ દેશથી આવતા કાફલાને ગૂજરાતના સુલતાનો હઠાવી શકતા નહીં અને તે માટે તેમને ઇજિપ્તના અને તુર્કીના સુલ્તાનોની મદદ માંગવી પડતી. ખુદ મોગલ પાદશાહો પાસે પણ સારું દરિઆઇ બળ નહોતું. પરિણામે આપણો આખો બંદરકાંઠો પરદેશી હકુમત નીચે રહ્યો અને એ દ્વારા પ્રરદેશીઓએ દેશના અંદરના ભાગમાં પણ પોતાની હકુમત સ્થાપી. આ આપણી સંસ્કારિતાની મોટી નબળાઈ ગણાય.

આપણો બંદરકાંઠો આટલો ખુલ્લો હોવાથી તે પ્રદેશ ઉપર વસનાર પરદેશીઓ આપણી સંસ્કારિતા ઉપર કાંઇક કાંઇક અસર મૂકતા ગયા છે. પુરાતન કાળમાં આપણાં બંદરો ઉપર અસુરો, રોમનો, અને અરબો વસ્યા હતા. પારસીઓએ તે બંદરો વાટે ગૂજરાતમાં વસવાટ કર્યો. દક્ષિણ ગૂજરાતની સંસ્કારિતામાં પારસીઓનું સ્થાન મહત્વનું છે. તેમનો અને કાળીપરજનો આર્થિક સંબંધ, તેમનું મુંબઇમાં સ્થાન, તેમનો સર્વગ્રાહી સ્વભાવ, તેમની રાજ્ય કરતા કોઇ-ણ સમુદાય સાથે મિત્રભાવે રહેવાની ખાસીઅત, હંમેશાં ધ્યાન રાખવા જેવાં છે. અત્યારે દીવ, દમણ, અને ગોવા ઉપર અને બ્રિટિશ હકુમત પહેલાં વધારે પ્રદેશમાં સત્તા ધરાવતી પોર્ચુગલની સરકારે કાઠિઆવાડના અને દક્ષિણ ગૂજરાતના રાજકારણ ઉપર અને ગૂજરાતી ભાષા ઉપર હંમેશની છાપ મૂકી છે. આ પ્રદેશ બૃહદ્‌ગૂજરાત છે અને એ તરફ આપણી પ્રજાનું હજુ સુધી ધ્યાન પહોંચ્યું નથી તે નવાઇની વાત છે. ગૂજરાતની સંસ્કારિતામાં દીવની અને દમણની ઉપયોગિતા આપણે ભવિષ્યમાં વિશેષ વિચારવી જોઇએ.

આપણી ભૂગોળ અને આપણી સંસ્કારિતાનો સંબંધ વિચારતાં હું આટલેથી અટકીશ.

## વૈદિક, બૌદ્ધ, જૈન અને વૈષ્ણવ સંસ્કારો. ઈસાઈ મત.

આપણા જુદા જુદા સંપ્રદાયોનો આપણા સંસ્કારિત્વ સાથેનો સંબંધ ઉપર હું થોડો થોડો વિચારી ગયો છું. પુરાતન વૈદિક સંસ્કૃતિ ગૂજરાતકાઠિઆવાડમાં પ્રવેશી. ત્યાર પછી જૈન અને બૌદ્ધ સંપ્રદાયો દેશમાં આવ્યા અને તેથી તે સંસ્કૃતિનો ઘાટ ફરી ગયો. તેમાં જૈન સંપ્રદાયે આપેલો નવો ઘાટ તો હજુ સુધી ચાલ્યો આવે છે. આપણા ક્ષત્રિયોની આર્દ્રતા, હિન્દના બીજા પ્રદેશોના બ્રાહ્મણોની અપેક્ષાએ આપણા બ્રાહ્મણોની વૈશ્ય બુદ્ધિ, તેમનું ઓછું વિદ્યાવ્યાસંગિત્વ, આપણા શૂદ્ર સમાજની ઓછી નિષ્ઠુરતા અને તેમનો અને ઉચ્ચ વર્ણોનો સારો સંબંધ, એ જૈનોને આભારી છે.

આપણી સંસ્કારિતાને જૈનોએ આપેલા ઘાટ ઉપર એક એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે તેથી આપણે આપણી સ્વતંત્રતા ખોઈ બેઠા. પણ તે આરોપ મને ખોટો લાગે છે. મુસલમાનોએ ઉત્તરે તથા દક્ષિણે હિંદના જે રાજાઓને હરાવેલા તે કાંઈ જૈનો નહોતા; પરાજિત થએલા ક્ષત્રિય રાજાઓનાં સૈન્યો જૈન નહોતાં; તેમના અમાત્યો અને સરદારો જૈન નહોતા; તે વખતે પ્રજાનો મોટો ભાગ જૈન નહોતો. એવો જ આરોપ ગિબને રોમના સામ્રાજ્યના ખ્રિસ્તિઓ ઉપર એક વાર મૂકેલો, જે હવે ઇતિહાસના અભ્યાસીઓ સ્વીકારતા નથી.

આપણે ત્યાં દુર્ગાપૂજાનો સંપ્રદાય જોવામાં આવે છે તે એક વાર સારી રીતે પ્રચલિત હતો. જૈન સંપ્રદાયે ગૂજરાતકાઠિઆવાડના દુર્ગાપૂજાના સંપ્રદાય ઉપર મૂકેલી છાપ વિષે મારે અહીં થોડુંક કહેવું જોઇએ. બંગાળમાં એ દુર્ગાપૂજાની સાથે કાલીઘાટનો પ્રસંગ જડાયો છે અને મિસ મેયોના "મધર ઇન્ડિઆ"ના પહેલા પ્રકરણમાં તે કાલીઘાટની વધપરંપરાને એવી તો સખ્ત ભાષામાં વર્ણવી છે કે કાલીઘાટનો વિચાર માત્ર

દરેકના મનમાં જુગુપ્સા ઉત્પન્ન કરે. ગૂજરાતકાઠિઆવાડની આ દુર્ગાપૂજા જૈન સંપ્રદાયની અસરથી એકદમ મૃદુ બની ગઇ છે. હવે તો તેણે કળાનું રૂપ લીધું છે. આપણે ત્યાં દુર્ગાપૂજાના વ્યવહારમાંથી પશુવધનો વિધિ લગભગ નીકળી ગયો છે. તે પૂજા આપણા પુરુષવર્ગમાંથી સ્ત્રીવર્ગમાં નીતરી આવી છે, સ્ત્રીવર્ગની દુર્ગાપૂજાનું નવરાત્રિના ગરબામાં પરિવર્તન થયું છે, નવરાત્રિનો ગરબો સર્વરાત્રિનો ગરબો થઇ ગયો છે, ગરબાની કળા હવે ગૂજરાતી મટી સર્વહિંદી થવા લાગી છે અને પ્રથમના ગરબાની સરળતામાં ઉચ્ચ અને શિક્ષિત વર્ગોનું શિષ્ટ સાહિત્ય અને તેમની કલારસિકતા પેસતાં જાય છે.

વૈષ્ણવ સંપ્રદાયે આપણી સંસ્કારિતાને વિશિષ્ટ પ્રકારે ઘડી છે. વૈષ્ણવ સંપ્રદાયે ગૂજરાતનાં મંદિરોને હવેલીની સરળતાની ભાવના અર્પી, મુસ્લીમ ધ્વંસથી મંદિરોના બાંધકામમાં થતી લાખો રુપિઆની બરબાદી અટકાવી, શ્વેતાંબરી જૈનોના કલામય જીવનને ગૂજરાતના બ્રાહ્મણ, વૈશ્ય, શૂદ્ર, બધા વર્ણોમાં ફેલાવ્યું, શૂદ્રોને બન્ધિભાવમાં પ્રેરી મુસ્લીમ જનતાથી અલગ રાખ્યા અને પુષ્ટિ-સંપ્રદાયથી આર્ય સંસ્કૃતિને ગૂજરાતમાં લોકભોજ્ય બનાવી.

ઓગણીસમી સદીના ત્રીજા દસકામાં વૈષ્ણવ દર્શનના ઉદ્ધવ સંપ્રદાયે આપણી કાઠી, રાજપુત અને બીજી ઘણી જાતિઓને અને નાતોને ભક્તિસંસ્કારમાં પ્રેરી હતી તે મારે અહીં ખાસ કહેવું જોઇએ.

દલિત કોમનો ઉદ્ધાર કરવામાં ઈસાઇ લોકોએ પણ સારું કર્તવ્ય બજાવ્યું છે. તે સિવાય દેવસમાજની અને ખાસ કરીને આર્યસમાજની અહીં નોંધ લેવી જોઇએ. આર્યસમાજ પ્રથમ હિન્દની પુરાતન સંસ્કૃતિના એક લક્ષણ મૂર્તિપૂજા સામે હતો: નવાઇની વાત તો એ છે કે તે જ મૂર્તિને આશ્રય આપનાર હિન્દુ અને જન મંદિરોનું

રક્ષણ માગવામાં અને તેમના ઉપર આઘાત કરનાર સામે બચાવ કરવામાં તે માર્ગના અનુયાયીઓ અત્યારે વિશિષ્ટ કામ કરી રહ્યા છે.

## મુસલીમ સંસ્કૃતિનું ઋણ

છેવટે, હું મુસ્લીમ વિભાગ લઇશ. હિન્દની સંસ્કારિતાના અભ્યાસીને ભાગ્યે જ ખબર છે કે ગૂજરાતી મુસ્લીમ સંસ્કારિતાની તે કેટલી ઋણી છે! ગૂજરાતમાં મુસ્લીમો મુસ્લીમ સત્તા અગાઉ ઘણા વખત થયાં રહેતા હતા અને તેમને ગૂજરાતના રાજવીઓએ તેમની સંસ્કારિતા પૂરતા બધા અધિકારો આપ્યા હતા. ગૂજરાતમાં મુસલમાનોએ જ્યારે રાજ્યસત્તા સ્થાપી ત્યારે તેઓ આ લોકો સાથે નિકટ સંબંધમાં આવ્યા, એટલું જ નહીં પણ આપણાં બંદરો વાટે તેમણે મક્કા મદીના અને ઇરાક સાથે સંબંધ રાખવો શરુ કર્યો. ત્યાર પછી મુસલમાનોએ ગૂજરાતમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. ગૂજરાતના મુસલમાની સુલતાનો મુસ્લીમ વિદ્યાને અને કળાને સારું ઉત્તેજન આપતા અને અમદાવાદમાં તેઓ હિન્દની અને હિન્દ બહારની મુસ્લીમ સંસ્કૃતિના હરેક વિભાગને, અને તેમાં પણ ખાસ કરીને સુફીવાદને આશ્રય આપતા. એ વખતે ઇસ્લામી ધર્મમાં જે સુધારકો થયા તેમાંના કેટલાકને ગૂજરાતી મુસલમાનોનો સારો આશરો હતો. એ સુધારકોમાં કેટલાએક મહાદવી સંપ્રદાયના હતા અને તેમાં અબુલ ફ્ઝલનો અને અબુલફૈઝીનો બાપ શેખ મુબારક મુખ્ય હતો. એ શેખે અને તેના પ્રસંશકોએ અને મિત્રોએ પાદશાહ જલાલુદ્દીન અકબરને ધર્મની બાબતમાં ઘણો ઉદાર બુદ્ધિવાળો કર્યો અને દીનેઇલાહીના નવા સંપ્રદાયની સ્થાપનામાં અમદાવાદની મદ્રેસાઓમાં અને મરજીદોમાં ચર્ચાતા સિદ્ધાંતોમાંની છાયા મૂકાવી.

મુસ્લીમ ઓલિઆઓ ગૂજરાતમાં સિદ્ધરાજના વખત અગાઉ પણ રહેતા હતા. પાટણ, ખંભાત, બીજાપુર, ભરુચ, ડભોઇ વગેરે સ્થળોએ

મુસ્લીમો વેપાર કરતા હતા. પાટણનો સોદાગર મોહોલ્લો ઘણો જૂનો છે અને એ સોદાગર મોહોલ્લો સોલંકી યુગના પાટણમાં પણ હતો. આ મુસ્લીમો ગૂજરાતના વૈષ્ણવો અને જૈનો સાથે પરિચયમાં આવ્યા અને ચિસ્તી સંપ્રદાયના મહાત્માઓએ ગૂજરાતી મુસ્લીમોને ગોવધ વિરુદ્ધ, માંસાહાર વિરુદ્ધ અને હિંદુમુસ્લીમ ઐકય ઉપર ઉપદેશો આપ્યા.

મોગલાઇના હિન્દુ અને બીજા ધર્મો પ્રત્યેના સબંધમાં ગૂજરાતના મુસ્લીમ, જૈન અને પારસી સંસ્કારિત્વનો હાથ હતો. મોગલાઇની કળાસમૃદ્ધિમાં આપણી કળાની છાયા જોવામાં આવે છે. અબુલફઝલ આ છાયાનો પોતાના અકબરનામામાં સ્પષ્ટ સ્વીકાર કરે છે અને જે કોઇ ફત્તેહપુર સિક્રીના અવશેષો જુએ તેને આ છાયાની પ્રતીતિ થાય છે.

મુસ્લીમ સંસ્કારિત્વમાં ઇતિહાસલેખનને પ્રથમ સ્થાન આપવામાં આવતું. તેની અસર હું હમણાં જ કહું છું.

આવી રીતે ગૂજરાતના મુસલમાનોએ હિન્દના સંસ્કારિત્વને પોતાનું ઋણી બનાવ્યું. તેમણે ગૂજરાતની સંસ્કારિતાને નવો ઓપ આપ્યો. તેમનું ગૂજરાતનું રાજ્ય હિન્દમાં તે વખતનાં સૌ રાજ્યોમાં શ્રેષ્ઠ ગણાતું અને ગૂજરાતકાઠિઆવાડમાં એકચક્રી સત્તા સ્થાપવામાં તેઓ હતા. દક્ષિણ ગૂજરાતમાં સત્તા સ્થાપી તેમણે ત્યાં આપણી સંસ્કૃતિ વસાવી ઉપરાંત, તેમના વખતમાં ગૂજરાતના વહાણવટાના ઉદ્યમને અને ગૂજરાતના દેશાવરના વેપારને ઉત્તેજન મળ્યું. તેમણે ગૂજરાતનો વેપાર, ગૂજરાતનો બંદરકાંઠો, યૂરોપિઅન પરદેશીઓના હાથમાં જતો અટકાવવા ઇજિપ્ત અને તુર્કી સાથે મિત્રતા કરી. ખ્રિસ્તીઓ સામે તેઓ લડયા હતા પણ ખરા. યૂરોપ અને એશિઆ વચ્ચેનો પહેલો દરિઆઇ સંગ્રામ કાઠિઆવાડની દક્ષિણે આવેલા દીવ-ટાપુ પાસે લડાયો હતો. એ સુલતાનોએ પોતાનું દરિઆઈ બળ

સુધારવા અને લશ્કરમાં તોપખાનું દાખલ કરવા રૂમી સરદારોને રોકયા હતા, જે હિન્દના ઇતિહાસમાં મારા મત પ્રમાણે પ્રથમ સાહસ હતું.

ગૂજરાતના મુસલમાનો બીજું પ્રશસ્ત કાર્ય કરી ગયા છે. ગૂજરાતની જુની ધરગથ્થુ અને સાંપ્રદાયિક કળાને જૈનોએ રાષ્ટ્રીય બનાવી હતી. તે કળાને મુસલમાનોએ હિન્દી સ્વરૂપ આપ્યું અને તેનું અનુકરણ મોગલોએ આગ્રામાં, દિલ્હીમાં અને બંગાળમાં કર્યું.

મુસ્લીમ સંસ્કારિત્વ ફારસી, ઊર્દૂ, અને અરબી હતું અને એનો પ્રચાર ગૂજરાતી બીનમુસ્લીમ કે મુસ્લીમ જનતામાં બહુ થયો નહોતો. કેટલાએક મુસ્લીમ ફકીરોએ ગૂજરાતી હિન્દુઓને તેમના ભક્તિપરાયણ હિંદુત્વનો લાભ લઇ મુસ્લીમ બનાવ્યા એ વાત ખરી છે, પણ નહિતર એ જુની મુસ્લીમ સંસ્કૃતિ ગૂજરાતના હૃદયમાં બહુ વસી શકી નહોતી. પરિણામે ગૂજરાતી સાહિત્યમાં મુસ્લીમ સંસ્કારિતા વિષે કે ગૂજરાતી મુસ્લીમ સંસ્કારિતા વિષે ઓછો ઉલ્લેખ જોવામાં આવે છે. ગૂજરાતની સર્વમાન્ય સંસ્કારિતાના વિકાસમાં આ ઊણપ કહેવાય.

અત્યારે તો ગૂજરાતની, બલ્કે હિન્દની બધી સાંપ્રદાયિક અને ધાર્મિક સંસ્થાઓને એક કર્તવ્ય ખાસ કરવાનું છે. આપણે અત્યારે એક નવી સંસ્કારિતા આપણા દેશ માટે અને ગૂજરાત માટે ઉત્પન્ન કરવા મંથન કરીએ છીએ. એ સંસ્કારિતા માટે આપણા સમાજને અન્યોન્યસહિષ્ણુતાની જરુર છે. પૂર્વે હિંદુસ્તાનમાં ષડ્દર્શનનો અભ્યાસ થતો અને તેમાં હિન્દનાં તે વખતનાં જુદાં-જુદાં દર્શનોનો તુલનાત્મક વિચાર કરવામાં આવતો. એ અભ્યાસથી અભ્યાસીઓના વિચારમાં સહિષ્ણુતા આવતી, લોકોના વ્યવહારમાં ધાર્મિક કોમળતા આવતી અને જુદાં જુદાં દર્શનોના અનુયાયીઓ સહકારથી

રહી શકતા. અત્યારે આપણા ફિલસૂફોએ સર્વ દર્શનોનો સાર કાઢી લોકોને સમજાવવાની જરુર છે. હિન્દના પુરાતન રાજાઓ એવા અભ્યાસને ઉત્તેજન આપતા. મોગલ પાદશાહ અકબર ધર્મનો તુલનાત્મક અભ્યાસ કરાવતો હતો. ગૂજરાતના સુલતાનો જુદા જુદા મુસ્લીમ સંપ્રદાયોનો તુલનાત્મક અભ્યાસ કરાવતા. ભવિષ્યમાં તે તુલનાત્મક અભ્યાસ માત્ર રાજામહારાજાઓના આશ્રય તળે જ થવો જોઇએ નહીં. તેને માટે સમાજે જાગ્રત રહેવું જોઇએ અને તેવા પ્રયાસને ઉત્તેજન આપવું જોઇએ.

## વાઙ્મય, કળા અને સંસ્કારિતા

દરેક સંસ્કારિતાના ઘડતરમાં તેનું વાઙ્મય અગત્યનું કર્તવ્ય બજાવે છે. વાઙ્મય એક રીતે સંસ્કારિતાનું નિયામક છે. એ વાઙ્મય બે પ્રકારનું ગણાવી શકાય, કલાત્મક અને વિચારાત્મક. કલાત્મક વાઙમયમાં હું કળા અને સાહિત્ય ગણાવીશ અને વિચારાત્મક વાઙ્મયમાં હું ફિલસૂફી, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર વગેરે ગણાવીશ. આપણી કળાને અને આપણા સંસ્કારિત્વને ગાઢો સંબંધ નથી. આપણી કળા અત્યારે વ્યક્તિગત છે અને તેનું સામાજિક કર્તવ્ય કે પ્રયોજન શું છે તે આપણા કળાધરો બરોબર સમજી શક્યા નથી. જેમ પેરિક્લિસના યુગના આથેન્સ શહેરમાં દરેક પ્રજાજન પોતાના જીવનમાં કળાના સ્થાનને સમજી શકતો તેમ આપણાં મોટાં શહેરોનો અને ગામડાંનો અત્યારનો સમાજ સમજી શકતો નથી. એક વાર આપણા સમાજના હલકામાં હલકા વિભાગમાં કળાત્મક જીવન હતું અને તે જીવન સમાજના અંગભૂતોની કલ્પનાશક્તિને અને આનંદપ્રમોદમય જીવન ગાળવાની વૃત્તિને પોષતું, જો કે સંગીતને તો આપણે બહુ જ ધર્મપ્રધાન કરી દીધું હતું. અલબત્ત, હમણાં હમણાં કળાની સામાજિક ઉપયોગિતાનો ક્યાંક ક્યાંક વિચાર કરવામાં આવે

છે. પણ સંસ્કારિતાને કેળવવામાં તેનું જે કર્તવ્ય છે તે અત્યારે આપણે બરોબર સમજી શક્યા નથી. અત્યારે તે સમજણની ખાસ જરુર છે, કારણ કે આપણું જીવન હાલ વધુ આર્થિક વ્યવહારવાળું અને ક્લિષ્ટ થતું જાય છે.

સાહિત્યનો અને કળાનો ઘણો સંબંધ છે. દરેક સાહિત્યકાર કળાકાર છે. દરેક સાહિત્યકાર લોકોનો શિક્ષક છે. દરેક સાહિત્યકાર અજાણતાં સમાજના વ્યવહાર માટે નિયમો ઘડે છે. તે સમાજના વિચારોને વાણીમાં મૂર્ત કરે છે અને તે વખતે સાહિત્યકાર પોતે સમાજને યોગ્ય દિશા સૂચવે છે.

આપણું સાહિત્ય આટલું સહેતુક થયું નથી. આપણું સાહિત્ય સંસ્કારિતાના આવા ગુણને હજુ યોગ્ય રીતે પારખી શક્યું નથી. હું આપણા જૂના સાહિત્ય વિષે બહુ નહીં બોલું. તે સાહિત્યમાં કથાઓ છે, રાસાઓ છે, કવિતા છે. નાટકો છે, ભક્તિ છે, પરાક્રમ છે, વૈરાગ્ય છે, ક્યાંક ક્યાંક કલા છે. તેનો ચારણી વિભાગ મુખ્યત્વે ક્ષત્રિયો માટે હતો, રાસાવિભાગ મુખ્યત્વે જૈનો માટે હતો, કથાવિભાગ મુખ્યત્વે હિન્દુઓ માટે હતો, ગરબીવિભાગ મુખ્યત્વે વૈષ્ણવો માટે હતો, નાટકવિભાગ ખાસ કવિઓ માટે હતો, ભક્તિવિભાગ પુષ્ટિમાર્ગીઓ માટે હતો, પરાક્રમવિભાગ ભાટો માટે અને રાજવંશીઓ માટે હતો. હવે આપણું સાહિત્ય ગૂજરાતની સમસ્ત પ્રજા માટે થતું જાય છે. હમણાં જ તે સાહિત્ય ગૂજરાતના સમાજને શિષ્ટ રીતે ગ્રાહ્ય થાય તેમ પીરસાતું જાય છે. તેનાં જુદાં જુદાં અંગો, જે પહેલાં સમાજના જુદા જુદા વિભાગો માટે હતાં, તે હવે સમાજની સમસ્ત જનતા માટે યોગ્ય રીતે ધરવામાં આવે છે.

પણ એ સાહિત્ય હજુ ઘણું અધૂરું છે. તેમાં ઇતિહાસને જરા પણ સ્થાન નથી. તેમાં વિચારબળને બહુ સ્થાન નથી. એમાંની પ્રથમ બાબતમાં આપણે મુસલમાનો પાસેથી કાંઈ શીખ્યા નહીં તે દિલગીરીની વાત છે. મુસલમાનો ઇતિહાસ લખવાની કળાને પયગંબર પહેલાના વખતથી કેળવતા આવ્યા છે. તેમણે ગૂજરાતમાં ખૂબ સત્તા ભોગવી અને આપણે તેમના ખૂબ પરિચયમાં આવ્યા. પણ આપણામાંથી કોઇએ, પાટણના નાગર ઇશ્વરદાસ અને જૂનાગઢના રણછોડજી દીવાન સિવાય, બ્રિટિશોના આવ્યા અગાઉ, પોતાની ભાષામાં ઇતિહાસ લખવાની કળાને કેળવી નહી. જૈનોએ ઇતિહાસનું સાહિત્ય કાંઇક ખેડયું છે ખરું. પણ તેમણે સોલંકીઓની પ્રશસ્તિઓ લખી છે, ગૂજરાતનો ઇતિહાસ લખ્યો નથી, અને તેને ઐતિહાસિક સાહિત્ય તો કોઇ નહી જ કહે. હજુ પણ આપણે એ સાહિત્યને ખીલવી શકયા નથી. રોજીંદાં અખબારો, સાપ્તાહિકો, માસિકો, ત્રૈમાસિકો વગેરે વિષે હું અહીં નહીં બોલું, જો કે તેમનો અને આપણી સંસ્કારિતાનો સંબંધ એટલો બધો નિકટ છે કે મારે એટલું તો કહેવું જોઇએ કે તે બધાંના લખનારાઓ અભ્યાસીઓ હોવા જોઇએ, જે અત્યારે બહુ જોવામાં આવતા નથી.

વિચારબળના સાહિત્યના પ્રકારમાં આપણે હજુ નવા યુગમાં પ્રવેશ જ કરીએ છીએ. અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર, ફિલસૂફી, સમાજશાસ્ત્ર વગેરે નવા સાહિત્યમાં આપણી સંસ્કારિતા એકદમ શૂન્ય છે. આપણી સંસ્કારિતાના આ નવા ફાલનો પાયો જ આપણે નાંખવાનો છે. અત્યારે તે સંબંધી આપણી પાસે કાંઇ નથી અને તેનું આપણે તદ્દન નવું ખાતું ખોલવું પડે એમ છે. તે માટે આપણે યૂરોપ ભણી દૃષ્ટિ કરવી પડશે.

## ભાવિ સંસ્કારિત્વ સહેતુક થશે

આવી આપણી ગત કાલની અને અત્યારની સંસ્કારિતા છે. એ સંસ્કારિતા ભવિષ્યમાં તદ્દન જુદી થશે. તે સહેતુક થશે. આપણે તેનો વિકાસ ઇરાદાપૂર્વક અને આપણે જ ચોક્કસ કરેલી દિશામાં હવે પછી કરવાના છીએ. વળી તે સંસ્કારિતાને આપણે હિન્દની વિવિધ સંસ્કારિતા સાથે ઘટાવી દેવાની છે. તે હિંદની સંસ્કારિતાનો નિર્ધાર કરવામાં આપણે સાહાય્યભૂત થવાના છીએ. એ કારણથી આપણા ઉપર ત્રેવડી જવાબદારી આવી પડે છે. આપણી પોતાની સંસ્કૃતિનો નિર્ધાર કરવાની, હિંદની સંસ્કૃતિનો નિર્ધાર કરવાની, અને તે બન્ને સંસ્કૃતિઓનો એકમેળ સાધવાની. એ ઉપરાંત આપણી ચોથી જવાબદારી છે. આપણી, હિંદની, અને હિંદગૂર્જર સંસ્કારિતા દુનિઆની સંસ્કૃતિની ભાગીએણ બનવાની છે અને તે માટે આપણે જવાબદાર રહેવાના છીએ.

આપણા ઉપર લાદવામાં આવતી આ તમામ જવાબદારીઓ આપણે કેમ અદા કરી શકીએ? મને તે માટે એક જ માર્ગ સૂઝે છે; અને તે એ કે ગૂજરાતનું રાષ્ટ્ર બનાવવું. એ રાષ્ટ્ર ગૂજરાતમાં થએલા વલભીપુરના રાષ્ટ્ર કરતાં, ચાવડાવંશી રાષ્ટ્ર કરતાં, સોલંકી અને વાઘેલાવંશી રાષ્ટ્ર કરતાં, અમદાવાદની સુલતાની કરતાં, મોગલોની ગૂજરાતની સુબાગિરી કરતાં તદ્દન જુદું રાષ્ટ્ર થશે. એ રાષ્ટ્ર કોઇ એક ધર્મનું, કોઇ એક કોમનું, કોઇ એક રાજવંશનું, કોઇ એક શહેરનું નહીં થાય. તે રાષ્ટ્ર ગૂજરાતીઓનું થશે અને તેમાં બધા ગૂજરાતીઓનો સરખો હિસ્સો અને સરખો દરજ્જો રહેશે. તે રાષ્ટ્રમાં કચ્છ, કાઠિઆવાડ અને ગૂજરાત, ઉપરાંત માળવાનો કોઇક ભાગ, સિંધનો કોઇક ભાગ, રાજસ્થાનનો કોઇક ભાગ સમાય પણ ખરો. આ આપણો દૂરનો આદર્શ છે. પણ તે પ્રમાણે આપણે

આપણી સંસ્કારિતા ન ઘડીએ તો આપણે આપણી સંસ્કારિતાનો પૂરો ઘાટ ઘડી શકશું નહીં. દરેક પ્રજાને દૈવી કર્તવ્ય કરવાનું હોય છે અને દૈવી કર્તવ્ય કરવા માટે દરેક પ્રજાએ સ્વતંત્ર રાષ્ટ્ર થવાની જરુર છે. આ બે સૂત્રો આપણે આપણા સંસ્કારનો ઘાટ ઘડવામાં બરોબર યાદ રાખવાં જોઇએ.

એ ઘાટ ઘડવામાં આપણે આપણો કેટલોક પુરાતન અને મધ્યયુગી વ્યવહાર તજી દેવો પડશે. તે માટે આપણે નવા યુગના સંસ્કારો હૃદયમાં ઊતારવા પડશે. મેં ઉપર કહ્યું તેમ આપણો નવીન ઘાટ સહેતુક થશે. તેથી તે હેતુને આપણે બરોબર સમજવો પડશે. તે સમજુતી માટે આપણે આપણા સમાજના દરેક અંગને તૈયાર કરવું પડશે. પ્રાકૃત જન Common Man તરફ અત્યાર સુધી આપણા વિચારકો, સુધારકો અને મુસદ્દીઓ બેદરકારી બતાવતા હતા. તે પરંપરા આપણે છોડી દેવી પડશે અને એ પ્રાકૃત જનને આપણે આપણી સંસ્કૃતિનો ઇતિહાસ, તેની નવી જવાબદારીઓ અને તેનો પોતાનો એની સાથેનો સંબંધ, એ યોગ્ય રીતે બતાવવાં પડશે.

એ માટે આપણે આપણી શિક્ષણપદ્ધતિમાં ફેરફારો કરવા પડશે. તે માટે આપણે આપણી શિક્ષણસંસ્થાઓને સ્વતંત્ર ઘાટ આપવો પડશે. ગૂજરાતની સંસ્કારિતાને આપણે ગૂજરાતી વિદ્યાપીઠ દ્વારા સમજી શકીએ, વિચારી શકીએ, નક્કી કરી શકીએ, અને બીજાંને સમજાવી શકીએ. દિલગીરીની વાત છે કે ગૂજરાતની બહારનાં વિદ્યાપીઠોને પોષનારા ગૂજરાતીઓ પોતાના દેશના વિદ્યાપીઠ તરફ દુર્લક્ષ બતાવે છે. એથી પણ વધારે દિલગીરીની તો વાત એ છે કે દસ દસ વર્ષો થયાં નભતું ગૂજરાત વિદ્યાપીઠ હજુ ખરા વિદ્યાપીઠની કોટિએ આવી શક્યું નથી.

આપણી શિક્ષણપદ્ધતિમાં લોકોને માત્ર શિક્ષણ આપવાનો કાર્યક્રમ

હોવો જોઇએ નહીં. તેમાં લોકો પોતાની નવરાશનો વખત કળા અને સાહિત્યના આનંદમાં ગાળી શકે તે માટે સાધનો રાખવાં જોઇએ. ત્યારે જ આપણે તેમની સંસ્કારિતા પોષી શકીએ.

આ આપણી નવા યુગની સંસ્કારિતાને ઘડવાના મુખ્ય ઉપાયો છે. આપણી સંસ્કૃતિ અનેક રીતે સમજાવી શકાય. અહીં મેં તેના માલ-મુદ્દાઓ મૂક્યા છે.

## આપણા કવિદ્રષ્ટાનું સ્વપ્ન

લગભગ પચાસ વર્ષો અગાઉ મહાગૂજરાતનો એક દ્રષ્ટા થઇ ગયો, જેને આવું સ્વપ્ન લાધ્યું હતું. તે કવિ–દ્રષ્ટાનો જન્મ ઑકલૅંડની વાઇસરોયગિરીમાં થયો હતો, જ્યારે હિંદી સરકારની નવી વ્યવસ્થા ઘડાતી હતી; તેનું મરણ કૉંગ્રેસની સ્થાપનાના વર્ષમાં થયું હતું. તેના સ્વપ્નના ગૂજરાતમાં તેણે કોઈ વંશની પ્રશસ્તિ કરી નહોતી. તેનું ગૂજરાત કોઇ એક નાતનું, કોમનું, સંપ્રદાયનું નહોતું. નર્મદાશંકર, ને જાણ્યે કે તે અમદાવાદની ૧૯૨૦ની કૉંગ્રેસ સ્વપ્નમાં જોતા હોય, ૧૯૩૦ના માર્ચની બારમીની કુચ જોતા હોય, દાંડીનો સબરસનો વિજય જોતા હોય, તેમ "જય જય ગરવી ગૂજરાત"નું કાવ્ય લખી ગયો. ખૂબી તો એ છે કે પરાધીનતાના કાળમાં લખાએલા એ કાવ્યમાં "સ્વાતંત્ર્યવિણ ઉદાસી" એ ૧૯૩૦ના રાષ્ટ્રગીતના વેણનો વિષાદ-ધ્વનિ નથી, પણ "નહીં નમશે, નહીં નમશે, નિશાન ભૂમિ ભાર-તનું" એવા વિજયટંકારના રણકારનો અનુભવ એમાં છે. નર્મદની આર્ષ દૃષ્ટિમાં ગૂજરાતનો કસુંબલ ધ્વજ ઝળળળ કરતો પ્રકાશતો હતો. તે દૃષ્ટિમાં એ કસુંબલ ધ્વજ ઉપર પ્રેમ અને શૌર્ય, એ બે પ્રશસ્ત આદેશો અંકિત થએલા હતા. તે દૃષ્ટિમાં "ગૂજરાત ઊંચી જાતના" દેશ તરીકે દીપતો હતો. તે દૃષ્ટિમાં "ગૂજરાત દેશ નિજ સંતતિને પ્રેમશૌર્યની રીત" ભણાવતો હતો. નર્મદાશંકરે જ્યારે ગૂજરાતનો જયજયકાર

બોલાવ્યો ત્યારે તેના "જય" પ્રમાણે ગૂજરાતમાં મધ્યરાત્રિનો અંધકાર ધીમે ધીમે વીતી જતો હતો અને ઉષાની ઝાંખી થતી હતી. અત્યારે આપણે અરુણ પછીની પ્રભા જોઇએ છીએ. આપણાં સંતાનો પ્રભા પછીનું સવાર જોશે અને જો તેમનામાં શક્તિ હશે–અને તે નહીં હોય એમ આ મોહનનગરમાં કોણ કહી શકશે ? – તો તેઓ મધ્યાહ્ન પણ જોશે. કવિની આ દૃષ્ટિ વેળાસર ફલિત થાઓ, ગૂજરાતનો, તેની સંસ્કારિતાનો જયજયકાર થાઓ, અને માત્ર "નર્મદા સાથે જ" નહીં પણ ઓઝત્, ઉબેણ, ભાદર, શેત્રુંજી, શુકભાદર, સાબરમતી, મહી, વિશ્વામિત્રી, તાપી, પૂર્ણા, ઠેઠ મુંબાપુરી, સોમનાથ, દ્વારિકા, અને કરાંચી સુધીના અરબી સમુદ્ર સાથે તેનો "જય" ઘૂમો.

# ઇતિહાસનું પરિશીલન

[ ઇ. સ. ૧૯૩૭ ના જુલાઇ માસમાં વડોદરાસાહિત્યસભાના સ્વાધ્યાયમંડળસમક્ષ લેખકે પ્રતાપગંજમાં પોતાને ઘેર સાંજરે કરેલા વિવેચનનું વધારે વિસ્તારવાળું અને છતાં ય અધૂરું આ સમર્થન **પ્રસ્થાનના** ૧૯૯૪-ના કાર્તિક માસના અંકમાં પ્રસિદ્ધ થયું હતું. ]

ઇતિહાસ એટલે શું એ અત્યારે એક દૃષ્ટિએ ખાસ સમજવાની જરુર છે, જો કે પ્રાકૃત માણસ એવો પ્રશ્ન કરી શકે છે કે એમાં ખાસ વિશેષતા હોવાનો સંભવ નથી. વીસમી સદીમાં દરેક સ્થળે જોવામાં અને અનુભવવાનાં આવતી શિક્ષણપદ્ધતિમાં દરેક બાળક, દરેક યુવક, દરેક યુવતી, ઇતિહાસના અર્થને, તેની વ્યાખ્યાને, તેનાં લક્ષણોને અને તેની વિશિષ્ટતાઓને સમજી શકે છે. આપણી શિક્ષણ-સંસ્થાઓમાં તેનો પાઠ, તેનું અધ્યયન, તેનું, પરિશીલન તે શિક્ષણ-સંસ્થાના પ્રકાર પ્રમાણે થઇ રહ્યું છે. શિક્ષણસંસ્થા બાળકો માટે

હોય અને જૂનવાણી પ્રમાણે તેનો વહીવટ ચાલતો હોય તો ત્યાં વંશાવળીઓ, તારીખો, લડાઇઓ, સુલેહો, કારણો, પરિણામો વગેરે ઉપર ધ્યાન આપવામાં આવશે. જો શિક્ષણસંસ્થા કાંઇક વિકાસ પામેલી હોય, તેના સંચાલકોમાં જો કાંઇક કલ્પના હોય, તો ઇતિહાસના પાઠમાં, તેના અધ્યયનમાં, અને ચારિત્રનિરૂપણમાં કલ્પના, કળા અને સમાજના વિકાસ ઉપર ખાસ દૃષ્ટિ જોવામાં આવશે. શિક્ષણસંસ્થા વિદ્યાપીઠની કોઇ કોલેજ હશે તો ત્યાં શિક્ષકો અને શિષ્યો ઇતિહાસને વધારે વીગતવાર વિચારશે, તેમાં તેઓ સાહિત્ય, કળા, રાજ્યશાસ્ત્ર, ફિલસૂફી વગેરેને તપાસતા જશે. જો અભ્યાસી કોઇ એક સમયના વિભાગનો ઇતિહાસ તપાસતો હશે તો તે પોતાના વિભાગની તપસીલો વધારે ઝીણવટથી જોશે. છતાં ઇતિહાસ વિષે વધારે વિચાર આવશ્યક છે તે આપણામાંનાં ઘણાં માણસો ભાગ્યે જ ધારશે. અને છતાં એનો વિચાર અત્યારે ખાસ આવશ્યક છે, સવિશેષ આપણા દેશમાં અને તેમાં પણ ગૂજરાતમાં.

આ વિષયને નવા જમાનાનો રોગ લાગુ પડેલો છે એમ મને લાગે છે. આ નવા જમાનાનું મુખ્ય લક્ષણ એ છે કે ખૂબ માલ પેદા કરવો અને તેને બજારોમાં ખપાવવો, પછી તે માલ ગમે તેવો હોય. માલ જેમ વધારે અને તેની ખપત જેમ વધે તેમ કાર્યદક્ષતા વધારે. ઇતિહાસને આ વ્યાધિ લાગુ પડતો જાય છે. ‘ સંશોધન કરો, સંશોધન કરો, ’ એવા સૂરો આપણને ચોમેર સંભળાય છે, જ્યારે સંશોધનનો અર્થ સમજવાનો કોઇ પ્રયત્ન કરતું નથી. જે વૃત્તાંતોના સ્પષ્ટીકરણમાં શુદ્ધિ થઇ શકતી હોય અને જ્યાં શુદ્ધિ સમ્યક્‌ભાવે થઇ શકતી હોય, ત્યાં ખરું સંશોધન કર્યું કહેવાય. બાકી તો, શિલાલેખો થોકબંધ ભેગા કરો, જૂની પોથીઓ પોટલાબંધ ખોળી કાઢો, પુરાણી પ્રતિમાઓ, પુરાણા સિક્કાઓ,

અનેક ખોદી કાઢો, છતાં તેમની સંકલનામાં જો સમન્વય સાધવામાં ન આવે તો તે ઇતિહાસ કહેવાય નહીં. દિલગીરીની બાબત તો એ છે કે અત્યારે આ દેશમાં આવા સમન્વય વગરના થોકડાઓના ઢગલાઓને એક પછી એક ગોઠવવાની કળા જેને આવડતી હોય તે ઇતિહાસવેત્તા થઈ શકે છે એવી માન્યતા બધે પેસી ગઇ છે. પણ વસ્તુતઃ તેમ નથી તે કાળક્રમે ચોક્કસ જણાઈ આવે છે. એ થોકડાઓ, જ્યાં ઇંટ ઉપર ઇંટ કે પથ્થર ઉપર પથ્થર ચડાવવામાં આવે છે એવાં ગગનચુંબી મકાનોને તોલે આવી શકે. તેમાં નથી હવા, નથી ઉજાસ, નથી માપસર ઊંચાઈ, નથી તેમાં કળા, નથી કોઇ પદ્ધતિસર વિધાન. જેમ સારા લોકો એવા અનેકદંડી મહેલોથી ભોળવાઇ જાય છે તેમ માતબર લોકો ઇતિહાસના આવા પ્રાણ વગરના કદાવર કલેવરથી અત્યારે ભોળવાઈ જાય છે. પણ પ્રજાને તેથી કોઈ નવીન અનુભવ થતો નથી. જ્યાં સમાજને નવીન અનુભવ થતો નથી અને જ્યાં તે અનુભવની નવીનતાથી પ્રજામાં નવીન ચેતન નથી આવતું ત્યાં આવા ઇતિહાસો મૃત દેહ જેવા છે.

ઇતિહાસની આ પ્રકારની સંશુદ્ધિ પુરાતન કાળથી જ થતી આવે છે. ઇતિહાસ ચમત્કારિક પણ સાચા વૃત્તાંતોને આલેખે છે અને તે આલેખન સાહિત્યપણે પરિણમે છે. તેથી ઇતિહાસ માત્ર પૂર્વ વૃત્તની લૂખી કથા નથી. ઇતિહાસનો હેતુ હોય છે. તે હેતુ પ્રજાને ઉપદેશ આપવાનો હોય છે અને ઉપદેશ ધર્મનો, અર્થનો, કામનો અને મોક્ષનો હોય છે. આ વ્યાખ્યા તો મેં આપણા પ્રાચીન લેખકોની આપી છે, પણ તેમાં ઘણું સત્ય રહેલું છે, એટલે મેં અહીં ખાસ તે વિષે ઉલ્લેખ કર્યો છે. મેં ઉપર કહ્યું તેમ, ઇતિહાસ ચમત્કારિક પણ સાચા વૃત્તાંતોનો ખ્યાલ આપે છે. ઇતિહાસકાર તે ખ્યાલને સાહિત્યરૂપે કેળવે છે. પણ પ્રશ્ન એ છે કે વૃત્તાંતો કયા, કેવા

અને કેના સંબંધના ? આપણે એ વિષે અહીં વધારે વિચાર કરીએ.

ઇતિહાસ સમાજનો જ હોઈ શકે, વ્યક્તિઓનો હોઇ શકે નહીં. વ્યક્તિઓ ઇતિહાસને ઘડી શકે. પણ તે ઘડતર સમાજને અનુલક્ષીને થઇ શકે. તે ઘડતર સમાજમાં અને સમાજદ્વારા થઈ શકે. એ ઘડ-તરમાં ચમત્કાર હોવો જોઇએ. પ્રાકૃત ઘડતરને ઇતિહાસમાં કશું સ્થાન મળી શકે નહીં. સમાજનું ચમત્કારિક ઘડતર, એનું નામ ઇતિહાસ. કયા ઘડતરમાં કેવો અને કેટલો ચમત્કાર રહેલો છે તે જોવાનું અને સમજવાનું કામ ઇતિહાસકારનું છે. ઇતિહાસકાર પૂર્વ વૃત્તાંતોને સમાજના ઘડતરમાં જેટલી કુશળતાથી સમાવી શકે તેટલી કુશળતાથી તે સમકાલીન વૃત્તાંતોને સમાવી શકે નહીં. તેથી જ ઇતિહાસમાં પૂર્વ કાળ વિશેષપણે જોવામાં આવે છે. સમકાલીન વૃત્તાંતોને આપણે ખરો ન્યાય આપી શકીએ નહીં. આપણે જેટલું ભૂત વૃત્તાંતનું સમર્થન કરી શકીએ તેટલું સમર્થન આપણે વર્તમાન કાળનું કરી શકીએ નહીં. કોઇ ભૂત કાળ કાં તો સર્વાંશે પૂર્વ કાળ થઇ ગયો હોય, અથવા તો કોઈ ભૂત કાળ વર્તમાન કાળને સ્પર્શી રહ્યો હોય અને કદાચિત્ ભવિષ્યમાં પણ તેની સંક્રાંતિ હજુ થવાની હોય. પહેલા ભૂતકાળના ઇતિહાસને લેખક સારી રીતે અને સંપૂર્ણ રીતે સમજાવી શકે છે, જ્યારે બીજા પ્રકારના ભૂતકાળને તે બરોબર પારખી શકતો નથી. તેથી તેને તે બરોબર સમજાવી શકતો નથી. બહુ સામાન્ય જણાતી આ હકીકતને હું બે ચાર દૃષ્ટાંતોથી સમજાવું. ગ્રીસનો અને રોમનો, તેથી પણ આઘા જઇએ તો એસિરિઆનો અને ઇજિપ્તનો પૂર્વ વૃત્તાંત ચોક્કસ પૂરો થયો છે. તે દરેક દેશની પ્રાચીન સંસ્કૃતિનું જીવન પૂરું થઈ ગયું છે. તેનું માપ આપણે ચોક્કસ કાઢી શકીએ. છતાં જો ઇજિપ્તના નવીન પુરાતન અવશેષો મળે, જો ક્રીટના ટાપુ-માંથી આપણને કોઇ નવીન અવશેષો મળે, જો સુમેરની સંસ્કૃતિના

કોઇ નવીન અવશેષો મળે તો તે સંસ્કૃતિઓને આપણે વધારે સંગીન-પણે સમજી શકીએ અને સમજાવી શકીએ. આપણા દેશના ઇતિહાસનો દૃષ્ટાંત લઇ આ બાબતને હું સમજાવું. આપણી બૌદ્ધ સંસ્કૃતિ ખલાસ થઇ ગઇ છે. માત્ર તેનું યથાયોગ્ય સમર્થન થવાની જરુર છે. આપણી અકબ્બાન યુગની સંસ્કૃતિ પૂર્વ વૃત્તાંતરૂપે થઇ ગઇ છે. તેને આપણે કાંઇક અંશે સમજી શક્યા છીએ. આશ્ચર્યની વાત તો એ છે કે આપણી સંસ્કૃતિનો ઇતિહાસ જેમ પાછળ હઠતો જાય છે તેમ આપણે તેનું સમીકરણ યથાયોગ્ય દૃષ્ટિથી કરી શક્યા નથી. એ આપણી દૃષ્ટિની ન્યૂનતા છે. આપણે યૂરોપના રાષ્ટ્રવાદ ( Nation-State )ને પૂર્વ વૃત્તાંત કહી શકીએ ખરા ? આપણે મોગલ સંસ્કૃતિને કે અંગ્રેજ યુગના આપણા ઇતિહાસને પૂર્વ વૃત્તાંત કહી શકીએ ખરા ? જવાબ નકારમાં જ હોવો જોઇએ. આપણી મોગલ સંસ્કૃતિ હજુ અધૂરી રહી છે. મોગલ સામ્રાજ્યનો નાશ થયો. પણ મોગલ સંસ્કૃતિની છાયાઓ જતી રહી નથી. હજુ આપણા સમાજમાં મોગલ સંસ્કૃતિના અવશેષો રહ્યા છે, જે અવશેષો જીવંત દશામાં છે, જેમનો જીવનકાળ સમાપ્ત થતાં થોડોક વખત લાગશે. ઉત્તર હિંદ જતાં આ બાબત સ્પષ્ટ થઇ આવે છે. દક્ષિણ હિંદમાં તે સમજવા માટે આપણે હૈદરાબાદ સંસ્થાનનો પ્રવાસ કરવો જોઇએ. તે જ પ્રમાણે અંગ્રેજી સત્તા આપણે ત્યાં આથમતી જાય છે તેથી તેના વિકારો હવે શૂન્યવત્ થઈ જવાના એમ કોઇ ધારે તો તે ખોટું છે. અંગ્રેજી યુગનો આપણો ઇતિહાસ હજુ અધૂરો છે.

સંસ્કૃતિના ઇતિહાસનું સમર્થન એ જ ખરું સંશોધન છે એ હવે જણાઈ આવ્યું હશે. સંશોધન વ્યક્તિ ઉપર અવલંબે છે. કોઇ વૃત્તાંતમાં ચમત્કાર રહેલો છે કે કેમ, એ ચમત્કાર કેટલો રહેલો

છે, તેને સમાજ સાથે કેટલો સંબંધ છે, તે સમજવું વિકટ છે. તે સમજવા માટે શુદ્ધ દૃષ્ટિ હોવી જોઇએ. તેને સમજાવવા માટે ઇતિહાસકાર પાસે વિપુલ સાધનો હોવાં જોઇએ. આ કથનમાં રહેલી બાબતોને વધારે સ્પષ્ટ કરવાની જરુર છે.

ચમત્કાર એટલે? ચમત્કાર બે રીતે હોઈ શકે: વ્યક્તિઓનો પ્રેરિત ચમત્કાર; બીજો વસ્તુસ્થિતિનો પ્રેરિત ચમત્કાર. ઇતિહાસના અભ્યાસીને વ્યક્તિપ્રેરિત ચમત્કાર તુરત સમજાઈ જાય છે. પણ વસ્તુસ્થિતિનો પ્રેરિત ચમત્કાર દરેક અભ્યાસીથી સમજી શકાતો નથી. અભ્યાસીથી બંને સમજાય તો તેને શબ્દારૂઢ કરવાની શકિત તેનામાં હોવી જોઇએ. ટૂંકામાં, અભ્યાસીને પોતે એ ચમત્કારનો અનુભવ થવો જોઇએ, તેનો સાક્ષાત્કાર થવો જોઇએ. તો જ તે ચમત્કારને ઇતિહાસરૂપે સમજી શકે અને સમજાવી શકે.

વ્યકિતગત ચમત્કારો તો બધાને યાદ આવી જશે. એ ચમત્કારોના વર્ણનને જ આપણે ઘણે ભાગે ઇતિહાસ માનીએ છીએ. રામે રાવણને રગદોળ્યો, પાંડવોએ કૌરવોને માર્યા, સિકંદરે રાજા પુરુ-(પોરસ) ને હરાવ્યો, ચંદ્રગુપ્તે એકચક્રી રાજ્ય સ્થાપ્યું, અશોકે પ્રવ્રજ્યા લીધી, અલાઉદ્દીને નવો પંથ સ્થાપવાની અભિલાષા ધરાવી, અકબરે રાજપુતાણીઓને બેગમપદ આપ્યાં અને હિંદુઓને સતાવ્યા નહીં, શિવાજીએ મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપ્યું, બાજીરાવે મરાઠી સામ્રાજ્યને વધાર્યું, ચિમાજી અપ્પાએ વસઇ લીધું, બીજા બાજીરાવે વસઇનું તહ લખી આપી મહારાષ્ટ્રને પરતંત્ર બનાવ્યું, કલાઇવે અર્કોટને બચાવ્યું, વેલેસ્લીએ બધાં સંસ્થાનોને બ્રિટિશ રક્ષણ નીચે લીધાં, અંગ્રેજોએ સિપાઇઓના બળવાને દાબી દીધો, દયાનંદે આર્ય સમાજની સ્થાપના કરી, ગાંધીજીએ સત્યાગ્રહજંગ મચાવ્યો, એ હિંદના ઇતિહાસના વ્યક્તિગત ચમત્કારો છે. ઇતિહાસનું પઠનપાઠન

એ ચમત્કારોથી શરુ થાય છે. એવો અભ્યાસ એક રીતે સરળ છે. બાળકોને તે એકદમ મનમાં ઠસી જાય છે. ઇતિહાસના અધ્યયનની તે પૂર્વપીઠિકા છે.

વ્યક્તિના પ્રેરેલા ચમત્કારનો એક પ્રકાર મેં ઉપર કહ્યો. એવા ચમત્કારના બીજા ઘણા પ્રકારો હોય છે. ઇતિહાસકારે તે તમામ ચમત્કારોને સમજાવવા ઘટે છે, જો તે ચમત્કારો ઇતિહાસકાર પોતે પ્રથમ સમજી શકે તો. આ ચમત્કારો વિશિષ્ટ પ્રકારના હોય છે. તેમાંના ઘણાખરા તો બુદ્ધિને ગ્રાહ્ય હોય છે. પણ તેનાં પરિણામોનું, તેના સંબંધોનું દર્શન બધાંને સુલભ થઇ શકતું નથી. ગૌતમ બુદ્ધ, ક્રાઇસ્ટ, શંકર વગેરેનું વ્યક્તિત્વ બધાંને સમજાઇ શકે તેવું છે. પણ ઇતિહાસની સાથે તે વ્યક્તિત્વને ઘટાવવું ઘણું મુશ્કેલ થઈ જાય છે. બુદ્ધે આર્ય સમાજનું અને સંસ્કૃતિનું સંસ્કરણ કર્યું. ક્રાઇસ્ટે યાહુદી અને પશ્ચિમ એશિઆના સમાજનું સંસ્કરણ કર્યું. શંકરે આર્ય–બૌદ્ધ–જૈન સંસ્કારોની શુદ્ધિ કરી. એ આપણે જોઈ શકીએ ખરા. પણ બૌદ્ધ સંસ્કારોને પ્રાચીન આર્યાવર્તના સમાજે કેવા ઝીલ્યા, ક્રાઇસ્ટના સંસ્કરણને રોમના તથા ગ્રીક સમાજે કેવું ઝીલ્યું, શંકરના નવા સંસ્કરણને પછીના હિંદુસ્તાનના સમાજે કેવું રૂપ આપ્યું, તે આપણે બધા સમજી શકીએ નહીં. આ ચમત્કારો વ્યક્તિગત મટી સમાજગત થઈ જાય છે. તે સમાજગત ચમત્કારો સમજવા માટે અને તેમને ઇતિહાસ સાથે ઘટાવવા માટે જુદી જાતની શક્તિ જોઇએ છીએ. એ શક્તિ જેટલી વિશુદ્ધ, તેટલું લેખકનું દર્શન સમગ્ર, એમ આપણે કહી શકીએ.

વ્યક્તિગત ચમત્કારોના ઇતિહાસ સાથેના બીજા બહુ જ જાણીતા સંબંધોનો હું અહીં નિર્દેશ કરું. વાલ્મીકિએ રામાયણ લખ્યું. વ્યાસે ‘ જય ’ કાવ્ય લખ્યું. તેને બીજાઓએ વધારી

'મહાભારત'નું રૂપ આપ્યું. એ બે કાવ્યોના વાચનથી હિંદના ઇતિહાસમાં કેવી મોટી ક્રાંતિઓ થઈ છે? શિવાજીને 'સ્વરાજ'નો મંત્ર આપનાર 'મહાભારત'નું પઠન હતું. રજપૂત રાજાઓની તલવારો એ કાવ્યના વૃત્તાંતોની યાદ થતાં 'યવનો'નાં લોહીની તરસી થતી. રાજસ્થાની વંશો પહેલાના રાજવંશોનું રાજકારણ એ કાવ્યમાંથી નીતર્યું હતું. આ ચમત્કારને આપણે ઇતિહાસ સાથે જરુર ઘટાવવો જોઇએ. 'ગ્રંથસાહેબ'ના પાઠથી સીખ પ્રજાનું રાષ્ટ્ર થયું. કુર્રાનેશરીફના પાઠ ઉપર અનેક મોટાં રાજ્યો ડૂલી ગયાં અને અનેક મોટાં રાજ્યો ઊભાં થયાં. બાયબલના નિરંતર પઠનથી રોમના મહારાજ્યની ઇમારત તૂટી પડી અને તે ઉપર યૂરોપના મોટા પક્ષો ઊભા થયા. અમેરિકાનું સ્વતંત્ર સમૂહરાજ્ય તેને આભારી છે. રુસોના *Social Contract*ના પઠન ઉપર ઓગણીસમી સદીના યૂરોપનો રાષ્ટ્રવાદ ઊભો થયો. મેઝિનીના રાષ્ટ્રધર્મ ઉપર ઇટાલીએ સ્વતંત્રતાનો યજ્ઞ કર્યો. મેકિઆવેલીના 'Prince' ઉપર રાષ્ટ્રની સાર્વભૌમ સત્તાની માન્યતાઓ રચાઇ. બોલિંગ્બ્રોકનાં લખાણો ઉપરથી ત્રીજા જ્યોર્જે પોતાનો નવો રાજપક્ષ તૈયાર કર્યો.

ઉપર મેં વ્યક્તિગત ચમત્કારોના સૌને જાણીતા દૃષ્ટાંતો આપ્યા છે. પણ વ્યક્તિએ વ્યક્તિએ ભેદ હોય છે. તેથી ચમત્કારે ચમત્કારે પણ ભેદ હોય છે. ચમત્કાર વ્યક્તિત્વના બળ ઉપર અવલંબે છે. સીઝર, નેપોલિઅન જેવી મોટી વ્યક્તિઓના ચમત્કારો મોટા હોય છે. રાજકારણના ચમત્કારો ઇતિહાસમાં હંમેશાં નજરે ચડાવવામાં આવે છે. નાના ચમત્કારો પણ નજરે આવે છે. પણ રાજકારણની બહારના ચમત્કારોને ઇતિહાસથી અલગ રાખવામાં આવે છે, જે મોટી ભૂલ છે. ઘણી વાર એવું બને છે કે અનેક નાના ચમત્કારો મળી તેમાંથી મોટો ચમત્કાર પરિણમે છે અને તે ઇતિહાસના ઘડતરમાં અગત્યનું

સ્થાન ધરાવતો થઇ જાય છે. સાહિત્ય, ધર્મ, આર્થિક વિકાસ, વગેરે વિષયોમાં અનેક નાના મોટા ચમત્કારો અનુભવવામાં આવે છે. એ ચમત્કારો કોઇ મોટી વ્યક્તિના વ્યક્તિત્વમાં ઓતપ્રોત થઇ જાય છે. રામાયણ, મહાભારત, ગીતા, કુરાન, બાઇબલ, રાજચંદ્ર, થોરો અને ટૉલ્સ્ટોય વાચતાં ગાંધીજીને સત્યાગ્રહનો, અહિંસાનો, શ્રમજીવનનો, અને હિંદસ્વરાજ્યનો માર્ગ લાધ્યો. એડમ સ્મિથ, માલ્થસ, રિકાર્ડો, બાસ્ટિયાત, સિસ્મોંદે વગેરે વાચતાં કાર્લ માકર્સને Communism એકત્વવાદ સૂઝયો. એ દર્શનોમાંથી હિંદમાં અને યૂરોપમાં ઇતિહાસના કેટલાયે મોટા ચમત્કારો ભવિષ્યમાં થશે. તેથી ઇતિહાસકારનું કર્તવ્ય છે કે આ બધા મોટા અને નાના ચમત્કારોનું સમગ્ર દર્શન કરવું અને દર્શન કળાની રીતે સમાજને કરાવવું.

ઉપર મેં વ્યક્તિપ્રેરિત ચમત્કારોનો ઉલ્લેખ કર્યો છે. પણ અનેક વાર વ્યક્તિપ્રેરિત ચમત્કારોનું ઉપકારક કારણ કુદરતની કે બીજી પરિસ્થિતિ હોય છે. આ પ્રકૃતિની પરિસ્થિતિનું નિવારણ કરવા વ્યક્તિઓ પુરુષકાર કરે છે અથવા માનવ કુળો સામુદાયિક પુરુષકાર કરે છે. ઇતિહાસકારે તેનું દર્શન તો ચોક્કસ કરવું જોઇએ. તે માટે ઇતિહાસકારને ભૂસ્તરશાસ્ત્રનો ઉપયોગ કરવો પડે; કોઇ વાર તેને તે માટે મનુષ્યશાસ્ત્રનો ઉપયોગ કરવો પડે; કોઈ વાર તેને તે માટે અર્થકરણનો કે રાજકારણનો ઉપયોગ કરવો પડે. માનવ કુળો લાખો વરસો સુધી પાશવ જીવનમાં રહ્યાં. તેમની માનવ જીવનમાં થએલી સંક્રાંતિને ઇતિહાસકારે પૂરેપૂરી ઓળખવી જોઇએ. આ ઇતિહાસ યુગોનો ઇતિહાસ થઈ જાય છે. પાશવ જીવનમાંથી માનવ જીવનમાં સંક્રાંત થયેલાં માનવ કુળોએ કુદરતની અનેક વિટંબનાઓ સામે સામુદાયિક બળ વાપર્યું. તે બળના ઉપયોગમાં કેટલાંક માનવ કુળો દબાઈ ગયાં, તો કેટલાંક વિટંબનાને પેલે પાર જઈ નવી સંસ્કૃતિને

સિદ્ધ કરી. નીલ નદીના નીચાણના ભાગને માનવ કુળોએ ચોખ્ખાં કરી ત્યાં વસતિયોગ્ય સંસ્કૃતિ ઉત્પન્ન કરી, જ્યારે આર્ક્ટિક મહાસાગરના પ્રદેશમાં વસતા એસ્કિમોએ બરફના જીવનની પેલે પાર જવાનો પ્રયત્ન કર્યો નહીં. મધ્ય એશિઆનાં માનવ કુળોએ કૂતરો, ઊંટ, ગાય અને બળદ, તેમની સાથે એકાકારી જીવન જીવવાનું પસંદ કર્યું, તે જ સાથે તેમણે ચીન, હિંદ, પશ્ચિમ એશિઆ તથા યૂરોપ ઉપર આક્રમણ કરી ચીની, હિંદુ, મુસ્લિમ અને યૂરોપીય સંસ્કૃતિઓને જુદે જુદે વખતે અપનાવી લીધી. યૂરોપીય પ્રજાઓએ અમેરિકા, આફ્રિકા તથા ઑસ્ટ્રેલિઆ જઈ ત્યાંના ભૂગર્ભોને સોનાથી, ચાંદીથી, હીરાથી તથા રસાયણોથી વંચિત કર્યા, ત્યાંનાં જંગલોમાં મંગળો વર્તાવ્યાં અને નવી દુનિઆનો વસવાટ કર્યો. હિંદમાં આર્ય જાતિએ દ્રવિડોને પોતાની સંસ્કૃતિમાં લીધા અને નદીઓ તથા અરણ્યો, બધાંને વશ કર્યાં. આ પ્રયત્નો સામુદાયિક હતા. તે પ્રયત્નો કુદરતી વિટંબનાઓ સામે હતા. તે પ્રયત્નોની નિષ્ફળતામાં અને સફળતામાં માનવ જાતિનું ભાવિ નિર્માણ થયું હતું. ઇતિહાસકારે તેને સમજવું જોઇએ. આર્યોથી થએલા વિકાસના આવા ક્રમને બધા પુરાણ ગ્રંથોમાં વર્ણવામાં આવ્યો છે. એ વર્ણન અનેક પ્રકારે તેમાં આપવામાં આવ્યું છે. ઇતિહાસકારે તેને ઇતિહાસબુદ્ધિથી સમજી તેનું યોગ્ય દર્શન પ્રજાને કરાવવું જોઇએ. બ્રિટિશ સરકારે પંજાબ પ્રાંતમાં બાંધેલાં નહેરકામોથી પંજાબી લોકોનાં જીવનમાં મહત્ત્વનું પરિવર્તન થઈ ગયું છે. ઇતિહાસકારે તેને અચ્છી રીતે સમજાવવું જોઇએ. છપ્પનીઆ દુષ્કાળ પછી કચ્છ, કાઠિઆવાડ અને ગૂજરાતનાં અનેક કુટુંબો પરદેશવાસી થઈ ગયાં અને તેમના એ પરદેશવાસને યૂરોપીય પ્રજાના આફ્રિકા, બર્મા, જાવા, ચીન વગેરે પ્રદેશોના વેપારને હસ્તગત કરવાના પ્રયત્ને, હિંદમાં સ્થપાએલા એકચક્રી બ્રિટિશ રાજ્યે અને સ્ટીમબોટ વગેરેનાં નવાં સાધનોએ એકદમ સરળ અને અનુકૂળ બનાવી દીધો. આ

સામુદાયિક પરિવર્તન આપણા ઇતિહાસમાં ખચિત આવવું જોઇએ. ઓગણીસમી સદીની યંત્રસામગ્રીની સંસ્કૃતિ, વીસમી સદીની બેંકો વગેરે અર્થસાધન, અર્થરક્ષણ અને અર્થગોપન માટે તૈયાર થએલી સંસ્થાઓ, અને અર્થશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ વગેરેનાં મંતવ્યોનો તેમની સાથેનો એકાકાર, એ બધું ઇતિહાસમાં આવવું જોઇએ. રાજ્યકારભારના સામુદાયિક અનુભવોને બધા ઇતિહાસગ્રંથોમાં સ્થાન આપવામાં આવે છે. પાર્લમેન્ટ, લોકસભાઓ, ચૂંટણીઓ, જુદા જુદા રાજ્યકીય પક્ષો, તેમના આગેવાનોનાં રાજકારણો, એ તો હવે બધા ઇતિહાસગ્રંથોની સામાન્ય વાર્તાઓ થઈ પડી છે.

ઉપરની સમાલોચના ઉપરથી જોઇ શકાશે કે ઇતિહાસ અત્યારે રાજવંશોનો નહીં, માનવ કુળોનો નહીં, પણ સંસ્કૃતિનો ઇતિહાસ થઈ ગયો છે. **ઇતિહાસકાર પુરાણવિદ્ નથી. તે ચારણભાટ નથી. તે પ્રજાઓનો અને રાજવંશોનો ખુશામતખોર અખબારનવીસ નથી. ઇતિહાસકાર સંસ્કૃતિનો સળંગ ખ્યાલ આપતો અભ્યાસી છે. તે સંસ્કૃતિનાં વિવિધ મૂળોને સંગ્રથિત કરી તેને એક વાટિકા તરીકે ઓળખાવનાર મહાપુરુષ છે. તે વર્તમાન સંસ્કૃતિનું સમર્થન કરનાર મુખ્ય પુરુષ છે. તે ત્રણેય કાળોને સમગ્રતા અર્પનાર સમર્થ દ્રષ્ટા છે. તેથી તે માનવ બળનો પ્રેરક છે. તે યુગનો સર્જક છે. આટલે અંશે તે સાહિત્યના જ્યોતિને અખંડ રાખનાર સંસ્કૃતિના મંદિરનો અનન્ય પૂજારી છે.** ઇતિહાસકાર, પછી, ભલેને, દુનિઆનો ઇતિહાસ આલેખતો હોય, તે કોઇ ખંડનો ઇતિહાસ આલેખતો હોય, તે કોઈ નાના પ્રદેશનો ઇતિહાસ આલેખતો હોય. વેલ્સની માફક તે દુનિઆનો ઇતિહાસ લખે; ગિબનની માફક તે રોમનો ઇતિહાસ લખે; થ્યુસિડાઇડિસની માફક તે ગ્રીસનો અને તે પણ ત્રીસેક વરસનો

ઇતિહાસ લખે; તે પુરાણકારોની માફક હિંદનો મુખ્યત્વે પાંચસો વરસોનો કાવ્યબદ્ધ ઇતિહાસ લખે. કોઈ ગૂજરાત જેવડા નાના પ્રદેશનો ઇતિહાસ લખે. કોઈ કચ્છસૌરાષ્ટ્રનો ઇતિહાસ લખે. પણ હરેક પ્રયત્નમાં તે ઉપર દર્શાવેલી સમગ્રતા જાળવે તો તે ખરો ઇતિહાસકાર છે, તે ખરો સંશોધક છે. એ જો ન હોય તો તે કાંઈ નથી, ભલે તેણે જમીનોને ખોદાવી જોઈ હોય. તેણે પ્રતિમાઓ, સ્તૂપો, સિક્કાઓ, રાજમહેલો, રાજમાર્ગો, સ્નાનગૃહો વગેરે ગોત્યાં હોય, દફતરો વાંચ્યાં હોય, બધું કર્યું હોય જ્યાં સમગ્ર દૃષ્ટિ નથી ત્યાં સંશોધન નથી, ત્યાં વાસ્તવિક જ્ઞાન નથી.

ઉપરની ચર્ચા વાંચ્યા પછી વાચક એટલું તો પારખી શકશે કે ઇતિહાસ સાપેક્ષ સાહિત્ય છે. ઇતિહાસમાં બધી વિદ્યાઓનો સમાવેશ થાય છે. ઇતિહાસના પરિશીલનમાં અને સમર્થનમાં એકાંતિક તર્ક સંભવી શકે નહીં. ઇતિહાસની સમગ્રતામાં અનેક સિદ્ધ અંતો સમાઇ જાય છે. ઇતિહાસ એક જ દૃષ્ટિથી સમજાઈ શકે નહીં. એક જ દૃષ્ટિથી વિચારેલો ઇતિહાસ એકમાર્ગી અને સંકુચિત થઈ જાય છે. ઇતિહાસની સાપેક્ષતા સામાન્ય જણાય છે. પણ તેનો તુચ્છકાર કરવામાં મોટા મોટા ચિંતકોનાં નામો આવી જાય છે. તેમનું ઇતિહાસનું દર્શન, તેમણે કરેલું સંસ્કૃતિનું દર્શન એકમાર્ગી થઈ ગયું છે. તેથી તે વામમાર્ગી થઈ ગયું છે. બે ચાર દૃષ્ટાંતો હું રજૂ કરીશ એટલે આ સાપેક્ષ દૃષ્ટિની ઉપયોગિતા એકદમ સિદ્ધ થઇ શકશે. દૃષ્ટાંત હું આપણા ઇતિહાસમાંથી આપીશ. મૌર્ય સમ્રાટોએ બૌદ્ધ સંસ્કૃતિને ભારતવર્ષીય બનાવી એ દરેકને સુવિદિત છે. તેમણે જૈન સંસ્કારિત્વને ભારતવર્ષીય બનાવ્યું તે પણ ઘણાને સુવિદિત છે. તેમના પછી આવેલા સમ્રાટો બ્રાહ્મણ સંસ્કૃતિના ઉપાસકો હતા. તેમાંના છેલ્લા રાજ્યસંચાલકોની નબળાઇથી દેશ ઉપર યવનો ચડી આવ્યા

અને તેમણે પંજાબ, સુરાષ્ટ્ર વગેરે પ્રદેશોમાં રાજ્ય સ્થાપ્યું. તેમના પછી કુશાનો આવ્યા. તેઓ પરદેશી હતા. એ યવનો અને કુશાનો બૌદ્ધ અને બ્રાહ્મણ સંસ્કૃતિ, બંનેના પ્રશંસકો અને ઉપાસકો બન્યા. મુખ્યત્વે તેમનો પક્ષપાત બૌદ્ધો પ્રત્યે હતો. એ યવન અને કુશાન શાસનદ્વારા આપણી બૌદ્ધ સંસ્કૃતિ હિંદ બહાર, પશ્ચિમ અને મધ્ય એશિઆમાં ગઈ. બૌદ્ધ સંસ્કૃતિમાં બ્રાહ્મણ સંસ્કૃતિ તો સંક્રાંત થયેલી હતી. તેથી બૌદ્ધ સંસ્કૃતિ હિંદ બહાર ફેલાઇ તે હિંદની સંસ્કૃતિ બહાર ફેલાઈ એમ આપણે માનવું જોઇએ. કુશાનો પછી ભારશૈવ અને વાકાતક ચક્રવર્તી રાજાઓ થયા. તેમણે પરદેશી સત્તાને નાબુદ કરી. તેમનો પક્ષપાત મુખ્યત્વે બ્રાહ્મણ સંસ્કૃતિ તરફ હતો. એમના પછી ગુપ્ત ચક્રવર્તીઓ આવ્યા. ગુપ્ત કાળના હિંદની ભૂમિકા તૈયાર કરવાનું કામ વાકાતકોએ અને ભારશૈવોએ કર્યું હતું. પુરાણોમાં આ ઇતિહાસ આપવામાં આવ્યો છે. પણ પુરાણ સાહિત્ય લખનારાઓ બ્રાહ્મણ હતા. તેઓ બૌદ્ધોના પ્રતિસ્પર્ધીઓ હતા. તેથી તેમણે કરેલું એ વખતનું દર્શન એકમાર્ગી છે, વામમાર્ગી છે, જો કે તેમની હકીકતોથી આપણને અત્યારે એ વખતનું સમગ્ર દર્શન થઇ શકે છે. પણ તેમનાં બીઆનોને સમગ્રતા અર્પવાનું કામ આપણું છે. તેમની દૂષિત દૃષ્ટિને શુદ્ધ–સંશુદ્ધ કરવાનું કર્તવ્ય આપણું છે. છતાં એ દૃષ્ટિને સંશુદ્ધ કરવાને બદલે આપણે માત્ર તેમણે આપેલાં વરસો, નામો વગેરે બોલી અને લખી જઇએ અને તેને સંશોધનનું મોટું નામ આપી આપણે સમર્થ ઇતિહાસચિંતકોમાં ખપીએ તો થોડાં વરસો માટે તો આપણે જગતને ભ્રમમાં નાંખી શકીએ; પણ ભવિષ્યમાં આપણું નામ ખરા ઇતિહાસવેત્તા તરીકે આવી શકે નહી. બીજો દૃષ્ટાંત આપું. અકબરે દીનેઇલાહીનો નવો પંથ ચલાવ્યો. તેથી તેણે ઇસ્લામનું સંસ્કરણ આ દેશમાં કરવાનો પ્રયત્ન કર્યો. તેણે હિંદુઓની સંસ્કૃતિને

માન આપ્યું, જો કે રાજ્યવહીવટમાં હિંદુઓ તે વખતે ઘણી ઓછી સંખ્યામાં મોટે પદે હતા. તેના અમલની નવા સર્જનમાં આવેલી હિંદી જનતા તે અગાઉની હિંદી જનતાથી જુદી હતી. એ જનતાને ન ઓળખવામાં ઔરંગઝેબની ભૂલ હતી, જે ભૂલ હજુ મુસ્લિમો અને હિંદુઓ કરે છે. તે ફરક ઇતિહાસકારોએ બતાવવો જોઇએ. તેવી જ રીતે શિવાજીએ અને પછી પેશવાઓએ સર્જેલા અને વિકસાવેલા મહારાષ્ટ્રધર્મપ્રેરિત સ્વરાજ્યમાં પાછળથી હિંદ-સ્વરાજ્યનો ધર્મ આવી ગયો હતો, જે મહાદજી શિંદેએ અને તેના સહકારી ઉત્તરહિંદી મરાઠી મુસદ્દીઓએ ઓળખ્યો, પણ જેને નાના ફડનવીસ જેવા સંકુચિત મહારાષ્ટ્રવાસીઓએ સમજી લીધો નહોતો, અને જેથી મરાઠી સામ્રાજ્ય તૂટી પડ્યું, જો કે ઘણાં મરાઠી રાજ્યો તો ટકી રહ્યાં. આવી અનોખી જનતાના સર્જનને હજુ ઘણા મરાઠી મુસદ્દીઓ સમજતા નથી. તેઓ ગૂજરાતમાં અને મધ્ય હિંદમાં બૃહદ્‌મહારાષ્ટ્ર જુએ છે અને જે ભૂલ બ્રિટિશો નથી કરતા તે ભૂલ તેઓ કરે છે, કારણ કે બ્રિટિશ મુસદ્દીગીરી બૃહદ્‌-ગ્રેઇટબ્રિટન ( Greater Britain ) માં એકદમ જુદી છે.

પણ આટલા દૃષ્ટાંતોને હું ઇતિહાસની સાપેક્ષતાને સમજાવવા માટે પૂરતા ધારતો નથી. ઇતિહાસના અભ્યાસને જગતના ભલભલા મુસદ્દીઓએ અને ચિંતકોએ એકપક્ષી બનાવી દીધો છે. મોટા ઇતિહાસકારોએ પણ એ ભૂલ કરી નાંખી છે. ગિબને ખ્રિસ્ત પંથને અધૂરો સમજાવ્યો અથવા ખોટો સમજાવ્યો. મેકોલેએ ઈંગ્લંડના ઇતિહાસને વ્હિગ પક્ષના વિજયનો ઇતિહાસ બનાવ્યો, જેમ બ્રાહ્મણોએ હિંદના પુરાણ ઇતિહાસને બ્રાહ્મણ રીતે સમજાવ્યો તેમ. કાર્લાઈલે ઇતિહાસને મહાપુરુષોનાં જીવનચરિતોનો સરવાળો કહી ઇતિહાસને ખૂબ વગોવ્યો. બકલે બધી ઇતિહાસ-

પ્રગતિના આદિ કારણ માટે ભૂગોળ, ભૂસ્તર વગેરેને જવાબદાર ગણ્યાં. કાર્લ માર્ક્સે તે જ માટે આર્થિક પરિસ્થિતિને જવાબદાર ગણી. હેગલે Time spirit—કાળના અસ્તિકાય (જૈન પારિભાષિક વાપરું છું) ને જવાબદાર ગણ્યો. ફ્રીમૅનના *Unity of History* ઇતિહાસના એકત્વવાદમાં ઘણા લોકો Continuity of History ઇતિહાસના એકધારિત્વનો વાદ જુએ છે. આ બધું સાપેક્ષત્વનો ઇનકાર કરવા જેવું છે. આ મુદ્દો જો આપણે ગૂજરાતના ઇતિહાસને લાગુ પાડીએ તો?

ઇતિહાસ ઉપર આટલી ચર્ચા કર્યા બાદ હવે હું ઇતિહાસ–સાહિત્યના જુદાજુદા પ્રકારો વિષે કાંઈક કહીશ. એ બધા પ્રકારોમાં અમુક સામાન્ય સૂત્રો તો આવી જવાં જોઇએ, જે સૂત્રોનો નિર્દેશ હું પછી કરીશ.

ઐતિહાસિક સાહિત્યના ઘણા પ્રકારો હોય છે. ઐતિહાસિક સાહિત્ય ઘણાં મૂળ સ્થાનોમાંથી પરિણમે છે. એનાં જુદાં જુદાં લક્ષણો હોય છે, જો કે તે દરેકમાં કેટલાંક સામાન્ય લક્ષણો તો હોવાં જ જોઇએ. ઇતિહાસ રાજવંશોના અન્વયોમાં મળી આવે છે, પણ રાજવંશનો અન્વય મુખ્યત્વે ઇતિહાસ નથી. ઇતિહાસનાં મહાકાવ્યો હોય છે, જેમકે ઇલિઅડ, ઑડિસિ, રામાયણ, મહાભારત વગેરે. પણ તેમાંથી ઇતિહાસને મેળવવા માટે ઐતિહાસિક બુદ્ધિ જોઇએ. ઇતિહાસ જીવનચરિતમાં મળી શકે છે, જો કે જીવનચરિતને માત્ર ઇતિહાસના વિષય તરીકે લખવામાં જેટલી ભૂલ છે તેટલી જ ભૂલ ઇતિહાસને જીવનચરિત તરીકે લખવામાં ભૂલ છે. પહેલી ભૂલ મોર્લેએ ગ્લેડ્સ્ટનનું જીવનચરિત લખવામાં કરી, જ્યારે બીજી ભૂલ કાર્લાઇલે ક્રૉમ્વેલનું જીવનચરિત લખી કરી. ઇતિહાસ નાટકોમાં અને સંવાદોમાં મળે છે, જો કે તેથી ચરિત્ર

વધારે સમજાઇ શકે છે, ઇતિહાસની હકીકતો નહી. તેથી માર્લ્બરોએ જ્યારે એમ કહ્યું કે તેણે ઇંગ્લંડનો તમામ ઇતિહાસ શેકસ્પિઅરનાં ઐતિહાસિક નાટકોથી જાણ્યો હતો ત્યારે તેણે શેકસ્-પિઅરને અને પોતાને, બંનેને ઘણો અન્યાય કર્યો હતો, કારણ કે તે પોતે ઇતિહાસનો અભ્યાસી નહોતો અને શેકસપિઅર ઇતિહાસકાર નહોતો. લેન્ડારના સંવાદોથી આપણને અનેક વ્યક્તિઓ વધારે સારી રીતે સમજાઈ શકશે. પણ તે ઇતિહાસ નથી અને ઐતિહાસિક સાહિત્ય તરીકે તેની ગણના ઘણી નીચી છે. ઇતિહાસ સમકાલીન વાર્તાઓથી સમજાઇ શકે છે. પણ ઐતિહાસિક નવલોમાં ઐતિહાસિક પાત્રોને ખોટું સમર્થન મળે તો તે ઐતિહાસિક મટી જાય છે અને ઇતિહાસને વિકૃત કરી નાંખે છે. હેમચંદ્ર આચાર્યના વ્યક્તિત્વને નવલલેખક અતિશયોક્તિ અર્પી શકે. પણ તેને તે વિકૃત તો ન જ કરી શકે. મયણલ્લા રાણી ચારિત્રભ્રષ્ટ ન હોય, છતાં તેને ચારિત્રભ્રષ્ટ કરવી તે ઇતિહાસની વિકૃતિ છે. સિપાહીઓના બળવાના વખતમાં ગાંધીજીના વ્યક્તિત્વને અને અહિંસાવાદને મૂકવાં તે તે વખતના એટલે ઈ. સ. ૧૮૫૮ના બનાવોને વિકૃત સ્વરૂપમાં મૂકવા બરોબર હું ગણું છું, જો કે સુલેહ ખાતર શસ્ત્રસંન્યાસ કોઇ પાત્રમાં આરોપવો તે યોગ્ય છે, પણ અહિંસા ખાતર તે વખતની કોઇ આગેવાન વ્યક્તિમાં તે વાદને મૂકવો તે યોગ્ય નથી. ઐતિહાસિક નવલકાર ઇતિહાસનાં પાત્રોમાં પોતાના સમયની બલિહારીઓ મૂકે છે, જે અનિવાર્ય છે. પણ તેથી ઇતિહાસ વિકૃત થવો જોઇએ નહીં. કોઈ વાર નવલકાર પોતાના વિચારોને અને અનુભવને ઇતિહાસની નવલકથામાં મૂકે છે. શ્રી. રમણલાલ દેસાઇ 'કૌમુદી'માં આવેલી 'ક્ષિતિજ'ની કથામાં દક્ષિણ ગૂજરાતમાં હોય એમ કલ્પેલી નાગ, આર્ય અને રોમન સંસ્કૃતિઓના સમન્વયનો આપણને અનુભવ કરાવે છે, અને જો તેઓ મલય અને હિંદ સંસ્કૃતિઓના સમન્વયને

નવા નવલમાં, હવે એટલે તેમના તે તરફના પ્રવાસ પછી મૂકે તો હું નવાઈ તો ન પામું! ઇતિહાસ આત્મચરિતમાં જડી શકે છે, પણ આત્મચરિતને ઇતિહાસમાં કોઇએ ફેરવી નાંખવું જોઇએ નહીં. બાબરતું આત્મચરિત આ દૃષ્ટિએ ઉત્તમ છે. ગાંધીજીતું આત્મ-ચરિત જ્યાં સુધી લખાએલું છે ત્યાં સુધી તેમાં Human touches આવે છે તેટલે અંશે ઉત્તમ છે. ઇતિહાસ રોજનીશીથી મળી આવે છે. આ રોજનીશીમાં જહાંગીરની ડાયરી અથવા રોજનીશી ઉત્તમ ગણાય છે, કારણ કે તેમાં તે પાદશાહે પોતાનું સાધારણ વ્યક્તિત્વ અસાધારણ સ્પષ્ટતાથી બતાવી દીધું છે. ઇતિહાસ સ્મરણોમાં મળી શકે છે, જેમાં ગુલબદનબાનુનાં સ્મરણો સુંદર ગણાય છે. આપણે ત્યાં પ્રબંધો વગેરે મુખ્યત્વે સાહિત્યના પ્રકારોમાં ગણાય છે. આ બધું સાહિત્યની દૃષ્ટિએ ચર્ચવાની ઘણી જરુર છે, જે હજુ સુધી થયું હોય એમ મેં જાણ્યું નથી. અહીં તે ચર્ચા વીગતવાર થઈ શકે એમ નથી તે લખતાં દિલગીરી થાય છે.

હવે હું ઇતિહાસ–સાહિત્યનાં મુખ્ય લક્ષણો ટૂંકામાં બતાવીશ. ઇતિહાસ માત્ર વર્ણનાત્મક ન હોઈ શકે. જ્યારે મુદ્રણ નહોતું ત્યારે પણ તે નહોતો. હવે તો તે ગદ્યમાં ઉત્તમ સાહિત્ય ગણાય છે. લેખકની દૃષ્ટિ સૂક્ષ્મ હોવી જોઇએ. તે જ સાથે તે વિશાળ હોવી જોઇએ. નાટકમાં સૂક્ષ્મતા ચાલી શકે. ઇતિહાસમાં માત્ર સૂક્ષ્મતા કદિ નભી શકે નહીં. આત્મચરિત, નાટક, એ બધાં આ લક્ષણથી ખાસ ઇતિહાસગ્રંથનથી જુદાં પડી જાય છે. ઇતિહાસના લેખકે તટસ્થતા કેળવવી જોઇએ. મહાભારતકાર દરેક પાત્રને પોતાની ભાષામાં બોલવા દે છે. તેવી જ રીતે થ્યુસિડાઇડિસ જુદાં જુદાં ગ્રીક નગરોના પ્રતિનિધિઓના વિચારોને તેમનાં ભાષણોદ્વારા વર્ણવે છે. તટસ્થતાથી ઇતિહાસકાર પોતાની કૃતિને અમર બનાવી શકે છે.

આ ગુણ સાપેક્ષ દૃષ્ટિ કેળવ્યા વગર કદિ આવી શકતો નથી. ઇતિહાસ સ્પષ્ટ હોવો જોઇએ. એક વાત બીજી વાર આવવી જોઇએ નહીં. ઇતિહાસમાં સત્ય હોવું જોઇએ. સત્યને અસત્યથી તારવી શકવું એ ઇતિહાસકારનો પ્રથમ ધર્મ છે. ઇતિહાસકારનું જ્ઞાન વિશાળ હોવું જોઇએ. એક નાના ગૂજરાતનો ઇતિહાસ જમાવતાં જ્ઞાનની કેટલી વિશાળતા જોઇએ તે વાચકે જ કલ્પી લેવું ! આ જ્ઞાન, આ માહિતી અત્યારે તો ઘણી વધી પડી છે. તેને તારવી તેમાંથી અગત્યના મુદ્દાઓ પકડી તેમને સત્ય, સૂક્ષ્મ, સ્પષ્ટ અને ઉદાત્ત સાહિત્યનું સ્વરૂપ આપવું તે નાનુંસૂનું કામ નથી. ઇતિહાસકારમાં કલ્પના જોઇએ. તેને દર્શન થવું જોઇએ. તેનામાં કાર્યકારણની ભાવના પ્રકટ થવી જોઇએ. પણ ઇતિહાસકારે ' કલ્પનાના ઘોડાઓ ' દોડાવવાના નથી. તેનું દર્શન ભવિષ્યમાં અને ભૂતકાળના વૃત્તાંતોમાં પહોંચવું જોઇએ. થ્યુસિડાઇડિસ ગ્રીસનો છેલ્લો આંતર વિગ્રહ વર્ણવે છે તેમાં તે એ ત્રીસ વરસના વિગ્રહથી પરિણમેલી માનવ તુચ્છતાનું વર્ણન કરે છે એ જ તેના આખા ઇતિહાસનું ખરું દર્શન છે, કારણકે તે પછી થોડાં વરસોમાં ગ્રીસ દેશને ફિલિપે અને તેના પુત્ર સિકંદરે જિતી લીધો અને તે હારને રોમન લોકોએ સંપૂર્ણ કરી ગ્રીસ દેશને હંમેશ માટે પરતંત્ર દશામાં મૂકી દીધો. ઇતિહાસકારમાં સમાજના આગેવાનોનાં જુદાં જુદાં વ્યક્તિત્વોનું રાષ્ટ્રીય ગવેષણ કરવાની શક્તિ હોવી જાઇએ. બદાયૂની ' મુંતાખ-બઉતતવારીખ 'માં અકબરને ગાળો જ આપે છે, કારણ કે અકબરના હિંદપલટાથી તે સંમત નહોતો. તેથી મુંતાખબનું ઇતિહાસમૂલ્ય ઓછું થઇ જાય છે, જો કે તેની વર્ણનાત્મક શૈલી અબુલફઝલ કરતાં ચડિઆતી હોઈ તે વાચવામાં બહુ અનુકૂળ પડે છે. વિન્સેન્ટ સ્મિથે અકબરની આ ધર્મભાવનાને સંકુચિત આંગ્લ દૃષ્ટિથી જોઈ તેથી *Akbar the Great Mogul*–

એ ગ્રંથને તેણે બહુ નીચી કૃતિ કરી નાંખી છે. જદુનાથ સરકારે 'ઔરંગઝેબ' ની કૃતિમાં ઇતિહાસકારના ગુણો બતાવ્યા છે. ઇતિહાસ ઉપદેશાત્મક હોવો જોઇએ. હિંદુ અને મુસ્લીમ લેખકો આ સૂત્રને કાંઇક પાળી શકયા છે. મુસ્લીમ લેખકોએ તો ઇતિહાસને પાને પાને અમૂલ્ય બોધો આપ્યા છે અને કવિઓની કવિતાઓને ટાંકી ઇતિહાસનું વાચન જનતા માટે એકદમ રસિક અને બોધપ્રદ બનાવી દીધું છે. વીસમી સદીમાં ઇતિહાસલેખનનો ઉદ્દેશ જુદો હોવો જોઇએ. તેમાં રાષ્ટ્રોના અને વ્યકિતઓના વિજયો અને પરાજયો આવવા જોઇએ, તો તેની જ સાથે તેમના અવગુણો પણ આવવા જોઇએ. હિંદના બ્રિટિશ યુગના ઇતિહાસમાં બ્રિટિશોની એકચક્રી સત્તા, ધર્મસહિષ્ણુતા, સુલેહશાંતિ, નિષ્ણાતોનું રાજ્યતંત્ર, નવા જમાનાની સમૃદ્ધિઓનો પ્રચાર વગેરે આવે તો તે જ સાથે હિંદીઓની પરાધીનતા, રાજ્યતંત્રમાં તેમનો તુચ્છકાર, તેમની નાલાસી, પ્રજામતની અવગણના, હિંદને પૈસે અને ભોગે બ્રિટિશ સલ્તનત તથા વેપાર, બંનેનો વિકાસ, એ પણ તેમાં આવવું જોઇએ. હિંદના મુસ્લીમ યુગના ઇતિહાસમાં મુસ્લીમ ફત્તેહો આવે, તો તેની જ સાથે તેમની અધૂરી સંસ્કારિતા પણ આવવી જોઇએ, કારણ કે એ અધૂરી સંસ્કારિતા હજુ હિંદમાં એકરાષ્ટ્ર સામે ક્ષણે ક્ષણે આડી આવે છે. આપણા આર્ય યુગનો ઇતિહાસ આલેખતી વેળા તેમાં શૂદ્રોને મળેલો અન્યાય ચોક્કસ આવવો જોઇએ. તે બધું બોધરૂપે, ઉપદેશરૂપે આવવું જોઇએ. ઇતિહાસલેખકની કળાની સફળતા એ બોધ કેવા રૂપમાં આપવામાં આવે છે તેમાં રહેલી છે.

છેવટે, ઇતિહાસના તમામ પ્રકારના સાહિત્યમાં કાર્યકારણનો સંબંધ મુખ્યત્વે જાળવાવો જોઇએ. કોઇ લેખક અકબર વિષે લખે અને તેમાં કહે કે "હીરવિજયસૂરીને બોલાવો, ફાધર ઝેવિઅરને બોલાવો,

દસ્તૂર મહેરજી રાણાને બોલાવો," તો તેમાં કાર્યકારણભાવ અને સમયની આનુપૂર્વી સચવાતાં નથી. તેટલા પૂરતી તે કૃતિ અધૂરી કહેવાય. સમયની આનુપૂર્વી સાચવવી તે મુશ્કેલ કામ છે. લડાઇનાં કારણો ગણાવી જવાં અથવા તો લડાઈનાં પરિણામો ગણાવી જવાં, તેટલા પૂરતો કાર્યકારણભાવ સમજાવો જોઇએ નહીં. દરેક વૃત્તાંતનાં કારણો ઊંડાં હોય છે. ઇતિહાસકાર અસાધારણવૃત્તાંતોને લખે છે. પણ તે લખતાં તેણે તેનાં ઊંડાં કારણો તપાસવાં જોઇએ. જેટલો વૃત્તાંત ઓછો વ્યક્તિગત, જેટલો તે વધારે સમાજગત, તેટલાં તેનાં કારણો, તેનાં મૂળો ઊંડાં. મહારાષ્ટ્રના રાષ્ટ્રધર્મની ભૂમિકા શિવાજીના તોરણાના કોટને સર કર્યાથી શરુ થઈ નહોતી રાનડેએ તેનાં ઊંડાં મૂળ કાંઇક અતિશયોક્તિથી પણ ઝીણવટથી ચોકક્કસ દોર્યાં. શિવાજીનું બાળકર્તૃત્વ શાહજીને આભારી હતું અને શાહજી બિજાપુર સંસ્થાનમાં માત્ર મોટો દરબારી નહી પણ પ્રથમ રાષ્ટ્રસ્રષ્ટા હતો. મીરજુમ્લાએ ગોલકોંડાની કુત્બશાહી સલ્તનત માટે પૂર્વ કર્ણાટક લીધો, તો શાહજીએ બિજાપુરી એટલે આદિલશાહી સલ્તનત માટે પશ્ચિમ કર્ણાટક લીધો અને ત્યાં તેણે પોતાની જાગીરોમાં નાનું પણ આદર્શ હિંદુ સ્વરાજ્ય સ્થાપ્યું, જે 'શિવભારત' વગેરે સાહિત્યથી આપણને જણાઈ આવે છે. ખુદ શાહજીનું કર્તૃત્વ તે જ પ્રદેશોની વિજયનગરની જાહોજલાલીને આભારી હતું. એ પ્રમાણે જો આપણે શિવાજી મહારાજના કર્તૃત્વની આનુપૂર્વી દોરીએ તો આપણને મહારાષ્ટ્રધર્મ અને હિન્દવી સ્વરાજ્ય બરોબર સમજાઇ જાય. આવી જાતનો વિચાર કાર્ય અને કારણ, એમના સંબંધને બરોબર દર્શાવે છે.

ટૂંકામાં, ઇતિહાસ માનવકુળનાં વિવિધ જીવનોના જુદા જુદા ચમત્કારોનો સંપૂર્ણ વૃત્તાંત છે. તે વૃત્તાંત રજુ કરવામાં લેખક પાસે વિશાળ સામગ્રી જોઇએ. લેખકની બુદ્ધિ સૂક્ષ્મ જોઇએ. તેની દૃષ્ટિ

વિશાળ જોઇએ. તેને તે જીવનોનાં તમામ મર્મસ્થાનોનો પરિચય હોવો જોઇએ. ઇતિહાસકાર જેમ જેમ તે વૃત્તાંતોને એક પછી એક છેડે તેમ તેમ તેના ચમત્કારોને તે પોતે જ સુંદર અનુભવ લેતો હોય એમ તેને થવું જોઇએ. આદ્ય કવિએ જ્યારે કામમોહિત ક્રૌંચયુગ્મને નિષાદના તીવ્ર તીરથી વીંધાતું જોયું ત્યારે જેમ આપમેળે, તીવ્ર વેદનાના અનુભવે, શ્લોક છૂટી પડયો તેમ, ઇતિહાસકાર પણ વૃત્તાંતે વૃત્તાંતે સમાજના જીવનને વીંધાએલું જુએ છે અને આપમેળે જ તે અનુભવને પોતે આત્મકળારૂપી અમૃત વાણીમાં સમાજસમક્ષ મૂકે છે. સમાજ તે વાણીદેવતાને ઝીલે છે. જીવનની નવી ચીનગારી તેમાંથી વછૂટે છે. ઇતિહાસવાચનથી સમાજનું જીવન જેટલું ઉત્કૃષ્ટ થાય તેટલું તે લેખન સફળ કહેવાય. ઇતિહાસલેખક દ્રષ્ટા છે અને દ્રષ્ટાનો ધર્મ સંસર્ગમાં આવનાર અધિકારીને પણ દ્રષ્ટા બનાવવાનો હોય છે. ઇતિહાસલેખક પ્રોમેથિયસ છે. તે ચીનગારીઓનો અનુભવ કરે છે અને તેવો અનુભવ બીજાંને કરાવે છે.

# ગૂજરાતમાં ઇતિહાસનું અધ્યયન

[ સંવત્ ૧૯૮૫ના માગશરના વસંતમાં આ લેખ પ્રસિદ્ધ થયો હતો. ]

નડીઆદ મુકામે મળેલી નવમી ગૂજરાતી સાહિત્યપરિષદમાં જે અગત્યના ઠરાવો કરવામાં આવ્યા હતા તેમાં બે ઠરાવો ઇતિહાસને લગતા હતા. એક ઠરાવમાં એવું નક્કી કરવામાં આવ્યું હતું કે ગૂજરાતમાં અને કાઠિઆવાડમાં ઐતિહાસિક અભ્યાસ માટે જુદાં જુદાં મંડળો સ્થાપવાં, જ્યારે બીજા ઠરાવમાં એવું નક્કી કરવામાં આવ્યું હતું કે ગૂજરાતના ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસ માટે જુદાં જુદાં સાધનોનું એકીકરણ કરવું. અત્યારે ગૂજરાતમાં ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસ માટે અને તે અભ્યાસનાં પરિણામોને જનસમાજસમક્ષ મૂકવા **પુરાતત્ત્વ** સિવાય ગૂજરાતી ભાષામાં ચાલતું એક પણ યોગ્ય સામયિક નથી અને **પુરાતત્ત્વમંદિર** સિવાય એક પણ સંસ્થા પણ નથી. આ જ વિષય સંબંધી મેં એકવાર "શારદા" માસિકના માર્ચ માસ

અંકમાં ખાસ ચર્ચા કરી હતી અને તે ચર્ચાને અંતે એમ જણાવ્યું હતું કે ગૂજરાતમાં ઇતિહાસના સમર્થન માટે એક સર્વસામાન્ય સંસ્થાની ખાસ જરુર છે. તે લેખમાં મેં એમ પણ કહ્યું હતું કે એવી એકાદ સંસ્થા જેમ બને તેમ તુરત આપણા પ્રાંતમાં સ્થાપવાનો દરેક ઇતિહાસના અભ્યાસીએ આગ્રહ કરવો. નડીઆદમાં સાહિત્યપરિષદ્ મળી ત્યારે આ વિચારને મેં મૂર્ત સ્વરૂપમાં જોયો ત્યારે મને ઘણો આનંદ થયો. અલબત્ત, આ ઠરાવમાં મેં કોઈ જાતની પહેલ કરી નહોતી અને "શારદા"માં લખેલા લેખને પરિણામે ઉક્ત ઠરાવ ઉપસ્થિત થવા પામ્યો એવી માન્યતા ધરાવવાની ધૃષ્ટતા હું કરતો પણ નથી. સાહિત્યપરિષદે તે ઠરાવ જાહેર કર્યો તે માત્ર તેના ઇતિહાસવિભાગના પ્રમુખ શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાને આભારી હતું. તે ઠરાવ ઘડવામાં દિ. બા. સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અને ઇતિહાસના વિષયમાં રસ લેનારા રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા, રા. રા. પ્રલ્હાદ દિવાનજી, રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ, ગ. રા. પંડિત લાલચંદ્ર ભગવાનજીદાસ ગાંધી વગેરેનું પ્રમુખશ્રીને સાહાય્ય હતું. અહીં તો માત્ર એટલું જણાવવાની જરુર છે કે થોડાએક મહિનાઓ અગાઉ મેં જે વિચાર એક માસિકદ્વારા દર્શાવ્યો હતો તે વિચાર ગૂજરાતની સૌથી પ્રતિષ્ઠિત સંસ્થાના આશ્રય તળે જીવંત દશાને પામ્યો. આ શુભ પરિણામ માટે આપણે ઇતિહાસવિભાગના પ્રમુખનો ઉપકાર માનવો જોઇએ, કારણ કે જો તેમણે આ વિષયમાં યોગ્ય આગેવાની લીધી ન હોત તો અમારામાંનો એક જણ પણ પરિષદ્‌ના સંચાલકોને આ વિચારને વ્યાવહારિક સ્વરૂપ આપવાની અગત્ય વિષે નાની શી સૂચના પણ કરી શકયો હોત નહીં.

મેં ઉપર કહ્યું તેમ સાહિત્યપરિષદે ઇતિહાસ ઉપર વસ્તુતઃ બે

ઠરાવો કર્યા હતા. એક ઠરાવમાં ઇતિહાસ, વિજ્ઞાન, ધર્મ, ફિલસુફી, કેળવણી વગેરે વિષયોમાં રસ લેનારાઓને પોતપોતાનાં મંડળો સ્થાપવાની સૂચના કરવામાં આવી હતી. બીજા ઠરાવથી ગૂજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધનોને એકત્રિત કરવાની અગત્ય પરિષદે સ્વીકારી હતી. પહેલા ઠરાવને આચારમાં મૂકવાની જવાબદારી તે વિષયોમાં રસ લેનારાઓ ઉપર આવી રહે છે, જ્યારે બીજા ઠરાવને આચારમાં મૂકવાની જવાબદારી જો પરિષદ્ સ્વીકારે તો તેને શિર છે; નહિતર તે કોઇને શિર નથી એમ કહીએ તો પણ ચાલે. પહેલો ઠરાવ મૂકનારાઓ અને તેમને ટેકો આપનારાઓ જે ભાષણો કરી ગયા તે ઉપરથી મને એમ પણ જણાયું કે વિજ્ઞાન Science માટે તો એક સંસ્થા નડીઆદ મુકામે સ્થપાઈ ચૂકી હશે. કેળવણી માટે તો ગૂજરાતમાં જુદી જુદી સંસ્થાઓ ક્યારનું યે અગત્યનું કાર્ય કરી રહી છે, જેમકે ગૂજ-રાતી સ્ત્રીકેળવણીમંડળ, ચરોતરએજ્યુકેશનસોસાયટિ, વનિતાવિશ્રામ, વગેરે પણ ઇતિહાસ માટે ગૂજરાતમાં અત્યારે કોઇ સંસ્થા નથી અને ભવિષ્યમાં એકાદ મંડળ સ્થપાશે કે કેમ તે પણ હજુ ચોક્કસ નથી. આ કારણોથી અહીં આ ઠરાવો ઉપર થોડોએક વિચાર કરવાની આવશ્યકતા છે.

ઇતિહાસના અભ્યાસ માટે સ્થપાએલું કોઈ પણ મંડળ પોતાને શિરે મોટી જવાબદારી લેશે. ઇતિહાસનાં અધ્યયન, સંશોધન અને લેખન માટે ગૂજરાતમાં ઘણું વિશાળ ક્ષેત્ર અત્યારે છે. એ ક્ષેત્ર લગભગ અત્યારે અણખેડયું રહેલું છે એમ કહીએ તો અતિશયોક્તિ કહેવાશે નહીં. ઇતિહાસના વિષયમાં આપણે આપણા ભાઇઓને વિવિધ પ્રકારનું શાળાને ઉપયોગી સાહિત્ય પણ આપી શકયા નથી.

આ વિષય કાંઇ સંકુચિત કે મર્યાદિત વિષય નથી. કોઈ ગૂજરાતનો ઇતિહાસ તપાસે, કોઈ કાઠિઆવાડનો ઇતિહાસ તપાસે;

કોઇ કચ્છનો ઇતિહાસ તપાસે, કોઇ હિંદના કોઇ પણ એક પ્રાંતનો ઇતિહાસ તપાસે, કોઇ પ્રાચીન ઇતિહાસ જુએ, કોઇ મુસલમાની વિભાગ જુએ, કોઇ મરાઠી વિભાગ જુએ, તો કોઇ ફક્ત બ્રિટિશ વિભાગ જુએ. કોઈ ગમે તે વિભાગની માત્ર આર્થિક બાબતો જ વિચારે, તો કોઈ વળી ગમે તે વિભાગની માત્ર રાજ્યકીય બાબતો વિચારે. કોઈ વળી સમાજસ્થિતિની આલોચના કરે, કોઇ લોકોપયોગી પણ શિષ્ટ, ઓક્સફોર્ડ યુનિવ્હર્સિટિના જેવું કાર્ય કરી બતાવે, તો કોઇ સવિસ્તર અને દળદાર યોજના કૅમ્બ્રિજ યુનિવ્હર્સિટિના જેવી સમાજ સમક્ષ મૂકે. અત્યારે ઇતિહાસ ઉપર અવનવું સાહિત્ય આપણી પાસે ધરવામાં આવે છે. પણ કોઇને પણ માઠું લગાડવાના હેતુનો ઇનકાર કરીને હું એટલું તો કહી શકું કે તે સાહિત્ય ઇતિહાસના અભ્યાસીઓની કલમથી લખાએલું હોય તો તેની ઉપયોગિતા ચોક્કસ વધારે થઇ પડે. આ વિષય ઉપર વિશેષ ઊહાપોહ કરવાની જરુર છે.

વીસમી સદીના ગૂજરાતીઓને એટલું તો કહેવાની જરુર નથી કે હવે આખા જગતની સંસ્કૃતિ સમજવાની તેમને જરુર છે. સંસ્કૃતિનો કોઇ પણ અભ્યાસી માત્ર ગૂજરાતનો કે હિંદુસ્તાનનો રાજ્યકીય, આર્થિક, રાજ્યવહિવટી, કે સામાજિક ઇતિહાસ વાચી, સમજી, વિચારી કે લખી સંતોષ પામે નહીં. તેને તો જગતની સંસ્કૃતિના વિકાસને, તેની અભિવૃદ્ધિને, તેનાં લક્ષણોને, તેના સારાસારને પોતાના હૃદયસમીપ આલેખવાં રહ્યાં અને જે અભ્યાસી વ્યક્તિ અથવા મંડળ આ સમસ્ત સંસ્કૃતિને અને તે સંસ્કૃતિ પરત્વે ગૂજરાતના ઇતિહાસને તવારીખરૂપે, આલોચનારૂપે, નિબંધરૂપે, જીવનવૃત્તાંતરૂપે, ગમે તે પ્રકારે આલેખે તે ચોક્કસ ગૂજરાતની થોડીવત્તી પણ સેવા કરશે. ચીન, તિબેટ, અફઘાનીસ્તાન, ઇરાન, અરબસ્તાન, એશિઆમાઇનોર,

સિઆમ, ઇસ્ટ ઇન્ડિઝ, ઑસ્ટ્રેલિઆ, જાપાન, ગ્રીસ, રોમ અને યૂરોપનાં અર્વાચીન રાજ્યો, અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆ વગેરે કોઇ પણ દેશ ઉપર આપણી ભાષામાં અત્યારે એક શિષ્ટ વિવાદ તો બતાવો. ઇતિહાસના અભ્યાસ અને તેના સંશોધન માટે સ્થાપવામાં આવનાર કોઈ પણ ઉત્સાહી મંડળ સમક્ષ હું આ વિશાળ યોજના મૂકું છું અને ઇચ્છું છું કે એમાંથી કોઇ એક ભાગને મંડળના સભાસદો પોતપોતાના હાથમાં લઇ લે. માત્ર એટલું જ જણાવું કે આ કામ વિષયના અભ્યાસીઓ કરે. તેમાં કોઈ અણઘડ જૂઠી પ્રતિષ્ઠા માટે કે પૈસા માટે હાથ ઘાલે નહીં.

નડીઆદ મુકામે ભરાએલી સાહિત્યપરિષદ્ તરફથી જ્યારે ઇતિહાસનો ઠરાવ સમગ્ર સભા સમક્ષ મૂકાયો ત્યારે તે વિષય ઉપર ભાષણકર્તાઓ અને અનુમોદકો તરફથી તેની ઉપયોગિતાનો ખરો ખ્યાલ બધી પરિષદ્‌ને આપવામાં આવ્યો હોત તો આ લેખની ઉપયોગિતા રહેત નહીં. દુર્ભાગ્યે પરિષદ્‌ની સમિતિને ઘણું કામ ઊઠાવવાનું હોય છે; પ્રમુખની સત્તા ઉપર પણ કેટલીએક અયોગ્ય નિયંત્રણાઓ મારા જોવામાં આવી; વળી ઇતિહાસના વિષય પરત્વે પરિષદ્ અને ગૂજરાતી સમાજ હજુ કિશોર વયમાં છે; પરિણામે ઠરાવ ઉપરનાં ભાષણોથી પરિષદ્‌ને ઝાઝું જાણવાનું મળી શક્યું નહીં. આ કારણથી હું આ સૂચનાને અહીં સાર્થક લેખું છું.

આ વિષય પરત્વે આપણા સમાજમાં હું બીજી ગંભીર ગેર-સમજુતીઓ જોઈ રહ્યો છું. આ ગેરસમજુતીઓનું માત્ર એક જ કારણ છે. આપણો શિક્ષિત સમાજ હજુ વિચારદશામાં પુખ્ત થયો નથી અને તે સમાજના આગેવાનોનું લક્ષ ઇતિહાસ વિષેની જવા-બદારીઓ ઉપર તો જરા ય ગયું નથી.

ઘણા લોકો હજુ એમ સમજે છે કે જેણે એકાદ શિલાલેખ,

પાળીઓ, તામ્રપત્ર, ભૂર્જપત્ર, કાગળ, સિક્કો, કે કાવ્ય ઉકેલ્યું એટલે તે ઇતિહાસનો અભ્યાસી થઈ ચૂકયો, જેમ એકાદ ભાવના-શૂન્ય કે ભાવનાસંપન્ન, રસહીન કે રસયુકત, નાનું કે મોટું, શિષ્ટ કે અશિષ્ટ, અભ્યાસયુક્ત કે અણઘડ ગમે તેવું કાવ્ય કોઇએ લખી માર્યું એટલે તે કવિ થઈ ગયો તેમ, ઇતિહાસમાં જરા પણ કાર્ય પ્રકાશિત કર્યું એટલે તે ઇતિહાસનો "ખાં" થઇ ગયો. પણ એ યોગ્ય નથી. શિલાલેખ, તામ્રપત્ર, તાલપત્ર, કાગળ, સિક્કો, ઐતિહાસિક કાવ્ય, નવલકથા, એ કાંઇ ઇતિહાસ નથી. તે માત્ર ઇતિહાસનું સાધન છે. ચારણી સાહિત્ય ઇતિહાસ નથી, જો કે ઇતિહાસના સમર્થનમાં તેનું સ્થાન છે. લોકગીત, લોકકથા, રાસો, દંતકથા, કોઇ કાવ્ય, એ કાંઇ ઇતિહાસ નથી, જો કે યોગ્ય સમયે ઇતિહાસનો અભ્યાસી તેનો અનુકૂળ ઉપયોગ કરે છે. ભારે ભારે અભ્યાસીઓ આ ભૂલ કરે છે. મરાઠી ઇતિહાસનું એક અંગ્રેજી પુસ્તક કિંકેઇડ અને પારસનિસકૃત છે તેમાં કર્તાઓએ મરાઠી ચારણી સાહિત્ય "પોવાડા" નો મોટો ઉપયોગ કર્યો છે. પરિણામે એ ગ્રંથની શાસ્ત્રીય કિંમત અત્યારે શૂન્યવત્ છે. ઇતિહાસ જુદી વસ્તુ છે. ઇતિહાસનો અભ્યાસી પણ જુદી વ્યક્તિ છે. ઉપરનાં બધાં અંગોને ભેગાં કરી જો કોઈ વ્યક્તિ કે મંડળ તે પ્રજા સમક્ષ મૂકે તો તે ઇતિહાસ નહીં પણ ઇતિહાસનું હાડપિંજર જ મૂકશે. તેમાં ઇતિહાસનો આત્મા નહીં હોય તેથી તે તદ્દન ચેતનરહિત અને જડ ગણાશે. માનવ જાતિની સંસ્કૃતિના સમર્થનમાં તે નિશ્ચલ હાડપિંજરને જરા પણ સ્થાન નહીં મળે. જેમ કોઈ યુગાતીત પ્રાણીનાં વીંખાઈ ગએલાં હાડકાંને શાસ્ત્રીય પદ્ધતિ વિના ભેગાં કરવાં મુસ્કેલ છે તેમ આપણા ઇતિહાસનાં છૂટાં છવાયાં સાધનોને શાસ્ત્રીય પદ્ધતિ વિના ભેગાં કરવાં તે મુસ્કેલ છે. યુગાતીત પ્રાણીનાં હાડકાંને જેમ તે વિષયના અભ્યા-સીઓ ભેગાં કરી તે પ્રાણીને નવું નામ આપે છે અને તેને યોગ્ય

યુગ આપે છે તેમ ઇતિહાસજ્ઞ ઇતિહાસનાં સાધનોને એકત્રિત કરી તેમને યોગ્ય ચેતન આપે છે. આ એકતા સિદ્ધ કરવા અભ્યાસની જરુર છે. અભ્યાસી માણસ આ અરણ્યમાં કે ડુંગરો નીચે દટાઇ રહેલાં સાધનોને બરોબર ગોઠવી શકે. આપણો પ્રાચીન ઇતિહાસ આ વીખાઈ ગએલા હાડપિંજર જેવો છે. તેના નોખા થઇ ગએલા અવશેષોને આપણે ભેગા કરશું તો તે ભેગું થએલું કલેવર માત્ર હાડપિંજર જ રહેવાનું. તેમાં માંસ, રુધિર, સ્નાયુ, મેદ વગેરે યોગ્ય સામગ્રીઓ આપણે પૂરી શકીએ તે માટે સંગીન, તુલનાત્મક, સમગ્ર અને ઐતિહાસિક બુદ્ધિની આપણે મદદ લેવી પડશે. એ માટે કેટલીક દિશાઓ હું નીચે બતાવું છું.

આપણા પ્રાંતનો ઇતિહાસ એટલે સમગ્ર હિંદનો સંક્ષિપ્ત ઇતિહાસ. પહેલાં આપણે ઘણો પ્રાચીન વિભાગ લઇએ. આપણે વૈદિક સાહિત્ય, રામાયણ, મહાભારત અને પુરાણો ઐતિહાસિક દૃષ્ટિએ જોયાં વિચાર્યાં છે ? પાર્ગિટરે પુરાણોનો જેવો અભ્યાસ કર્યો તેવો અભ્યાસ આપણે ગૂજરાત પરત્વે કર્યો છે ? ગૂજરાતમાં આવી આર્યોએ શું કર્યું, પુરાણવંશી રાજાઓનું ભવિષ્ય શું થયું, બૌદ્ધ અને જૈન સંપ્રદાયોએ આપણે ત્યાં કેવી રીતે પ્રગતિ કરી, તે આપણે હજુ વિચાર્યું છે ? આપણા ઇતિહાસના પ્રાચીન યુગનો બીજો વિભાગ તપાસો, મૌર્ય, શક, ગુપ્ત અને કનોજના રાજાઓની સત્તાઓનો એક સમગ્ર ઐતિહાસિક દૃષ્ટિપાત હવે આપણે ઉપજાવી શકીએ નહી ? ભગવાનલાલ ઇંદ્રજી પછી ઘણી પ્રગતિ થઇ છે. તે પ્રગતિનો લાભ આપણે શાસ્ત્રીય વિચાર કરી લઈ શકીએ નહીં ? રજપૂતોનો સમય આપણે જોઇએ. 'રાસમાળા'થી આપણે હવે આગળ વધી શકીએ નહીં ? 'રાસમાળા' કાંઈ ઇતિહાસ તો નથી; છતાં તેમાં ઇતિહાસ વાચવામાં આવે છે. એ વિભ્રમ હવે આપણે દૂર કરી શકીએ નહીં ? આ

બાબતમાં હજુ એક અક્ષમ્ય દુરાગ્રહ સંબંધી મેં શ્રીયુત ગૌરીશંકર ઓઝાને અને દિ. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને વાત કરેલી. રાસમાળાના ભાષાંતરકારે વનરાજ ચાવડાએ ગૂજરાતનું સ્વામિત્વ પાછું લીધું તે સંબંધી લખાણની નીચે જે નોંધ લીધી છે તેમાં એવું કહેવામાં આવ્યું છે કે ગૂજરાતમાંથી પરદેશીઓને હાંકી કાઢવામાં વનરાજને મદદ કરનારા જૈનોના પૂરાવાઓ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસે કરેલી શોધખોળોથી અને મોઢેરા બ્રાહ્મણોના ગ્રંથો ઉપરથી ખોટા ઠરે છે. એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આ શોધખોળો કયાં છે અને આ ગ્રંથો કયાં છે? ભાષાંતરકારે એ સંબંધી કોઇ ખુલાસો કર્યો નથી. ગૂજરાતને “સ્વરાજ્ય” અપાવનાર જૈનો હશે, તો બીજા લોકો પણ હશે. “એક હાથે તાળી તો પડતી નથી.” પણ બીજા લોકોનું કાર્ય પ્રકાશમાં આણતી વેળા જૈનોનું કાર્ય પૂરાવાથી અગ્રાહ્ય છે એવો નિર્દેશ કરવામાં વિષવાદ, ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ અને દુરાગ્રહ, એ સિવાય બીજું કાંઇ જણાશે નહીં. ઇતિહાસ આમ લખાતો નથી અને વિચારાતો પણ નથી.

રાજપુત સમયનો આપણો ઇતિહાસ ઉકેલવા માટે આટલું જ બસ નથી. આપણે આપણો ઇતિહાસ હિંદનાં બીજાં રાજપૂત રાજ્યો સાથે બરોબર ઘટાવી દેવો જોઇએ. આ કાર્ય દુર્ઘટ છે. પણ તેની વિષમતાથી આપણે ડરવું શા માટે?

હવે હું મુસલમાની રિયાસત ઉપર આવું છું. સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે ફિરિશ્તાની તવારીખ,-મિરાત-એ-સિકંદરી, મિરાત–એ–અહમદી વગેરે વાચ્યાં એટલે ગૂજરાતની મુસલમાની સલ્તનતનો ઇતિહાસ આપણે જોઇ વળ્યા. આ હડહડતી ભૂલ છે. એ કાર્ય જો એટલું સરળ હોય તો હું મારા બી. એ. ના એક વિદ્યાર્થીને કહું તો તે પંદર દિવસમાં ગૂજરાતની સલ્તનતનો

ઇતિહાસ તૈયાર કરી આપે. પણ એ કામ એવું સરળ નથી. એ બાબતો ઉપર નિત્ય નિત્ય નવા નવા પ્રશ્નો ઉદ્‌ભવશે. ગૂજરાતમાં મુસલમાનો ક્યારે, કેવી દશામાં દાખલ થયા? ગૂજરાત ઉપર મુસલમાનોએ શા માટે અને કેવી રીતે જુદી જુદી સવારીઓ મોકલી? તેનાં પરિણામો કેવાં આવ્યાં? ગૂજરાતમાં મુસલમાની રિયાસત સ્થાપનાર તઘલખી રાજ્યતંત્રમાં કેવી સ્થિતિ ભોગવતો હતો? ગૂજરાતી સુલતાનોએ ક્યારે ક્યારે અને કેવી રીતે હિંદુઓને વશ કર્યા? તેમણે ગૂજરાતી સંસ્કૃતિનો વિકાસ કેવી રીતે કરાવ્યો? આ માહિતી માટે આપણે તે તે વખતનાં ફારસી, અરબી, સંસ્કૃત, પ્રાકૃત અને જૂની ગૂજરાતી ભાષાનાં સાહિત્યો જોવાં પડશે.

આ બાબતમાં આપણું અજ્ઞાન મને તો અક્ષંતવ્ય લાગે છે. આપણે ઘણા કાળથી દેશાવર સાથે મોટો વેપાર ખેડતા આવ્યા છીએ. તે વેપાર આપણી પાસેથી ચાલ્યો ન જાય તે માટે આપણા રાજ્યકર્તાઓ કોંકણ, ઇજિપ્ત, તુર્કી, અરબસ્તાન વગેરે પ્રદેશો સાથે સંબંધ રાખતા. આપણે આ વિષય તરફ એકદમ દુર્લક્ષ બતાવ્યું છે. ફિરંગી સત્તા અને ગૂજરાતી સલ્તનત વચ્ચેના પરસ્પર સંબંધ વિષે આપણે કેટલું જુજ જાણીએ છીએ! ખરા ઐતિહાસિક દૃષ્ટિપાત વગર આ વિભાગ તો શૂન્ય રહી ગયો છે અને તે 'મીંડું' હજુ પણ આપણા કપાળે જડાયું છે.

મોગલાઈની સ્થાપના વિષે આપણે ત્યાં કેટલું શોકજનક અજ્ઞાન રહેલું છે! અકબરે ઇ. સ. ૧૫૭૨માં ગૂજરાત દેશ સર કર્યો એ આપણે દર વર્ષ નાની મોટી શાળાઓમાં અને કૉલેજોમાં શીખતા આવ્યા છીએ. પણ કોણ જાણે છે કે મોગલાઇને આપણા પ્રાંતમાં સ્થપાતાં ખાસ્સો એક જમાનો લાગ્યો હતો! મોગલાઇ અને મરાઠાઓ વચ્ચે ચાલેલા ખૂનખાર ત્રીસ વર્ષોના મહાભારત સંગ્રામને શાહી

આપણે આપણા વિદ્યાર્થીઓને હિંદના ઇતિહાસના એક આવશ્યક અને બોધપ્રદ પદાર્થપાઠ તરીકે શીખવીએ છીએ. પણ આપણા જ છેલ્લા સુલતાન મુઝફ્ફરને આપણે કેવળ ભૂલી ગયા છીએ! પાટણના પ્રદેશમાંથી અકબરના જાસુસોને હંફાવી હિંદુસ્તાન, હિંદુસ્તાનમાંથી પાછો ગૂજરાત અને ત્યાં અમદાવાદ, વડોદરા, ભરુચ, સુરત, નાંદોદ, ખંભાત, ધંધુકા, ગીર, જૂનાગઢ, બરડો, ગોંડળ, રાજકોટ, ખેરડી, મોરબી, રાંધણપુર, જામનગર, ઓખામંડળ અને પછી કચ્છ, ત્યાંથી પાછો મચ્છુકાંઠો, એમ ગૂજરાત, કાઠિઆવાડ, અને કચ્છના દરેક ખૂણાખોચરામાં રખડપટ્ટી કરનાર, અફઘાનોની અને રાજપુતોની મદદથી હિંદના પાદશાહ અકબરના સુનંદા અમલદારોની સામે ઝુંબેશથી લડનાર અને તેમને પચીસ પચીસ વર્ષો સુધી "તોબા" કરાવનાર, આ ગૂજરાતના છેલ્લા સુલતાન વિષે કોઇ હિંદીએ હજુ એક પ્રશંસાત્મક વાકય કહ્યું નથી અને એ પ્રશંસાત્મક વાકય કહેવાતું એક પરદેશી અને તે પણ શાહ-ઇન-શાહ અકબરના અનન્ય પ્રશંસક અને જીવનવૃત્તાંતકાર જર્મન કાઉંટ વાન નઓરને સૂઝી આવ્યું! છતાં તે વાકય આ જ ત્રીસ ત્રીસ વર્ષો થયાં તેના કાગળોમાં છૂપું સૂતું સડયું રહ્યું છે અને હજુ આપણે શીખી રહ્યા છીએ કે અકબરે ઇ. સ. ૧૫૭૨માં ગૂજરાતદેશ સર કર્યો!

હવે હું મરાઠી રિયાસત ઉપર નજર કરીશ. મિરાત-એ-અહ-મદીના ટૂંકા સાર ઉપર આપણે આ વિભાગના જ્ઞાન માટે હજુ ઝઝુમીએ છીએ! મુંબઇ સરકારનું કે ગાયકવાડ સરકારે બહાર પાડેલું છેલ્લી આવૃત્તિનું ગેઝેટિઅર જુઓ. બંનેમાં એક જ વાત. અને છતાં તે માહિતી હાલ કેટલી અધૂરી છે! આ ઇતિહાસ ઘણો સુધારો માગે છે! ઇતિહાસના જૂના ગ્રંથોની સુધારણા ગૂજ-રાતમાં ઘણો વિચાર માગે છે! જેમ માળવામાંથી મોગલાઇનો નાશ

કરાવનાર મહારાજા સવાઇ જયસિંહને માળવાના અનેક નાનામોટા જીવાઈ-દારોની અને જાગીરદારોની મદદ હતી તેમ ગૂજરાતમાંથી મોગલોને પદભ્રષ્ટ કરવામાં મરાઠાઓને અનેક રાજાઓની, દેસાઇઓની, પાટીદારોની, કાઠીઓની, નાગરોની, કાયસ્થોની અને વેપારીઓની મદદ હતી. તે મદદનાં સાધનો આપણે મરાઠી અને ગૂજરાતી સાહિત્ય જોઈ ભેગાં કરી શકીએ છીએ. એ ગૂજરાતીમરાઠી સહકારના અનેક અવશેષો અત્યારે મળે છે. તેમનો શાસ્ત્રીય ઉપયોગ થવો જોઇએ. આપણાં સંસ્થાનોનાં દફતરો તે માટે ઠીક કામ લાગે. તે જ પ્રમાણે બ્રિટિશ વિભાગનું સમજવું.

આપણા ઇતિહાસના ઉપર મારે સહેજ વિશેષ વિચાર કરવો રહ્યો છે. ભાર્ગવ પરશુરામ, શ્રીકૃષ્ણ, ચંદ્રગુપ્ત અને અશોક, ક્ષત્રપો, ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્ત, વલભીપુરના ધ્રુવસેનો, ધરસેનો અને ખરગ્રહો, વનરાજ, મૂળરાજ, કરણ, સિદ્ધરાજ, કુમારપાળ, અહમદશાહ, મહેમુદશાહ અને બહાદુરશાહ, એ રાજ્યકર્તાઓ અને તેમના સહકારીઓ વિષે આપણે ઝાઝો વિચાર કદિ કરી શકીશું નહીં. પણ મોગલ, મરાઠી અને બ્રિટિશ વિભાગો તે વિભાગોથી જુદા પડી જાય છે. અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ, શિવાજી, પિલાજી, દમાજી, ત્રંબકરાવ સેનાપતિ, બાજીરાવ પેશવા, ઉમાબાઈ દાભાડે, નિઝામ, સરબુલંદખાં, રાઘોબા, ફત્તેહસિંહરાવ અને ગોવિંદરાવ ગાયકવાડો, વેલેસ્લી, ગૉડાર્ડ, હેસ્ટિંગ્સ, એલફિસ્ટન, ગગાધર શાસ્ત્રી, વિઠોજીરાવ દીવાન, વોકર, વૉટ્સન, એ અસાધારણ વ્યક્તિઓ વિષે તો આપણે ઘણું જાણી શકીએ. લડાઇઓ, ઘેરાઓ, કોલકરારો, લશ્કરોની કુચો, સહીસિક્કાઓ, એ તો બધું આ પુરુષોનાં ચરિત્રોની અવનવી લીલારૂપે આપણે ઉકેલવાનું છે. આપણો ઇતિહાસ સમજતી વેળા આપણે આપણી રંગભૂમિનાં આ પાત્રોને બરોબર સમજવાં જોઇએ. તે માટે આપણી પાસે વિપુલ સાહિત્ય છે. તેનો માત્ર ઉપયોગ થવો જોઇએ. ટૂંકામાં ગૂજરાતનો

છેલ્લાં ત્રણસો વર્ષોનો ઇતિહાસ સમજવા આપણે જીવનવૃત્તાંતોનો ઉપયોગ કરવો પડશે. તે સાહિત્યની અગત્ય આપણા અભ્યાસીઓએ હજુ સ્વીકારી નથી એ શોચનીય છે.

અમે બધા જ્યારે ઇતિહાસને લગતો ઠરાવ વિચારતા હતા ત્યારે ખોદકામ ઉપર પણ અમે યોગ્ય નજર કરી હતી. અત્યારે ગૂજરાતમાં આ વિષય તરફ બેદરકારી બતાવવામાં આવે છે. ખોદકામ માટે કેટલું વિશાળ ક્ષેત્ર હજુ છે તે માત્ર નામનિર્દેશ કરવાથી તુરત જણાઇ રહેશે. કાઠિઆવાડમાં જૂનાગઢ, વંથળી વગેરે, પોરબંદર પાસે ઘુમલી, ભાવનગર પાસે તળાજા, સિહોર, વળા, વગેરે, ઝાલાવાડ, તેમાં ઝીંઝુવાડા ખાસ, ગોંડળ પાસે ઢાંક, ઓખામંડળ, કચ્છમાં ભુજ પાસેનો ભાગ, ગૂજરાતમાં પાટણ, વડનગર, ડભોઇ, ચાંપાનેર, નાંદોદ. આ ખોદકામ માટે પૈસા જોઇએ તે રાજ્યો આપે નહીં એટલે કાંઈ કામ થઈ શકે નહીં, અને જે કાંઇ થોડુંએક કામ થાય તે નિષ્ણાત લોકોની દેખરેખ નીચે થાય નહીં એટલે પૈસાની, મહેનતની અને અભ્યાસની બરબાદી થાય. વસ્તુતઃ, આ વિષયનું સાહિત્ય જોઇને પછી ખોદકામ હાથ ધરવું જોઇએ.

સાહિત્યપરિષદ્‌ના આશ્રય તળે સાહિત્યના વિષય ઉપર સંગીન કામ થઇ શકયું નથી, તો પછી આપણે ઇતિહાસ સંબંધી તેની પાસેથી ઝાઝું કામ માંગી શકીએ નહીં. પણ તેથી આપણે કાંઇ નિરાશ થવાનું નથી. ગૂજરાતમાં નિષ્ણાત આપ્ત પુરુષો વસે છે. ગૂજરાતમાં ઇતિહાસનું લેખન સાહિત્યની ચર્ચા કરનારાઓના હાથમાં અને બહુશ્રુત નહીં એવા શિક્ષકોના હાથમાં હમણાં સુધી રહ્યું છે. ઘણે ભાગે તે લખાણોમાં ભાષા, માહીતી, વિચાર, ચર્ચા, કાંઈ જોવામાં આવતું નથી. કોઈ વાર ભાષા સંસ્કારી હોય, પણ ઐતિહાસિક તો ન હોય. વિચાર તો ઐતિહાસિક હોય જ

ક્યાંથી ? આ વસ્તુસ્થિતિ સુભાગ્યે હવે પલટાતી જાય છે. જેમ પ્રાચીન સમયમાં બ્રાહ્મણો, મધ્યકાલીન યુગમાં જૈન યતિઓ અને મુસલમાની કાળમાં મુનશીઓ અને કાયસ્થો ઇતિહાસો લખતા અને ઇતિહાસને વાઙ્મય સાથે સંડોવી દેતા તેમ અત્યાર સુધી ગૂજરાતમાં આપણા સાહિત્યકારોએ ઇતિહાસને વાઙમયનું રૂપાંતર આપી દીધું હતું. ઇતિહાસના અજ્ઞાનને લીધે ઘણો વાર તો સાહિત્યકારોની ઐતિહાસિક કૃતિઓ બેડોળ ભાષાંતરરૂપે પરિણમી છે. હજુ આપણે એ વાતાવરણથી અને મનોદશાથી તદ્દન મુક્ત થયા નથી. આપણા ઇતિહાસના બગીચામાં હજૂ આવી ઘણી થોરની વાડો નજરે પડે છે અને નવી નવી ઉગી નીકળે છે. થોર તો જ્યાં નાંખીએ ત્યાં વધી પડે છે. એ થોરને હવે આપણે દૂર કરવો જોઇએ. એ ઝાંખરાંને તુરત આપણે ખંખેરી બાળી નાંખવાં જોઇએ. એ ઉદ્યાનોની વાડોને હવે ઇંટોની, પત્થરોની કે ધાતુની "રેઇલિંગો"થી આપણે વાળી લેવી જોઇએ અને એ ઉદ્યાનોમાં આપણે ઠેકઠેકાણે સારું પાણી વાળી ત્યાં મનોહર, સુગંધી, તીવ્ર, ઉત્તેજક, સ્થાયી ફુલછોડને ઉછેરવા જોઇએ. સારા બગીચાઓ બનાવતાં આપણે મોગલો પાસેથી શીખ્યા, તો ઇતિહાસના સાહિત્યના સુંદર બગીચાઓ બનાવવા આપણે પશ્ચિમની પ્રજા પાસેથી શા માટે ન શીખવું ? આશા છે કે સાહિત્ય-પરિષદ્ ઇતિહાસના વિષયમાં માત્ર સાહિત્યકારોને નહી પણ ઇતિહાસના અભ્યાસીઓને પણ, આ વખતે થયું તેમ, સન્માનશે અને ઇતિહાસનો વિકાસ તેમના દ્વારા કરાવશે. ઇતિહાસના અભ્યાસીઓને વધારે જોઇતું પણ નથી.

# આપણા દેશનો ઇતિહાસ

## એક સમર્થન

[ આ લેખ તા. ૮, ઑગસ્ટ, ૧૯૩૪ને દિવસે લખાયો હતો અને **વસંતમાં સંવત્ ૧૯૯૦માં ભાદ્રપદના અંકમાં પ્રસિદ્ધ થયો હતો.** ]

હિંદુસ્તાનદેશ હંમેશાં પરતંત્ર રહ્યો છે, તેના ઉપર પરદેશીઓએ હંમેશાં હુમલાઓ કર્યા છે અને હિંદના લોકોએ એ પરદેશીઓના હુમલાઓને કદિ પાછા હઠાવ્યા નથી, પણ દરવખતે તેઓ તેમને તાબે થઈ ગયા છે, આવી વાતો આપણને નાનપણથી શીખવવામાં આવે છે; કહો કે, તે આપણે ગળસુંદીમાં લઈએ છીએ. કંઈક અંશે આ બાબત ખરી છે. પણ સત્ય હકીકતને રજૂ કરવાની રીતમાં ઘણો ફેર હોય છે તેમ આ બાબતને રજૂ કરવાની નોખી નોખી રીતો છે.

પહેલાં તો આપણે આ વિષયને જો વધારે ઊંડી રીતે તપાસશું

તો માલૂમ પડશે કે કોઈ દેશ એવો નથી, જે પરતંત્ર ન રહ્યો હોય, જેના ઉપર સેંકડો વરસો સુધી પરદેશીઓએ રાજ્ય ન કર્યું હોય. રોમનગરનો પાંચમા સૈકાનો કોઈ પ્રજાજન અત્યારે ફરી જન્મ લઈ ઈંગ્લંડમાં જાય તો તેને નવાઈ લાગે કે અંગ્રેજ લોકો સ્વતંત્રતાની મોટી મોટી વાતો કરે છે અને પાંચસો વરસો સુધી રોમના ઈંગ્લંડ ઉપરના અમલને ભૂલી ગયા છે! તેરમી સદીનો કોઈ નૉર્મન અત્યારે ઈંગ્લંડમાં જીવતો ઊતરે તો તે એમ જ કહે કે "અરે આ સૅક્સનોના વંશજો અત્યારે નૉર્મન રાજ્યતંત્રને કેમ ભૂલી ગયા છે અને તેઓ સ્વતંત્રતાની બડી બડી વાતો કેમ કરે છે!" ઑસ્ટ્રિયાનો અઢારમી સદીનો મુસદ્દી ઈટાલી દેશમાં ઊતરી પડે તો તેને નવાઈ લાગે કે પાંચસો પાંચસો વરસો સુધી પરદેશી ધોંસરી નીચે રહેલી ઈટાલીની પ્રજા આજે સ્વતંત્ર થઈ ગઈ છે! ફ્રાંસની સ્થિતિ પણ એ જ સમજવી. ટૂંકામાં, કોઈ દેશ એવો નથી, જ્યાં પરદેશીઓએ રાજ્ય ન કર્યું હોય! માત્ર એટલું જ છે કે પરદેશી વિજેતાઓ જિતાએલી પ્રજાના ઈતિહાસને ઊલટાવી નાંખે છે, તાબેદાર પ્રજાનાં બાળકોનાં મગજમાં તેમના દેશના પૂર્વ કાળ વિષે ખોટો ખ્યાલ ઉત્પન્ન કરે છે અને તેમને વફાદાર બનાવવા તથા રાખવા શિક્ષણક્રમને સ્વાર્થી બનાવી દે છે.

બીજું કારણ એ છે કે આપણા ઈતિહાસને પ્રથમ સમજાવનાર તથા લખનાર, તેનો પ્રથમ અભ્યાસ કરનાર યૂરોપિઅનો હતા, અંગ્રેજો હતા, ફ્રેંચો હતા, જર્મનો હતા, રશિઅનો હતા અને તે અભ્યાસ અઢારમી સદીમાં અને ઓગણીસમી સદીમાં થએલો હતો. એ સદીઓમાં ઈંગ્લંડમાં, ફ્રાંસમાં અને જર્મનિમાં રાષ્ટ્રીય રાજ્યતંત્ર થઈ ગયું હતું અથવા થતું જતું હતું. તે લોકો આપણા ઈતિહાસને રાષ્ટ્રીય દૃષ્ટિથી સમજ્યા હતા, જ્યારે આપણા દેશનો ઈતિહાસ,

આપણું સંસ્કારિત્વ, રાષ્ટ્રીય નહીં, પણ આંતરરાષ્ટ્રીય, નાનાવિધ હંમેશાં રહ્યાં છે અને રહેશે. આપણા પૂર્વજોએ આપણા દેશને ભારતરાષ્ટ્ર નહીં પણ ભારતવર્ષ, ભરતખંડ, આર્યાવર્ત, એ નામો આપ્યાં છે અને તે નામો આપણા સંસ્કારિત્વનાં ખાસ સૂચક છે.

આપણા ઇતિહાસના આ એકદેશીય, સંકુચિત અને એકપક્ષી સમર્થન સામે આપણે જ વાંધો ઊઠાવ્યો. આપણે જ કહેવા લાગ્યા કે અમે તો એક પ્રજા છીએ, અમારા ભેદભાવો કૃત્રિમ છે, અમે એક સંસ્કાર સેવીએ છીએ, તેથી અમારો ઇતિહાસ રાષ્ટ્રીય થઇ જવો જોઇએ. આ વાંધો ઓગણીસમી સદીના આપણા વિચારકોએ, મુસદ્દીઓએ, દ્રષ્ટાઓએ ખાસ ઊઠાવેલો. એમાં રાજ્યકીય દૃષ્ટિ હતી. તે વાંધો પ્રથમ સમર્થનના જેવો જ એકપક્ષી, સંકુચિત, અને એકદેશીય હતો. આપણે આપણા દેશને ભરતખંડ, આર્યાવર્ત, ભારતવર્ષ વગેરે સૂચક અર્થોથી વિચારતાં શરમાતા હતા. હવે આ શરમ જૂની થતી જાય છે. આપણે એકરાષ્ટ્રવાદને જુદી રીતે સમજવા લાગ્યા છીએ, જો કે આપણા મુસદ્દીઓ, આપણા રાજ-પુરુષો હજુ ઓગણીસમી સદીની ભાવનાથી વિમુખ થઈ શકતા નથી.

યૂરોપમાં પણ એ ભાવનાનો ત્યાગ થતો જાય છે. રાજ્યશાસ્ત્ર નાનાવિધ છે. તેમાં એકત્વ સંભવી શકતું નથી. રાષ્ટ્રવાદ ખોટો છે. તેમાં પ્રજાના વિકાસને માટે અવકાશ રહ્યો નથી, ઊલટું જો તેનો અતિરેક થાય તો પ્રજાને અને રાષ્ટ્રને મોટું નુકશાન થવાનો સંભવ છે. એ ત્યાંના વિચારકો માનવા લાગ્યા છે.

આ કારણથી હિન્દુસ્તાનના ઇતિહાસનું સમર્થન અત્યારે ભારત-વર્ષની દૃષ્ટિથી થતું જાય છે. તેમાં એકખંડની ભાવના તો પુરાણા કાળથી જ હતી. પણ તે ભાવનાને આપણે યૂરોપની ઓગણીસમી સદીની એકરાષ્ટ્રભાવનાની સાથે તોળી મોટો ગોટાળો કરી નાખ્યો

હતો. તે ગોટાળો હવે ધીમે ધીમે ઓછો થતો જાય છે અને હિંદમાં હમણાં સુધી નાનાં મોટાં સ્વતંત્ર, પરસ્પર લડતાં રાજ્યો હતાં તેથી આપણો એકસંસ્કારભાવ કંઈક અધૂરો રહી ગયો છે તે વિચારનું બળ હવે ઓછું થતું જાય છે.

તેથી આપણે આટલું સમજતા થયા છીએ કે આપણે કોઈ વાર તાબેદારી ભોગવી હોય તો તેથી આપણે હંમેશ તાબેદાર રહેવા સર્જાયા છીએ તે માન્યતા ખોટી છે. ભારતવર્ષમાં પૂર્વે એક સંસ્કાર હતો અને ભવિષ્યમાં તે રહેવાનો. આપણા રાજકારણનું વૈવિધ્ય પૂર્વે હતું તે ભવિષ્યમાં રહેશે, જો કે એટલા બધા મોટા પ્રમાણમાં નહી. પૂર્વે આપણે તાબેદારી ભોગવી હશે તો તે થોડા સમય માટે જ. તે તાબેદારી આપણે તુરત મીટાવી દીધી છે, પર-દેશીઓને આપણું અનેરું સંસ્કારિત્વ પાડીને, અથવા તો પરદેશીઓને દેશમાંથી કાઢી મૂકીને. કોઈ રાજ્ય અવિચળ રહ્યું નથી. અવિચળતા બ્રાહ્મણોના આશીર્વાદોનો વિષય છે, ઇતિહાસના ખરા અભ્યાસીઓનો નહીં. બ્રિટિશ અમલને તે દલીલ લાગુ પડે છે, કારણ કે તે દૂરની પરદેશી પ્રજાનો અમલ છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં આ બંને વિધિઓ થયા છે.

આર્ય લોકો પરદેશમાંથી આ દેશમાં વસ્યા કે ઉત્તર હિન્દમાં જ ઊછરી, જામી, તેઓ આખા ખંડમાં ફેલાયા, તે ગમે તેમ હોય, પણ એટલું તો નક્કી છે કે તેમની સંસ્કૃતિએ પરાધીનતા સ્વીકારી નહોતી. તેમનામાં વીરભાવના હતી અને તેઓ ઋષિ મુનિઓ હતા, તો તે જ સાથે તેઓ વીર પ્રજાજનો હતા.

અલબત્ત, હું અહીં મોઅનજોદરોની વાત નહીં કરું. તે અવ-શેષોને યોગ્ય ઐતિહાસિક ભાવ આપવાને હજુ વાર છે, જો કે તેમાં કેટલાએક સગર રાજા, ઋષભદેવ વગેરેના કાળની સંસ્કૃતિ વાચવાનો

પ્રયાસ કરી રહ્યા છે. તે વિષે માત્ર એટલું કે તેમની શોધથી લોર્ડ કર્ઝનનું કથન ખોટું ઠર્યું છે અને આપણા પુરાતન ઇતિહાસનો નહીં, તો આપણી પુરાતન સંસ્કૃતિનો કાળ ઘણો જૂનો ઠરે છે. લોર્ડ કર્ઝને એક વાર એવું ભાખણ કર્યું હતું કે આપણા અવશેષોનો કાળ ગ્રીસના અવશેષોના કાળથી જરા પણ જૂનો નથી!

મકદુનિઆ – મેસેડોનિઆના રાજા ફિલિપનો પુત્ર સિકંદર – એલેકઝાંડર – આપણા ભરતખંડના એક નાના વિભાગ – પંજાબ પ્રાંતના નમૂલા પ્રદેશને તાબે કરી શક્યો એટલે આપણા ઇતિહાસકારો આપણને એમ કહે છે કે તમે તાબેદાર પ્રજા છો! પણ પંજાબનો નાનો પ્રદેશ પણ સિકંદરને તાબે પૂરેપૂરો ક્યાં થયો હતો? અને જે વિભાગ તેને તાબે થયો હતો તેમાંથી મૌર્ય ચક્રવર્તી રાજા ચંદ્રગુપ્તે તેના અમલદારોને કેટલી ટૂંકી મુદ્દતમાં કાઢી મૂક્યા હતા? તક્ષશિલાના અવશેષો જોતાં એ પ્રદેશ ભારતીય સંસ્કૃતિથી કદિ વિખૂટો પડ્યો નથી.

મૌર્યોએ ભરતખંડનાં નાકાંનો પાકો બંદોબસ્ત રાખ્યો હતો. તેમાં અશોક બૌદ્ધ હતો અને સંપ્રતિ જૈન હતો. તેમનો આ બંદોબસ્ત ક્ષત્રિય રાજાઓને પણ શરમાવે તેવો હતો, મોગલોને પણ શરમાવે તેવો હતો. એ માટે ભરતખંડના રાજપુરુષોઓએ બે માર્ગ લીધા હતા; એક તો ક્ષત્રિય માર્ગ, જે બધે જાણીતો છે, બીજો સંસ્કૃતિના પ્રચારનો માર્ગ, જે માર્ગને યૂરોપની પ્રજાઓ હજુ સુધી સમજી શકી નથી. મૌર્ય નાકેદારો મૌર્ય સુલેહ સાચવતા, તો બૌદ્ધ ભિક્ષુઓ, બ્રાહ્મણો અને જૈન સાધુઓ ફિલસૂફી, કળા વગેરે ભારતની સંસ્કૃતિને ભારત બહાર લઈ જઈ, પોતાની જન્મભૂમિ માટે બહારની પ્રજામાં સન્માન, પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરતા. ગૌતમ બુદ્ધ જ્યાં જન્મ્યા ત્યાં દર્શન કર્યું હોય, તે ભૂમિ પવિત્ર હોય, ગંગાનદી, ગયા, શ્રાવસ્તી, કાશી, [illegible]

વગેરે તરફ પૂજ્યભાવ હોય, તક્ષશિલાની વિદ્યાઓ જ્યાં ભણાય ત્યાં દુષ્ટ બુદ્ધિ સંભવી શકે નહીં, એવા અનેક વિચારો બહારના લોકોમાં આપણે માટે ચોક્કસ ઉત્પન્ન થએલા. અત્યારે આપણે ત્યાંથી કોઈ જણ ઇંગ્લાંડ જાય, જર્મનિ જાય, જાપાન જાય, અમેરિકા જાય, તો તેને તે દેશોની પ્રજાઓ માટે જે ભાવના થાય છે તે ભાવના ભરતખંડ માટે એશિઆની પ્રજાને એ વખતે થતી હતી.

આ કારણથી હું આ સમયને આપણા ઇતિહાસનો સુવર્ણયુગ કહું છું. આ વિચાર મેં મારા હિંદુસ્તાનના ઇતિહાસમાં સાત વરસો અગાઉ જણાવેલો. સાંપ્રદાયિક ઝઘડાઓથી ઉત્પન્ન થએલા ઝેરથી બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનો એક બીજાને ભલે વગોવે. તેવું વગોણું હમ્હંમેશ રહેવાનું. પણ આ કાળ ચોક્કસ આપણો સુવર્ણયુગ હતો. ભારતવર્ષ તે વખતે જગત્નું તીર્થધામ હતું, ભારતસંતાનો તે વખતે એ તીર્થના ઉદકને ચોમેર છાંટી રહ્યા હતા. સંસ્કૃતિના તમામ વિભાગો તે વખતે પૂર બ્હાર મારી રહ્યા હતા. કળા, સાહિત્ય, ફિલસૂફી, સ્વતંત્રતા, સામાજિક અને આર્થિક સંસ્થાઓ, રાજકારણ, બધું તે વખતે જગતને દૃષ્ટાંતરૂપ હતું. તે વખતે રાજાઓ માત્ર ક્ષત્રિય નહોતા, ફિલસૂફો માત્ર બ્રાહ્મણ નહોતા, વેપારીઓ માત્ર વૈશ્ય નહોતા, સેવા કરનારાઓ માત્ર શૂદ્ર નહોતા, પરદેશીઓ તમામ મ્લેચ્છ નહોતા. અલબત્ત, એ યુગના દોષો હતા: પણ એકંદર તે યુગ આપણા ઇતિહાસનો સુવર્ણયુગ હતો. આ સમયનો ઇતિહાસ હજુ લખાય છે. પણ તે ઇતિહાસ જેટલો ઇંગ્રેજીમાં છે તેનો હજારમો ભાગ પણ લોકભાષામાં નથી, અને જે ઇંગ્રેજીમાં છે તે ઘણો અધૂરો છે તે યુગની આર્થિક સંસ્થાઓને અને સામાજિક સંસ્થાઓને હજુ આપણે ક્યાં બરોબર વિચારી છે? આપણા ઇતિહાસનો આ યુગ તો શાળાઓમાં અને કોલેજોમાં બહુ તરછોડાઈ રહ્યો છે. સંશોધકોએ તો તેને અતિ શુષ્ક બનાવી દીધો છે. આ

પ્રયાસ કરી રહ્યા છે. તે વિષે માત્ર એટલું કે તેમની શોધથી લોર્ડ કર્ઝનનું કથન ખોટું ઠર્યું છે અને આપણા પુરાતન ઇતિહાસનો નહીં, તો આપણી પુરાતન સંસ્કૃતિનો કાળ ઘણો જૂનો ઠરે છે. લોર્ડ કર્ઝને એક વાર એવું ભાપણ કર્યું હતું કે આપણા અવશેષોનો કાળ ગ્રીસના અવશેષોના કાળથી જરા પણ જૂનો નથી!

મકદુનિઆ – મેસેડોનિઆના રાજા ફિલિપનો પુત્ર સિકંદર – એલેકઝાંડર – આપણા ભરતખંડના એક નાના વિભાગ – પંજાબ પ્રાંતના નમૂલા પ્રદેશને તાબે કરી શક્યો એટલે આપણા ઇતિહાસકારો આપણને એમ કહે છે કે તમે તાબેદાર પ્રજા છો! પણ પંજાબનો નાનો પ્રદેશ પણ સિકંદરને તાબે પૂરેપૂરો ક્યાં થયો હતો? અને જે વિભાગ તેને તાબે થયો હતો તેમાંથી મૌર્ય ચક્રવર્તી રાજા ચંદ્રગુપ્તે તેના અમલદારોને કેટલી ટૂંકી મુદતમાં કાઢી મૂક્યા હતા? તક્ષશિલાના અવશેષો જોતાં એ પ્રદેશ ભારતીય સંસ્કૃતિથી કદિ વિખૂટો પડ્યો નથી.

મૌર્યોએ ભરતખંડનાં નાકાંનો પાકો બંદોબસ્ત રાખ્યો હતો. તેમાં અશોક બૌદ્ધ હતો અને સંપ્રતિ જૈન હતો. તેમનો આ બંદોબસ્ત ક્ષત્રિય રાજાઓને પણ શરમાવે તેવો હતો, મોગલોને પણ શરમાવે એવો હતો. એ માટે ભરતખંડના રાજપુરુષોઓએ બે માર્ગ લીધા હતા; એક તો ક્ષત્રિય માર્ગ, જે બધે જાણીતો છે, બીજો સંસ્કૃતિના પ્રચારનો માર્ગ, જે માર્ગને યૂરોપની પ્રજાઓ હજુ સુધી સમજી શકી નથી. મૌર્ય નાકેદારો મૌર્ય સુલેહ સાચવતા, તો બૌદ્ધ ભિક્ષુઓ, બ્રાહ્મણો અને જૈન સાધુઓ ફિલસૂફી, કળા વગેરે ભારતની સંસ્કૃતિને ભારત બહાર લઈ જઈ, પોતાની જન્મભૂમિ માટે બહારની પ્રજામાં સંમાન, પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરતા. ગૌતમ બુદ્ધ જ્યાં જન્મ્યા ત્યાં જીવન શુદ્ધ હોય, તે ભૂમિ પવિત્ર હોય, ગંગાનદી, ગયા, શ્રાવસ્તી, કાશી, સારનાથ,

વગેરે તરફ પૂજ્યભાવ હોય, તક્ષશિલાની વિદ્યાઓ જ્યાં ભણાય ત્યાં દુષ્ટ બુદ્ધિ સંભવી શકે નહીં, એવા અનેક વિચારો બહારના લોકોમાં આપણે માટે ચોક્કસ ઉત્પન્ન થએલા. અત્યારે આપણે ત્યાંથી કોઈ જણ ઇંગ્લાંડ જાય, જર્મનિ જાય, જાપાન જાય, અમેરિકા જાય, તો તેને તે દેશોની પ્રજાઓ માટે જે ભાવના થાય છે તે ભાવના ભરત-ખંડ માટે એશિઆની પ્રજાને એ વખતે થતી હતી.

આ કારણથી હું આ સમયને આપણા ઇતિહાસનો સુવર્ણયુગ કહું છું. આ વિચાર મેં મારા હિંદુસ્તાનના ઇતિહાસમાં સાત વરસો અગાઉ જણાવેલો. સાંપ્રદાયિક ઝઘડાઓથી ઉત્પન્ન થએલા ઝેરથી બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનો એક બીજાને ભલે વગોવે. તેવું વગોણું હમ્હંમેશ રહેવાનું. પણ આ કાળ ચોક્કસ આપણો સુવર્ણયુગ હતો. ભારતવર્ષ તે વખતે જગત્‌નું તીર્થધામ હતું, ભારતસંતાનો તે વખતે એ તીર્થના ઉદકને ચોમેર છાંટી રહ્યા હતા. સંસ્કૃતિના તમામ વિભાગો તે વખતે પૂર બ્હાર મારી રહ્યા હતા. કળા, સાહિત્ય, ફિલસૂફી, સ્વતંત્રતા, સામાજિક અને આર્થિક સંસ્થાઓ, રાજકારણ, બધું તે વખતે જગતને દષ્ટાંતરૂપ હતું. તે વખતે રાજાઓ માત્ર ક્ષત્રિય નહોતા, ફિલસૂફો માત્ર બ્રાહ્મણ નહોતા, વેપારીઓ માત્ર વૈશ્ય નહોતા, સેવા કરનારાઓ માત્ર શૂદ્ર નહોતા, પરદેશીઓ તમામ મ્લેચ્છ નહોતા. અલબત્ત, એ યુગના દોષો હતા : પણ એકંદર તે યુગ આપણા ઇતિહાસનો સુવર્ણયુગ હતો. આ સમયનો ઇતિહાસ હજુ લખાય છે. પણ તે ઇતિહાસ જેટલો ઇંગ્રેજીમાં છે તેનો હજારમો ભાગ પણ લોકભાષામાં નથી, અને જે ઇંગ્રેજીમાં છે તે ઘણો અધૂરો છે તે યુગની આર્થિક સંસ્થાઓને અને સામાજિક સંસ્થાઓને હજુ આપણે ક્યાં બરોબર વિચારી છે? આપણા ઇતિહાસનો આ યુગ તો શાળાઓમાં અને કોલેજોમાં બહુ તરછોડાઈ રહ્યો છે. સંશોધકોએ તો તેને અતિ શુષ્ક બનાવી દીધો છે. આ

પ્રયાસ કરી રહ્યા છે. તે વિષે માત્ર એટલું કે તેમની શોધથી લોર્ડ કર્ઝનનું કથન ખોટું ઠર્યું છે અને આપણા પુરાતન ઇતિહાસનો નહીં, તો આપણી પુરાતન સંસ્કૃતિનો કાળ ઘણો જૂનો ઠરે છે. લોર્ડ કર્ઝને એક વાર એવું ભાષણ કર્યું હતું કે આપણા અવશેષોનો કાળ ગ્રીસના અવશેષોના કાળથી જરા પણ જૂનો નથી!

મકદુનિઆ – મેસેડોનિઆના રાજા ફિલિપનો પુત્ર સિકંદર – એલેકઝાંડર – આપણા ભરતખંડના એક નાના વિભાગ – પંજાબ પ્રાંતના નમૂલા પ્રદેશને તાબે કરી શક્યો એટલે આપણા ઇતિહાસકારો આપણને એમ કહે છે કે તમે તાબેદાર પ્રજા છો! પણ પંજાબનો નાનો પ્રદેશ પણ સિકંદરને તાબે પૂરેપૂરો ક્યાં થયો હતો? અને જે વિભાગ તેને તાબે થયો હતો તેમાંથી મૌર્ય ચક્રવર્તી રાજા ચંદ્રગુપ્તે તેના અમલદારોને કેટલી ટૂંકી મુદ્દતમાં કાઢી મૂક્યા હતા? તક્ષ-શિલાના અવશેષો જોતાં એ પ્રદેશ ભારતીય સંસ્કૃતિથી કદિ વિખૂટો પડયો નથી.

મૌર્યોએ ભરતખંડનાં નાકાંનો પાકો બંદોબસ્ત રાખ્યો હતો. તેમાં અશોક બૌદ્ધ હતો અને સંપ્રતિ જૈન હતો. તેમનો આ બંદોબસ્ત ક્ષત્રિય રાજાઓને પણ શરમાવે તેવો હતો, મોગલોને પણ શરમાવે એવો હતો. એ માટે ભરતખંડના રાજપુરુષોએ બે માર્ગ લીધા હતા; એક તો ક્ષત્રિય માર્ગ, જે બધે જાણીતો છે, બીજો સંસ્કૃતિના પ્રચારનો માર્ગ, જે માર્ગને યૂરોપની પ્રજાઓ હજુ સુધી સમજી શકી નથી. મૌર્ય નાકેદારો મૌર્ય સુલેહ સાચવતા, તો બૌદ્ધ ભિક્ષુઓ, બ્રાહ્મણો અને જૈન સાધુઓ ફિલસૂફી, કળા વગેરે ભારતની સંસ્કૃતિને ભારત બહાર લઈ જઈ, પોતાની જન્મભૂમિ માટે બહારની પ્રજામાં સંમાન, પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરતા. ગૌતમ બુદ્ધ જ્યાં જન્મ્યા ત્યાં જીવન શુદ્ધ હોય, તે ભૂમિ પવિત્ર હોય, ગંગાનદી, ગયા, શ્રાવસ્તી, કાશી, સારનાથ,

વગેરે તરફ પૂજ્યભાવ હોય, તક્ષશિલાની વિદ્યાઓ જ્યાં ભણાય ત્યાં દુષ્ટ બુદ્ધિ સંભવી શકે નહી, એવા અનેક વિચારો બહારના લોકોમાં આપણે માટે ચોક્કસ ઉત્પન્ન થએલા. અત્યારે આપણે ત્યાંથી કોઈ જણ ઇંગ્લાંડ જાય, જર્મનિ જાય, જાપાન જાય, અમેરિકા જાય, તો તેને તે દેશોની પ્રજાઓ માટે જે ભાવના થાય છે તે ભાવના ભરતખંડ માટે એશિઆની પ્રજાને એ વખતે થતી હતી.

આ કારણથી હું આ સમયને આપણા ઇતિહાસનો સુવર્ણયુગ કહું છું. આ વિચાર મેં મારા હિંદુસ્તાનના ઇતિહાસમાં સાત વરસો અગાઉ જણાવેલો. સાંપ્રદાયિક ઝઘડાઓથી ઉત્પન્ન થએલા ઝેરથી બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનો એક બીજાને ભલે વગોવે. તેવું વગોણું હમ્હંમેશ રહેવાનું. પણ આ કાળ ચોક્કસ આપણો સુવર્ણયુગ હતો. ભારતવર્ષ તે વખતે જગત્નું તીર્થધામ હતું, ભારતસંતાનો તે વખતે એ તીર્થના ઉદકને ચોમેર છાંટી રહ્યા હતા. સંસ્કૃતિના તમામ વિભાગો તે વખતે પૂર બ્હાર મારી રહ્યા હતા. કળા, સાહિત્ય, ફિલસૂફી, સ્વતંત્રતા, સામાજિક અને આર્થિક સંસ્થાઓ, રાજકારણ, બધું તે વખતે જગતને દૃષ્ટાંતરૂપ હતું. તે વખતે રાજાઓ માત્ર ક્ષત્રિય નહોતા, ફિલસૂફો માત્ર બ્રાહ્મણ નહોતા, વેપારીઓ માત્ર વૈશ્ય નહોતા, સેવા કરનારાઓ માત્ર શૂદ્ર નહોતા, પરદેશીઓ તમામ મ્લેચ્છ નહોતા. અલબત્ત, એ યુગના દોષો હતા : પણ એકંદર તે યુગ આપણા ઇતિહાસનો સુવર્ણયુગ હતો. આ સમયનો ઇતિહાસ હજુ લખાય છે. પણ તે ઇતિહાસ જેટલો ઇંગ્રેજીમાં છે તેનો હજારમો ભાગ પણ લોકભાષામાં નથી, અને જે ઇંગ્રેજીમાં છે તે ઘણો અધૂરો છે તે યુગની આર્થિક સંસ્થાઓને અને સામાજિક સંસ્થાઓને હજુ આપણે ક્યાં બરોબર વિચારી છે? આપણા ઇતિહાસનો આ યુગ તો શાળાઓમાં અને કોલેજોમાં બહુ તરછોડાઈ રહ્યો છે. સંશોધકોએ તો તેને અતિ શુષ્ક બનાવી દીધો છે. આ

યુગના ઇતિહાસ માટે બધો અભ્યાસ જરુરનો છેઃ પુરાણો, શિલાલેખો, સંસ્કૃત, પાલી અને પ્રાકૃત સાહિત્ય, સિક્કાઓ, ગુફાઓ, સ્તૂપો, શિલ્પ, માનશાસ્ત્ર, પરદેશીઓના પ્રવાસો, પરદેશમાં ગએલા આર્યોનાં સંસ્થાનો, ધર્મશાસ્ત્રો વગેરે. ધર્મશાસ્ત્રોને તો ઇતિહાસકારોએ ખૂબ તરછોડયાં છે.

ઉપરાંત, આ તમામ સાધનો ઇંગ્રેજીમાં ઉપલબ્ધ છે. તે હવે લોકભાષામાં ઉપલબ્ધ થવાં જોઇએ. જેમ જેમ શિક્ષણ વધતું જશે તેમ તેમ તેમની ઉપયોગિતા વધતી જશે. આપણા પ્રજાજનોને તે સાધનો આપણી ભાષાઓમાં નહીં મળે ત્યાં સુધી મંદિરપ્રવેશ, અચ્યુતનો ઉદ્ધાર વગેરે આપણા પ્રયાસોને ફતેહ નહીં મળે. એ પ્રયાસોને યૂરોપનાં સામાજિક શાસ્ત્રોના અનુમોદનની જરુર છે અને તેમને આપણા પુરાણા ઇતિહાસના વૃતાંતોની વધારે જરુર છે.

પણ જ્યાં વિદ્યાધિકારીઓ અજ્ઞ અને કલ્પના વગરના હોય, રાજવીઓ ખાણાં વખતે જ પુરાતન જાહોજલાલીને યાદ કરતા હોય, અભ્યાસીઓ પરદેશી ભાવનાથી રંગાએલા હોય, વિદ્યાપીઠો ગુલામી ભાવના સેવતાં હોય, ત્યાં તે દિશામાં કોઇ વિકાસ કયાંથી સંભવે? જ્યાં શિક્ષકોને નવાં પુસ્તકો વાચતાં શ્રમ પડે, શિક્ષિતોને નવાં પુસ્તકો વાચતાં અધીરાઇ આવે, પ્રકાશકોને ભાષાંતરીઉં સાહિત્ય સસ્તું પડે, લેખકોને દિશાનું ભાન ન હોય, ઇતિહાસનાં પાઠય પુસ્તકોને નક્કી કરનારાઓમાં સ્વાર્થી મનોદશા હોય, ત્યાં હિન્દના ઇતિહાસની વાતોને લોકો યોગ્ય રીતે કેમ સમજી શકે?

આપણે શીખીએ છીએ, વાચીએ છીએ, અને સાંભળીએ છીએ કે રજપુતોને મુસલીમોએ હરાવ્યા અને ઇ. સ. ૧૨૦૬થી હિન્દમાં મુસ્લીમ સત્તાનો યુગ બેઠો. પણ આપણને કોઇ વાર એમ કહેવામાં આવે છે કે તે સંગ્રામ આપણી વાયવ્ય સરહદ ઉપર કેટલાં વરસો સુધી ચાલ્યો? રજપુતોને મુસ્લીમોએ કયારે સદંતર જિત્યા છે? દક્ષિણ હિન્દના હિંદુ રાજાઓને મુસ્લીમોએ કયારે પૂરા જિત્યા હતા? આપણે બહમની સલ્ત-

નતનું શીખવવામાં આવે છે. પણ તે જ વખતે આપણને વિજયનગર વિષે કાંઈ કહેવામાં નથી આવતું. એ વિજયનગરનું મહારાજ્ય અને તેની સંસ્કૃતિ ત્રણસો વરસો સુધી રહ્યાં હતાં. તેમની અસરો હજુ દક્ષિણ હિન્દમાં ચાલુ છે. આપણે ભૂલી જઇએ છીએ કે આપણે ભારત-રાષ્ટ્રનો નહીં પણ ભરતખંડનો ઇતિહાસ વાચીએ છીએ. ચક્રવર્તી રાજ્ય પૂરું થાય, નબળું પડે એટલે તુરત Balance of Power સત્તાએ રાજ્યો એકમેકથી વધવાં જોઇએ નહીં એ પરંપરામાં આપણો ઇતિહાસ ઊતરી પડે. મુસ્લીમો રજપુતો સામે લડે. પણ સાથે જ તેઓ બંગાળના મુસ્લીમો તરીકે, ગૂજરાતના મુસ્લીમો તરીકે, માળવાના મુસ્લીમો તરીકે લડે. અલબત્ત એ વખતે ધર્મનું ઝનુન હતું. પણ તે ઉપરાંત રાજ્યને ટકાવવાની અને વધારવાની પણ ભાવના હતી.

મધ્યદેશના રજપુતોએ સરહદના પરદેશી મુસ્લીમો સામે કેટલાં વરસો સુધી ટક્કર ઝીલી? કોઇ રાજ્યકર્તાઓએ એવી ટક્કર ઝીલી છે?

પયગંબર મહમ્મદના મરણ પછી પેલેસ્ટાઇન, ઇરાન, ઇજિપ્ત, મોરોકકો, સ્પેઇન, એ સ્વતંત્ર રાજ્યને અને રોમના મહારાજ્યના પ્રાંતોને જિતતાં અરબોએ કેટલો વખત લીધો? ઇ. સ. ૬૩૨ માં પયગંબરનું મરણ થયું. ઇ. સ. ૮૩૨માં અરબો ફ્રાંસમાં પોઇતીર્સના મેદાન ઉપર ખ્રિસ્તી લોકો સામે લડતાં હારી ગયા. બસો વરસોમાં તો તેઓ મકકાથી ઠેઠ ફ્રાન્સની દક્ષિણમાં ચાલ્યા ગયા. પણ હિંદમાં પેસતાં મુસ્લીમોને કેટલાં વરસો લાગ્યાં? સબક્તગીનનો કાબુલના બ્રાહ્મણ રાજ્ય ઉપરનો હલ્લો ઇ. સ. ૯૭૭ પછી શરુ થયો. મહમુદ ગઝની ઇ. સ. ૧૦૨૪માં ગૂજરાતમાં દાખલ થયો. ઇ. સ. ૧૧૯૩ માં દિલ્હીનો પૃથ્વીરાજ માર્યો ગયો. ઇ. સ. ૧૨૦૬ માં કુત્બુદ્દીન દિલ્હીનો સુલતાન થયો. મુસ્લીમો દક્ષિણ હિન્દને પૂરો તાબે કરી શકયા નહીં અને દિલ્હીના મુસ્લીમો રજપુતોને

પૂરા તાબે કરી શકયા નહીં.

આ વિષય પરત્વે બીજી બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. જે મુસ્લીમો હિન્દુસ્તાનમાં આવ્યા તેમણે પરદેશી મુસ્લીમો સામે કે પરદેશી મોંગલો સામે, પોતે હિન્દીઓ હોય એવો, હિન્દુસ્તાનનો બચાવ કર્યો. કુત્બુદ્દીન પછી તુરત મોંગલો હિન્દ ઉપર આવવા લાગ્યા, અને ઇલ્તમશના વખત પછી તો તે આક્રમણો વાર્ષિક થઇ ગયાં. પણ સુલતાન બલબન, સુલતાન અલાઉદ્દીન ખીલજી, સુલતાન ગ્યાસુદ્દીન ખીલજી વગેરેએ એ મોંગલોને, પૂર્વે જેમ ગુપ્ત રાજાઓએ અને હર્ષવર્ધને હૂણોને હરાવી કાઢી મૂકયા હતા તેમ, હિન્દ બહાર રાખ્યા. એ મોંગલો મુસ્લીમ થઈ ગયા અને જ્યારે દિલ્હીની સુલતાની નબળી પડી ગઈ ત્યારે, જેમ પૂર્વે હૂણો અને મુસ્લીમો આર્ય અને રજપુત રાજ્યો સામે ફાવી ગયા તેમ, મોંગલો દિલ્હીની સલ્તનતને ઉડાવી શકયા. છતાં એ લડત ઇ. સ. ૧૨૧૯ થી ઇ. સ. ૧૫૨૬ સુધી ચાલી. એ જ વખત દરમ્યાન મોંગલ સરદારો એશિયાનાં અને યૂરોપનાં મોટાં રાજ્યોના ધણી થઈ ગયા હતા. છતાં આપણે એવું વાચીએ છીએ કે જ્યારે જ્યારે પરદેશીઓ હિન્દ ઉપર ચડી આવે છે ત્યારે હિન્દુસ્તાનના લોકો તેમને તુરત નમી પડે છે!

અલબત્ત, છેવટે પંજાબ, મધ્યદેશ, બંગાળ, માળવા, ગૂજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, તેલંગણ, પાંડયદેશ, વગેરેને નમવું તો પડ્યું. કયો દેશ, કયું રાજ્ય, કઈ પ્રજા ઇતિહાસમાં હારી નથી, નમી નથી, તાબેદાર થઇ નથી!

આ તાબેદારી કેવી હતી, એ હાર કેમ થઈ, ભારતની સંસ્કૃતિમાંથી જયિષ્ણુતાનું લક્ષણ કેમ ચાલ્યું ગયું, સંસ્કૃતિના રાજકારણમાંથી રક્ષણશક્તિ કેમ ચાલી ગઈ, તે બધું "વસંત"ના વાચકો સમક્ષ કોઈ અનુકૂળ વખતે મૂકવામાં આવશે.

# "સમયમૂર્તિ" નર્મદ

[ વડોદરા કૉલેજની ગૂજરાતી સોસાયટી સમક્ષ આ લેખનો સાર તા ૪-૯-૩૪ મંગળવારે રજુ કરવામાં આવ્યો હતો. વિષયનું નામ "ઐતિહાસિક નર્મદ" એવું રાખવામાં આવ્યું હતું. આખો લેખ વડોદરાની સાહિત્ય-સભાના સામયિક સાહિત્યકારના ઈ. સ. ૧૯૩૫ના હેમંત અંકમાં પ્રસિદ્ધ થયો હતો.]

[1]કવિ નર્મદાશંકરનો જન્મ સંવત્ ૧૮૯૦, પ્રથમ ભાદ્રપદ શુદ્ધ દશમી શનિવારે એટલે ઈ. સ. ૧૮૩૩ના ઑગસ્ટ મહિનાની ૨૪ મી તારીખે સવારે થયો હતો અને તેનું મરણ ઈ. સ. ૧૮૮૬ના ફેબ્રુઆરિની તા. ૨૫ મી ગુરુવારે થયું [2]હતું. એ સમય હિંદુસ્તાનની

---

૧ ગ્રહ વસુ વસુ શશિ સંવતે, પ્રથમ ભાદ્રપદ માસ ॥
તિથિ દશમી મમ જન્મદિન, સ્મરણે કરે સમાસ ॥ નર્મકવિતા, ૯૭૨, (૧૮૮૮).

૨ નર્મકવિતાની પ્રસ્તાવના, નવલરામની લખેલી, ૪૮.

**રાષ્ટ્રીય પ્રગતિનો ગર્ભકાળ** હતો. જે વર્ષમાં નર્મદાશંકરનો જન્મ થયો તે જ વર્ષે લોર્ડ વિલિઅમ બેંટિંકે વિલાયતની સરકાર પાસેથી નવો ચાર્ટર ઍક્ટ લીધો અને (લોર્ડ) મેકોલેની નીમણૂક પોતાની કાઉન્સિલમાં કરાવી, જે નીમણૂકથી હિંદુસ્તાનના લોકોને કેળવણીના ક્ષેત્રમાં અને રાજકારણના ક્ષેત્રમાં નવું ચૈતન્ય મળ્યું. જે વર્ષમાં નર્મદાશંકરનું મરણ થયું તેને આગલે વર્ષે હિંદુસ્તાનના રાષ્ટ્ર-મતને વ્યક્ત કરતી કોંગ્રેસ મુંબઈમાં મળી. આશરે પચાસ વર્ષના એ ગર્ભકાળમાં ધર્મના વિષયમાં, કેળવણીના વિષયમાં, સુધારાના વિષયમાં અને રાષ્ટ્રીય સંગઠનના વિષયમાં કેશવચંદ્ર સેનનો અને સત્યેંદ્ર-નાથ ટાગોરનો નવો બ્રહ્મસમાજ, સ્વામી દયાનંદનો આર્યસમાજ, મેડમ બ્લેવેટ્સ્કિનું થિયોસોફિકલ મંડળ, પુણેગરોનો અને મુંબઈગરાઓનો પ્રાર્થનાસમાજ, મુંબઈ, મદ્રાસ અને કલકત્તાનાં વિદ્યાપીઠો, તેને સાંકળવામાં આવેલી કોલેજો અને નીશાળો, બાળલગ્નના વિરોધીઓ, વિધવાવિવાહના હિમાયતીઓ અને જ્ઞાતિબંધનોના ઉચ્છેદકો, આખા દેશમાં નગરવાસીઓનાં અનેક મંડળો, અને દાદાભાઈ, રાનડે, ડિગ્બિ વગેરેનો બ્રિટિશ અમલના કડવા અનુભવનો નાદ ઝીલતી આખા દેશની સાર્વજનિક, પ્રાંતિક અને નગરોની સભાઓ અને એ બધી પ્રવૃત્તિને વ્યક્ત કરતી નર્મદની અને દલપતરામની સાહિત્યસમૃદ્ધિ, એટલી બાબતો યાદ રહે તો નર્મદાશંકરનો સમયધર્મ તુરત વાચકને સમજાઈ જશે.

નર્મદાશંકરનાં ગદ્યસાહિત્યમાં અને પદ્યસાહિત્યમાં, તેની જુવા-નીના ઉત્સાહમાં અને તેના ઘડપણની સ્થિરતામાં એ **પ્રવૃત્તિઓની** તમામ **સારી નરસી છાયાઓ તરવરી** રહી છે. નર્મદ નાની વયે સુરતમાં રહ્યો હતો અને સુરતના હિંદુઓ અને પારસીઓ એ વખતે મુંબઈગરા થઈ ગયા હતા. જુવાનીનો ઘણો વખત તેણે મુંબ-

ઇમાં ગાળ્યો હતો અને મુંબઇમાં તે ગોરાઓ સાથે, પારસીઓ સાથે અને દખ્ખણીઓ સાથે સમાગમમાં આવ્યો હતો. તેણે પૂનાના સમાજનો પરિચય કર્યો હતો અને પેશવાઇના ઇતિહાસનાં બખ્ખરો જોયાં હતાં. સુરતની મોગલાઇના વખતની જાહોજલાલીની ઝાંખી તેણે ઇતિહાસદ્વારા, વાચનદ્વારા અને સુરતનાં ખંડેરોદ્વારા કરી હતી, જે વીસમી સદીનો સુરતી કરી શકતો નથી. મુંબઇમાં સત્યેન્દ્રનાથ ટાગોર, દયાનંદ સરસ્વતી, રાનડે વગેરેની પ્રસાદીનો તેને લાભ મળેલો હતો. ઇ. સ. ૧૮૫૭—૫૮ના " સિપાહી "ના બળવાના બનાવોથી ઘાયલ થએલા અંગ્રેજ સૈનિકોની ભીડનું નિવારણ કરવા ઊભા કરવામાં આવેલા " ફંડ " માટે તેણે કવિતા[1] કરી હતી અને તે પછીને વર્ષે કાઠિઆવાડમાં ઓખામંડળના વાઘેરોનું બંડ દબાવતી વેળા બ્રિટિશ સરકારે દ્વારિકાધીશના દેરાને કરેલી નુકશાનીની હકીકત સાંભળી તેને અતિ આઘાત થયો હતો, જે આઘાતથી તેની કવિશક્તિનો[2] નમૂનો મુંબઇની સભામાં દલપતરામની અને કવિ દયારામના શાગીર્દ રણછોડની હાજરીમાં ગાઈ બતાવવામાં આવ્યો હતો. નર્મદને કોઇ વાર દક્ષિણી[3] હરદાસોના જેવું કામ ગૂજરાતમાં કરવા મન થતું, કોઇ વાર ધર્મસંસ્થાપકોનો મોહ લાગતો અને તેમના સમાગમમાં આવવાનું સૂઝી આવતું,[4] કોઇ વાર એમ થતું કે કબીરે[5] રાજસંબંધી અને દેશાભિમાન સંબંધી કેમ ન લખ્યું, અને પોતે તેવાં પદો કરવા પ્રેરાતો—તો કોઈ વાર આખા ગૂજરાતમાં કોઇ સેનાની નથી, માત્ર પોતે એકલો છે, તેથી ઘડીક હતાશ, નિરાશ, ગમગીન, ઉદાસીન થઇ, પાછો પોતાની અસલ, મુંબઈની, કોલેજની, યુવાનીની, રજપુત ઇંગ્રેજી ગ્રીક ઇતિહાસના વાચનથી ઉદ્‌ભવેલી તાઝગી રોમે રોમ અનુભવતો, ઐક્યનાં[6] અને

---

(૧) નર્મકવિતા ૧૩–૧૪. (૨) નર્મકવિતા, ૮૯–૧૦૩. (૩) નર્મકવિતા, ૧૧૪. (૪) નર્મકવિતા, ૪૮. (૫) નર્મકવિતા, ૨૪૦. (૬) નર્મકવિતા, ૩૭૯.

સ્વતંત્રતાનાં અને દેશની આઝાદીનાં મીઠાં ગીતો ગાતો.

સેનાનીમાં એક, કવી નર્મદ છે લક્ષી,
પ્રેમ શૌર્યમાં મગ્ન, હાલ કડખેદ બન્યો છે,
ઝંપલાવવા રણે, વાટ તે જોઇ રહ્યો છે.
દાખવવાનો હાથ, નથી રણ રંગભુમી કો;
દેશ સમય જન રંગ, જોઉં છું મૂળે ફીકો.
નથી સેન તૈયાર, એક પણ વાતે હમણાં,
નથી પ્રેમ ને નેમ, શૌર્યનાં તો છે સમણાં.
તો પછિ હોએ કેમ, ભલાં હિંમત ને સાહસ;
એમ રડૂં છું હાલ, લડયાવણ હોએ શો જસ.

× × ×

દેખી દારૂણ દેશીનાં દુઃખ, નર્મદ દીલ દાઝે છે,
પેખી પરદેશીનાં ઊંચ સુખ, નર્મદ દીલ દાઝે છે.
એ એકલડો ઘેલો ગણાએ, વાત ન સુણે કોય,
છાંય કુવાની કુવામાં સમાએ,
× × × ઉંડી કોઠીમાં કુકવો હોય.[1]
[2] કોનું મોહું મેં જોયું, અંગમાં રંગ રમે છે,
ઉછળી ઉછળી લોહી, ડોકીઆં ખૂબ કરે છે.

× × ×

નથિ હસવાનું કાંઇ, સ્હેજમાં હસી જવાએ;
પંખી ઉડતૂં કોઇ, આવતૂં અહી જણાએ,
ધિમે આવતૂં તેહ, ચળકતું ઝીણૂં ટેડૂં;
લજવાતૂં, લાડતૂં, થાય મન ક્યારે છેડૂં;

(૧) નર્મકાવ્ય, ૫૬૮. (૨) નર્મકવિતા ૩૮૭–૩૮૮.

દોરો જરનો દિસે, જેહનાં કિરણો ઝીણાં,
કીકીમાં હું પ્રોઉં, કાળજાં થાએ ભીનાં.
× × ×
દિવસ હતો છે રાત, વળી પાછો દી ઉગશે;
તનમનધનબળ તેહ, ફરીથી બ્હાર નિકળશે.
કસરત કરશે પુરૂષ, નિરોગી પુષ્ટ થશે બહુ;
સ્ત્રિયો તેમની સાથ, હવા રૂડી લેશે સહુ.
વિદ્યાકળા અનેક, ઉદ્યમે વધતાં જાશે;
ધન આવશે તેમ, દેશીઓ સૂખી થાશે.
કરવો વિદ્યાભ્યાસ, ઉચી સગતિમાં રહેવું;
ચડવાના ઉપાય, જેથી સુખ ઉંચું લેવું.
કુટુંબ ઉજળું સ્હોય, કલેશ કંકાસ દિસે નહિ;
પ્રેમી નર ને નાર, સુખે સહુ કામ સરે સહિ.
બાળ લગન નહિં થાય, સ્વયંવરથી પરણાશે;
સમજુ સ્ત્રીથી બાળ, સુઘડ રીતે ઉછરાશે;
મૈત્રી વધશે તેમ, સંપથી સહુ રહેવાશે;
જશે જન પરદેશે, નવું ત્હાં જઇને જોશે;
આવિને નિજ દેશ, શોભતો કરશે હોંસે.
જાતિભેદ ટળી જશે, પંથ પાંખડી ઘટશે.
એક ધર્મના સર્વ, હિન્દુઓ તારે બનશે.
નિરાકાર જગનાથ, તેહને ધ્યાને પુજશે,
ગાશે શક્તિ અગાધ, જન ઠાકોને તજશે.
ભય સહુ રાખી રોજ, જગતના નીમો જોઈ,
સત્સંગી જન થશે, ભૂલશે નહિ તે મોહી.
ગ્રંથો વધશે તેમ, કુલીન થઇ યશ લેવાશે;
ઊંચા સુખમાં પછી આપણાથી રહેવાશે.

કમાવા આવિયા, અંગરેજો અહિંયાં જે,
હાલ કરે છે રાજ, આપણાં તે નિરાંતે.

\+ + + +

નથી આપણે યોગ્ય, રાજ કરવે હમણાં રે;
સુખે કરે તે રાજ, આપી હક્ક પ્રજા તણારે.

\+ + ×

નથી હરામી તેહ, આખરે રડાવશે કે;
સહુ સમજે છે તેહ, આપણો હક દઇ દેશે.
એમ કરતાં કદી, લોભમાં હક નહિ દેશે;
સામા થઇશું તોય, ખોટું ઇશ્વર નહિ કહેશે.

\+ + +

**જડી બુટી છે આશ, બને મૂર્છીત સજીવન;**
**ઉદ્યમ છે અનુપમ, તાજું કરી દેવૂં તનમન.**
**પણ અનુભવવાં શસ્ત્ર પ્રેમ ને શૌર્ય તણાં તે;**
**કીર્તી કીલ્લે ધજા, ઉડવવી નીત નિરાંતે.**

જન ગમે તે કહો, લાગ્યું તેવું દરસાવ્યું;
નર્મદ જો ચે પ્રશ્ન ટાંણું તો ઢુંકડે આવ્યું.

સુરત, તા. ૯મીથી તે ૧૭મી ડીસેંબર ૧૮૬૬ સુધી.

ઉન્નતિના આ શુભ ઉગમને નર્મદાશંકર પોતાના સાહિત્યમાં "અરુણ" રૂપે અનેક વાર વર્ણવે છે. હિંદુઓની, હિંદુસ્તાનની અને ગૂજરાતની અવનતિને તે "રાત" ગણે છે. પણ અગ્રેજ સત્તાના પ્રસરાવેલા અંધકારમાંથી એ અરુણઉદય થશે તેમ નર્મદ માને છે. અરુણ પછી પ્રભાત થશે, એટલે સ્વતંત્રતાની ઝાંખી લોકોને થશે. તે પછી મધ્યાન્હ થશે, સ્વતંત્રતાના, આઝાદીના અને જ્ઞાનના બપોર થશે

અને તે બપોરના તાપ સામે જગતની પ્રજાઓની આંખો મીટ નહીં માંડી શકે.

આ વિચાર "જય જય ગરવી ગુજરાત" ની લાવણીનાં છેલ્લાં પદોમાં અમર કરવામાં આવ્યો છે અને તેને નર્મદાનાં પાણીની સાથે ઘૂમતો ગાવામાં આવ્યો છે. તે જ વિચાર બીજાં અનેક પદોમાં ગોઠવવામાં આવ્યો છે, જેમાંથી કેટલાક સુંદર નમૂનાઓ હું નીચે આપું છું.

વાદળ ફાટવા માંડયું હવે છે,
ધ્રુવાદિ કંઈ કંઈ નજરે પડે છે.
રાત વીતી હવે વ્હાણું રે વાસે,
દરતા બપોર પછી ઝટ થાસે.
[1]દરિયો તોફાની તો ધીમોજ હાલે,
પૂઠના પવનથી ઘણું વ્હાણ ચાલે
ભણિ સુખ તો હરી અનુકૂળ જાણું
નર્મદ જોષીનું પાકયું અખ્યાણું.

\+ + +

ખરેખરી છે વાત, રાત છે હિંદુઓને,
કહારે રે પ્રભાત, થશે નર્મદ તેઓને ?
થઇ ફરી પરભાત, પછી મધ્યાહ્ન થઇ રહે
[2]એ માંગું માંગું પ્રભુ આપ, દેશ અર્થે નર્મદ કહે,

\+ + +

મધ્યે અસ્ત થયો રવિ,
[3]અરૂણોદય થવા સુરંગ છે આજે,

\+ + +

(૧) નર્મકવિતા, ૨૪૧. (૨) નર્મકવિતા, ૩૫૭. (૩) નર્મકવિતા ૫૪૯.

રાત વીતી ને વાયું વ્હાણું,
અરૂણોદય દીપતો આ,
પ્રકાશ [1]કુમળો સુતું ઓપતું,
શુકન સહુ શુભ સોહ્યા.

× × ×

આ કારણોથી નર્મદે પ્રાર્થનાસમાજનો સંગ કર્યો, હિંદુ–મુસ્લીમ ઐક્ય માટે ચાંદબાનો અને વજેસિંગનો સંસાર માંડયો, વિધવા-પુનર્લગ્નનાં ગાણાં ગાયાં, એટલે સુધી કે શુદ્ધ પ્રેમનો આવિર્ભાવ, અનુભવ અને પ્રસાદ કાવ્યરૂપે વર્ણનમાં મૂકવા "રાંડેલાં" [2]ને જ પાત્રો કરી કુમુદચંદ્ર–પ્રેમપત્રિકાનું ગદ્યપદ્યસાહિત્ય રચ્યું, "પદ્મસેને પિતાને સમજાવી કુમુદને અને ચંદ્રને મોટી ધામધુમીથી પરણાવ્યાં ને એ દાખલો જોઇને સર્વ ઠેકાણે બાળવિધવાઓનાં પુનર્લગ્ન થવા માંડયાં" એ વાકયોથી આ અદ્દભુત પત્રિકાલેખનની સમાપ્તિ કરી, "દેશાભિમાન" [3]શબ્દ જોડયો, મંડળીઓ સ્થાપી રાજકારણની ચર્ચાઓ કરવા લોકોને બોધ આપ્યો, ગૂજરાતીઓને પોતાની પુરાતન અને વર્તમાન દશાનું ભાન કરાવવા ગૂજરાતના સંસ્કારિત્વનું[4] પ્રથમ દર્શન કરાવ્યું, સ્વતંત્રતા, વીરસેન કાવ્ય અને બીજાં પદો ગાઇ, "ડાંડીઓ" પત્ર કાઢી, ઇન્કમટેકસ, કારભાર, વગેરે સામે લખાણ કરી હિંદુઓને પડતીનું ભાન કરાવ્યું અને એક થઈ સ્વરાજ્ય મેળવવા તેમને આગ્રહ કર્યો.

નર્મદ ગૂજરાતનો પ્રથમ રાષ્ટ્રલેખક, પ્રથમ રાષ્ટ્રકવિ, પ્રથમ યુદ્ધકવિ હતો. તે પ્રથમ સ્વરાજ્યદ્રષ્ટા થઇ ગયો. પરદેશી રાજ્યના

---

(૧) નર્મકવિતા, ૫૫૮. (૨) નર્મકવિતા, ૩૯૭–૪૪૨. ૩૯૭ની નોંધ. (૩) નવલરામની નર્મકાવ્યની પ્રસ્તાવના, ૩. (૪) "હાલના ગુજરાતીઓ" એ લખાણ.

ગેરફાયદાઓ તેનાથી જેટલા સમજાયા હતા તેટલા કવિ દલપતરામને સમજાયા નહોતા. તેણે હિન્દપુત્રોને કહ્યું કે "**સ્વરાજ્ય એ તમારો જન્મસિદ્ધ હક્ક છે**"[૧] જે હક સાબુત કરવા જીવ છોડવાનો ઉગ્ર બોધ તેણે આપ્યો.

(૧) નર્મકવિતા, "વીરસિંહ", ૪૮૮–૯૭. જહાં થયા હમારા જન્મ, ઉછરયા હમે, રમ્યા ને ભણ્યા, લીધા ઉદ્યોગ, જહાં મચ્યે કુટુંબ પરિવાર, માલ મિલકત, સગાં ને સ્નેહી, સુખનો યોગ, વિધવિધ સંબંધે હમે, રહ્યા ગૂંથાઈ, તહાં શું ઘસે, કરી છળભેદ, પરજન રંગમાં રમે, હમુને દમે, તુચ્છ બહુ ગણે, થાય નવ ખેદ ? જન મનુષ્યરૂપે કોઇ, જુલમ નવ સહે, **જન્મ-હક્ક થકી છુટો જે તેહ બને કયમ દાસ ?**

લો. ટિળકે ઘણાં વર્ષો પછી આ જાહેર કર્યું. કેટલાક માણસોને આ જન્મસિદ્ધ હકકની વાતો નથી ગમતી. પણ તેમણે એરિસ્ટૉટલ, ગ્રીન, લૅસ્કી વગેરે જુદા જુદા દેશોના જુદા જુદા યુગોના અને જુદા જુદા વિચારોના લેખકોનાં લખેલાં રાજ્યશાસ્ત્રો વાચવાં જોઇએ. સ્વરાજ્ય વગર માણસાઇ કે સંસ્કૃતિ સંભવી શકે ખરી ? અને તે પણ આ જમાનામાં ?

બીજો નમુનો :

રે કાં મને સહુ કહે, ધિકક છે, સિંહ, જીવતું મેંહ, લડી મરી જાઉં, દઈ સ્વતંત્રતાના યશ, કરૂં જેહરે જંન, તન મન ધન, એથી શોભા હું કહું દેશ જાતને ધર્મ, બોલીને રીત, લોહીથી જુદા સ્વભાવે રે જેહ રે કોટી ઉપાય કરી, પામવા કદી, પરસ્પર સુખ, મળે કયમ તેહ.

રે એક જ પુરૂષ શુરવીર, વીર્યથી હોય, સાધને જગત. ધુજાવી રેહે, પણ બીજ કહોયું જહાં હોય, જમીન ને હવા, રૂડાં બહુ તોય, વધે નહિ તેહ.

ઓ સાંબસ્વયંભુરાજ, પ્રદેશી થકી, ખરે નવ કદી, રાજ ચલાવાય, ભાષા બુદ્ધિ રીતભાત, ધર્મમાં ફેર, ખ ને ભુ વચ્ચે તેટલો થાય

* * *

પણ નર્મદ આ તનમનાટના સમયમાં યુદ્ધનાં ગીતો ગાઈ વિરમ્યો નહીં. તેણે વિધવાપુનર્લગ્નનાં માત્ર ગીતો ન ગાયાં, તેણે માત્ર સ્વદેશી વ્રતને પોષ્યું નહીં, માત્ર છુટા છવાયા, ન આગ્રડતવાળા, વિચાર વગરના અને તુરત ખપ આવે એવા પ્રસંગવિચારો કે લેખો ગૂજરાતને ન આપ્યા. તેણે રામાયણનાં અને મહાભારતનાં પાત્રોનો, સુરતનો અને મેવાડનો વિચાર ગૂજરાતને અર્પ્યો. એ વિચારમાં જે નવીનતા છે તે અત્યારે ગૂજરાત ભૂલી ગયું છે અને તે દિશામાં હજુ કાંઇ વધારે નથી થયું. તેથી તે સંબંધી અહીં વધારે લખવું યોગ્ય થશે.

નર્મદે આપણને ગદ્યસાહિત્યમાં અત્યારની દૃષ્ટિએ જોતાં ઉપયોગી વિષયો આપ્યા છે. ગૂજરાતનું સંસ્કારિત્વ છેડવામાં નર્મદાશંકર પહેલો હતો. એ પ્રયત્ન અત્યારે પણ વાચનયોગ્ય છે. [1]"હિંદુ રાજ્યમાં ગૂર્જરજન ઉદ્યમના રંગમાં હતા ખરા, પણ તે રંગ વંશપરંપરા દીપ્યાં કરે તેવા પાકા નહોતા. ખુલતા રંગની મઝા તેઓ લેતા, પણ થોડીવારમાં તે રંગ ઉડી ગયા" એ ગૂજરાતી પુરુષાર્થની કેવી શુદ્ધ તારીફ છે! તેણે નાગર છતાં કરણે કરેલા માધવના કુટુંબના અપમાનને વખોડ્યું. માધવે અલ્લાઉદ્દીનને આપેલા નિમંત્રણને તે ચોખ્ખું વગોવે છે અને ઐક્યને અભાવે [2]"જૈન,

નિજ જંન તણો બહુ પક્ષ, છચોકેકરે, કરે ન ડરે, સ્વભાવે તેહ ઉંચી પદવીનાં સુખ, હરી લે ત્યાંહ પ્રજા રાંકડી, રીબાતી તેહ.

× × ×

લશ્કરમાં પદવી ઉંચ, નથી કોઇને, કુલિન ને દાસ, કહો શી લાજ? શું શસ્ત્ર ધારી રજપુત, ઉંચ કુલ તેહ, માંગતા ફરે, હાલમાં ભીખ ભાલાની કરી દઈ છડી, પોળીયા બને, પવતને ત્હાં, એ શું શિવ ઠીક? તરવાર ભાંગીને છરી, શાકની કરે, એહવો ત્રાસ......ઇત્યાદિ.

(૧) નર્મગદ્ય, ૭૦. (૨) નર્મગદ્ય ૭૧-૭૨

જૈનેતર, રજપુત, વણિક, વગેરેથી મેળવણીને અભાવે પાંચસો વર્ષ સુધી ગૂજરાતી સ્વતંત્રતાને દીપ્તિ ટકયાં" તે માટે વિસ્મય પ્રગટ કરે છે. નર્મદ મોગલાઇને બરોબર ઓળખે છે. ગૂજરાતી સલ્તનતના વખતમાં ગૂજરાતની રજપુતાઈને નાબુદ કરવાના પ્રયત્નની વાચકને ઝાંખી કરાવી તે કહે છે કે "અકબરથી તે મરાઠી દરોડા સુધી ગૂજરાતની પ્રજા એકંદરે સુખી હતી." [1]બધા જૈનેતર લેખકો માફક તે હેમચંદ્ર આચાર્યને ખટપટી કહે છે. પણ ગૂજરાતમાં વિદ્યાવ્યાસંગની ખામી દર્શાવી તે જૈન યતિની અને તેના બીજા ભાઇઓની સાહિત્યસેવાનાં વખાણ કરી ગૂજરાતી કાયરતાની કદર બૂઝી વિલાપ કરે છે કે "ગૂજરાતમાં કોઈ મોટો રાજપુરુષ, ધર્મપ્રવર્તક કે સ્વપ્નદ્રષ્ટા થયો નથી," [2]માત્ર –સિદ્ધરાજ અપવાદમાં આવી શકે. એ માટે અબુલફઝલે "અકબરનામા"માં કહ્યું છે તેમ નર્મદ પણ ગૂજરાતી આળસને, ખુશામતને, કાયરપણાને, તાબેદારીને અને બીકણપણાને વખોડે છે [3]અને બોધ કરે છે કે દેશાટનથી, જાહેર ભાષણોથી, જાહેર સેવાથી, રાજકારણની ચર્ચાથી અને કચ્છ કાઠિઆવાડ સાથે ઐકય સાધવાથી ગૂજરાતી ગૌરવ વધશે. [4]તે નિબંધમાં નર્મદ ગૂજરાતીઓને નૌકાબળ કેળવવાનું કહે છે, જે તેની બુદ્ધિનું તીવ્રપણું સાબીત કરે છે.[5]

નર્મદ એવા રાષ્ટ્રસંગઠન માટે અને રાષ્ટ્રયુદ્ધ માટે લોકોને આવેશભરી કવિતા કે ઉશ્કેરનારાં ભાષણો ઉપર તૈયારી કરવા કહેતો નહીં. તેની માન્યતા એવી હતી, અને આ વિચાર ઇ. સ. ૧૮૭૬ સુધીનાં તેનાં મતવ્યોને લાગુ પડે છે, કે હિંદુ કોમની પડતીનાં કારણોમાં અથવા તેની પરતંત્રતાના સ્પષ્ટીકરણમાં મુખ્યત્વે એ લોકોનું અજ્ઞાન

(૧) નર્મગદ્ય, ૭૫, ૭૩, ૧૦૧. (૨) નર્મગદ્ય, ૩૩. સિદ્ધરાજના દરબારનું સુંદર ચિત્ર, નર્મગદ્ય, ૧૦૦. (૩) નર્મગદ્ય, ૮૧. (૪) નર્મગદ્ય, ૮૨, ૮૪. (૫) નર્મગદ્ય, ૮૭

છે. તેથી તે અજ્ઞાન ગમે તે પ્રકારે તૂટવું જોઇએ. ભૂતકાળમાં, શારીરિક સ્થિતિ સારી હોય તો સ્વરાજ્ય અને સ્વતંત્રતા સિદ્ધ થઇ શકતાં. પણ નર્મદ જોઈ શક્યો હતો કે ઇંગ્રેજોની રાજયસત્તા તેમના ઐક્યને અને તેમના જ્ઞાનને ઉપકારી છે, તેથી હિંદુઓએ ઇંગ્રેજો સાથે બરાબરી કરવા માટે જ્ઞાની થવું જોઇએ અને તે જ્ઞાન માત્ર સાંપ્રદાયિક કે ધાર્મિક નહીં પણ વિવિધ હોવું જોઇએ. હિંદપુત્રોએ રાજ્યપ્રકરણ સમજવું જોઇએ, હુન્નરવિદ્યા જાણવી જોઇએ, "સાયન્સ" જાણવું જોઇએ, યૂરોપ આદિ નવા ખંડોની પ્રગતિના ઇતિહાસોને જોવા જોઇએ. તેમણે તે લોકોના ધર્મસંપ્રદાયોની હાલત વિચારવી જોઇએ.

[1] પ્રેમ શૌર્યના લાભ તો હિંદુ ન સમજે હાલ,
દેશતણું હિત કયમ કરે, અનીતિથી બેહાલ
યુરોપ કેરા લોક તો, પામે સદ્દગુણ તેહ;
પ્રેમ શૂરની ટેકથી, દીપાવે નિજ દેહ.
એ વસ્તૂ શૂં તેહનૂં, નથી આપણે ભાન;
ઝગમગ જ્યોત દિપે તહાં પાસે સુખની ખાણ;
ઓ પ્રભુ દહાડો કહારે, હમે જોઇશૂં તેહ;
પુરૂષ અને સ્ત્રી કહારે, સમજીશૂં તત્સ્નેહ.

આ કારણથી નર્મદને મન "ભણતર"—વિદ્યાની કિંમત અનેરી હતી. નવા ભણતરથી તેને દેશને સંગઠિત કરવો હતો, જાતભાઇઓને સ્વતંત્ર કરવા હતા, પ્રજાને મરદ કરવી હતી.

[2] ભણી ગણીને પુરુષાતન, નર્મદ બતાવે છે જન
ખરા મરદ તેવા રે બાકિ હથેલિ કુટતા વ્હેલા
ભણી તું નર્મદ વિવેક સાથે ખરૂં કહેતાં ના બ્હીએ
મળી જનો સહુ કહો તો ફાવો, ડરે જૂલ્મી ત્હેવું

* * *

(૧) નર્મકવિતા, ૧૯૯. (૨) નર્મકવિતા, ૨૪૩-૨૫૫ અને ૨૫૬.

ભણી ગણીને યોગ્ય પ્રસંગે શાસ્ત્ર તમારૂં કહાડો રે
પુરૂષાર્થ દેખાડી નર્મદ લે જશ જગમાં ધ્રાડો રે

+ + +

ભણી ગણીને જુગતી સાંધી શત્રુ જીતો જબરો રે
જો ના ફાવો બળો તમો પણ, નર્મદ ગામન બાળો રે

× × ×

ભણી ગણીને હક્ક સમજી ને, રીતે સામું થાતાં
કાળગ્રહથી મુક્ત થવાશે, કહે નર્મદ સદ્બુદ્ધિ

× × ×

એક એક જણ બની સિપાઈ, લડે દેશને કાજે
સ્થિતિ પૂર્વની સંભારીને, ખરૂં હૂંપદું રાખો.

× × ×

[1] ગરજ છે દેશને ઝાઝી, રહ્યો છે તેથી તે લાજી
ખાય છે બાજરી ભાજી; પીએ છે ઓસડે કાંજી
કેહિ યજમાન તે હાજી, પરોણો છે થયો કાજી
હવે એ કહે છે પાજી, અરે કોઇ સૂર દીલ દાઝી
મેઘની પેર ખૂબ ગાજી, આણિ દે સંમૃદ્ધિ તાજી
કહે જો તબીયત સાજી, તોજ નર્મદ મન રાજી.

ઝટ ઉઠો ઉઠો —

તેથી જ તે અનેક વાર વિચાર દર્શાવતો કે " આપણે × × × આ સંસારના [2]સુખ કરતાં મુવા પછીના સુખને માટે બહુ કાળજી રાખતા અને રાજ્યસુખે નિસ્પૃહ રહેતા. એ જ કારણથી આપણી

(૧) નર્મકવિતા, ૨૫૭. (૨) નર્મગદ્ય, સુખ ઉપર નિબંધ, ૨૨, સરખાવો તે જ સાથે સ્વદેશાભિમાનના નિબંધમાંથી, અરે ઓ ભાટચારણો, એ શબ્દોથી શરુ થતો ભાગ.

હીણી સ્થિતિ થઈ પડી છે. માટે સર્વ પ્રકારનાં પ્રવૃત્તિસુખમાં મોટું સ્થાયી ને સર્વનું મૂળ જે રાજ્ય સંબંધી સુખ તે વિષે દરેક જણે પ્રજારૂપે વિચાર કરવો અવશ્ય છે. જગત ઉપરથી જગદીશ્વર ઉપર વિચાર થાય છે તો આ સંસાર–સુખમાં સમજ્યા વિના મુવા પછીના સુખ વિષે શું સમજી શકાય? સુખ, જ્ઞાન, સ્વતન્ત્રતા, સદ્‌ગુણમાં છે, અજ્ઞાન–બન્ધન–દુર્ગુણમાં નથી. જ્ઞાનશકિત ને કર્મ-શકિત એ બે કેળવ્યા વિના કોઈપણ રીતનું સ્થાયી સુખ નથી એ સિદ્ધાંત છે."

આ વિચાર ગ્રીક વિચાર છે. નર્મદે યૂરોપનો ઇતિહાસ નીશાળમાં[1] વાચ્યો હતો, કોલેજમાં વિચાર્યો હતો, કોલેજ છોડયા પછી તે દૃષ્ટિએ હિંદનો અને ખાસ કરીને હિંદુઓનો ઇતિહાસ શોધ્યો હતો. તેથી તેને ૧૮૬૬–૧૮૭૦માં આવા ઉમદા વિચારો સૂઝયા. હિંદુઓની પડતીનું કાવ્ય લખતી વેળા તેણે કેટલાં બધાં હિંદુ નામો આપ્યાં છે! પોરસ (પુરુ રાજા), અનંગપાળ, પૃથ્વીરાજ, ભોળો ભીમ, મધ્યયુગના રજપુતો, મરાઠાઓ, શિખો, [2]નાનાસાહેબ, તાતીયા ટોપે, છબીલરામ,

---

૧ નવલરામની નર્મકવિતાની પ્રસ્તાવના, ૧૦. ૨ નર્મકવિતા, ૩૨૩–૩૯૦;—

રાજવંશિ તે ખરો, ખરો ખટપટિયો ન્હાનો
ગુપ્ત રહીને કર્યાં, જીવનસટ્ટાનાં કામો.
રણશુરો નહિ તેહ, વળી બહુ દુષ્ટ લેખાયો,
હું નાં માનૂં વાત, ઘણે વેશે દેખાયો!
રણ જોદ્ધો પ્રખ્યાત, તાતિયા ટોપી ટેડો,
ગભરાવ્યા અંગ્રેજ, લઈ એઓનો કેડો;
બલિહારી છે ગાઉં, ઝાંસીની રાણી તૂંને
કર્યું પરાક્રમ વીર, તુંયિ જસ હિંદૂને.

નર્મદને શિવાજીની સુરતની બે જબરદસ્ત લુંટો અને તેથી પરિણમેલી

દયારામ, ગિરધરલાલ, અમરજી દીવાન, રણછોડજી દીવાન, કાઠીઓનો કાળ પ્રભાશંકર, ભૂજનો લક્ષ્મીદાસ, ભાવનગરનો રૂપજી દેસાઇ, સુરતનો કૃપાશંકર, ભિલ્લશત્રુ પુરોમલ્લ, રાજપીપળાનો વચ્છરાજ ત્રવાડી, ટોડરમલ, વગેરે. રજપુતોને અને હિંદુઓને નિર્વીર્ય થઇ ગયા જોઇ નર્મદને પારાવાર ખેદ થતો :—

તે જ ભૂમિ રિતભાત, પરંતૂ તે નહિં માણસ;
ધમધમ કરતી ભોંય, ખાએ છે શું મ્હસ ?
નામ રજપુતસ્થાન, શૂરવીરોનાં ધામો;
જીવવનાનાં જંન, કરે શૂં આજે કામો ?

× × ×

ગાજે સિંધૂ રાગ, રાજ રાજે કેસરિયો,
ચાંગિ માણકી કુદ્દં, કરંતી રણમાં ધસિયો;
એ સહુ સ્વપનૂં આજ, હશે તે રંગો કેવા ?
થયા કેસરી રાજ, મેસરીઓના જેવા.

તેથી હિંદુઓને અને ગૂજરાતીઓને શૂરા કરવા, દેશના અભિમાની કરવા, રાજપ્રકરણ સમજાવવા, રાજકારણનો વિચાર કરતા કરવા અને "ગૂજરાતને હિંદુસ્તાનનો કૌવતવાળો પ્રદેશ" બનાવવા નર્મદે જગતની પ્રજાઓના પુરુષાર્થોનો ઇતિહાસ લખવા માંડ્યો. તેણે પ્રથમ તો રામાયણ અને મહાભારત તપાસ્યાં અને તેમનાં પાત્રોનો વિચક્ષણ

---

સુરતના તેજની હાનિ રગેરગ સાલતાં. શિવાજી ઉપર તેને તે કારણથી સ્વાભાવિક રોષ રહેતો; છતાં હિંદુ તરીકે તેને શિવાજીનું અભિમાન હતું. તેથી તે ગાઇ ગયો કે:—

ધંન શિવાજી શુર, ગમે તેવો પણ હિંદ્દ
જંન ગમે તે કેહ, તોય હું નહિં નિંદ્દં,

નર્મકવિતા, ૩૭૨.

હીણી સ્થિતિ થઈ પડી છે. માટે સર્વ પ્રકારનાં પ્રવૃત્તિસુખમાં મોટું સ્થાયી ને સર્વનું મૂળ જે રાજ્ય સંબંધી સુખ તે વિષે દરેક જણે પ્રજારૂપે વિચાર કરવો અવશ્ય છે. જગત ઉપરથી જગદીશ્વર ઉપર વિચાર થાય છે તો આ સંસાર–સુખમાં સમજ્યા વિના મુવા પછીના સુખ વિષે શું સમજી શકાય? સુખ, જ્ઞાન, સ્વતન્ત્રતા, સદ્‌ગુણમાં છે, અજ્ઞાન–બન્ધન–દુર્ગુણમાં નથી. જ્ઞાનશકિત ને કર્મ-શકિત એ બે કેળવ્યાં વિના કોઈપણ રીતનું સ્થાયી સુખ નથી એ સિદ્ધાંત છે."

આ વિચાર ગ્રીક વિચાર છે. નર્મદે યૂરોપનો ઇતિહાસ નીશાળમાં[1] વાચ્યો હતો, કૉલેજમાં વિચાર્યો હતો, કૉલેજ છોડયા પછી તે દૃષ્ટિએ હિંદનો અને ખાસ કરીને હિંદુઓનો ઇતિહાસ શોધ્યો હતો. તેથી તેને ૧૮૬૬–૧૮૭૦માં આવા ઉમદા વિચારો સૂઝયા. હિંદુઓની પડતીનું કાવ્ય લખતી વેળા તેણે કેટલાં બધાં હિંદુ નામો આપ્યાં છે! પોરસ (પુરુ રાજા), અનંગપાળ, પૃથ્વીરાજ, ભોળો ભીમ, મધ્યયુગના રજપુતો, મરાઠાઓ, શિખો, [2]નાનાસાહેબ, તાતીયા ટોપે, છબીલરામ,

---

૧ નવલરામની નર્મકવિતાની પ્રસ્તાવના, ૧૦. ૨ નર્મકવિતા, ૩૨૩–૩૯૦:—

રાજવંશિ તે ખરો, ખરો ખટપટિયો ન્હાનો
ગુપ્ત રહીને કર્યાં, જીવનસટ્ટાનાં કામો.
રણશુરો નહિ તેહ, વળી બહુ દુષ્ટ લેખાયો,
હું નાં માનૂં વાત, ઘણે વેશે દેખાયો!
રણ જોદ્ધો પ્રખ્યાત, તાતિયા ટોપી ટેડો,
ગભરાવ્યા અંગ્રેજ, લઈ એઓનો કેડો;
બલિહારી છે ગાઉં, ઝાંસીની રાણી તૂંને
કર્યું પરાક્રમ વીર, તુંયે જસ હિંદૂને.

નર્મદને શિવાજીની સુરતની બે જબરદસ્ત લુંટો અને તેથી પરિણમેલી

દયારામ, ગિરધરલાલ, અમરજી દીવાન, રણછોડજી દીવાન, કાઠીઓનો કાળ પ્રભાશંકર, ભૂજનો લક્ષ્મીદાસ, ભાવનગરનો રૂપજી દેસાઇ, સુરતનો કૃપાશંકર, ભિલ્લશત્રુ પુરોમલ્લ, રાજપીપળાનો વચ્છરાજ ત્રવાડી, ટોડરમલ, વગેરે. રજપુતોને અને હિંદુઓને નિર્વીર્ય થઇ ગયા જોઇ નર્મદને પારાવાર ખેદ થતો :—

તે જ ભૂમિ રિતભાત, પરંતૂ તે નહિં માણુસ;
ધમધમ કરતી ભોંય, ખાએ છે શૂં મ્હસ ?
નામ રજપુતસ્થાન, શૂરવીરોનાં ધામો;
જીવવનાનાં જંન, કરે શૂં આજે કામો ?

× × ×

ગાજે સિંધૂ રાગ, રાજ રાજે કેસરિયો,
ચાંગિ માણકી કુદૂં, કરંતી રણમાં ધસિયો;
એ સહુ સ્વપનૂં આજ, હશે તે રંગો કેવા ?
થયા કેસરી રાજ, મેસરીઓના જેવા.

તેથી હિંદુઓને અને ગૂજરાતીઓને શૂરા કરવા, દેશના અભિમાની કરવા, રાજપ્રકરણ સમજાવવા, રાજકારણનો વિચાર કરતા કરવા અને "ગૂજરાતને હિંદુસ્તાનનો કૌવતવાળો પ્રદેશ" બનાવવા નર્મદે જગત્‌ની પ્રજાઓના પુરુષાર્થીનો ઇતિહાસ લખવા માંડયો. તેણે પ્રથમ તો રામાયણ અને મહાભારત તપાસ્યાં અને તેમનાં પાત્રોનો વિચક્ષણ

સુરતના તેજની હાનિ રગેરગ સાલતાં. શિવાજી ઉપર તેને તે કારણથી સ્વાભાવિક રોષ રહેતો; છતાં હિંદુ તરીકે તેને શિવાજીનું અભિમાન હતું. તેથી તે ગાઇ ગયો કે:—

ધંન શિવાજી શુર, ગમે તેવો પણ હિંદૂ
જંન ગમે તે કેહ, તોય હું નહિં નિંદૂં,

નર્મકવિતા, ૩૭૨.

ન્યાય કર્યો. નર્મદ રામચંદ્રને વિવેકવીર કહે છે, પણ તેના પરાક્રમોના તેજને સૂર્યના તેજ જેવું નહીં પણ ચંદ્રના તેજ જેવું બતાવે છે. તે લક્ષ્મણે કરેલા ઉર્મિલાના બાર વર્ષોના ત્યાગને બહાર લાવે [1]છે અને લક્ષ્મણને ભ્રાતૃભક્ત, પણ ઉગ્ર સ્વભાવવાળો, ક્રોધી, ઉદ્ધત અને ઉતાવળીઓ કહે છે. તે ભરતને કુલીન રાજવંશી તરીકે વર્ણવે છે, અને સીતાને સતી તરીકે તો ચોક્કસ, પણ ગાભરુ, ભોળી, અધીરી અને રાંક સ્ત્રી તરીકે દર્શાવે છે. તે હનુમાનને રંગીલા નરમાં ખપાડે છે અને રાવણના લંપટપણાને વગોવતાં તેનાં વિદ્યાભ્યાસ, તપ, બુદ્ધિ, ચાતુર્ય અને શૌર્યને ન્યાય આપે છે. તે બિભીષણને રાજદ્રોહી પણ સત્યવાળો કહે છે (!), જ્યારે કુંભકર્ણની ભ્રાતૃભક્તિને અને વફાદારીને તે પ્રશંસે છે.

તે જ પ્રમાણે મહાભારતનાં પાત્રોનો નર્મદે સ્પષ્ટ, ઐતિહાસિક અભ્યાસને છાજે તેવો, નિષ્પક્ષપાત ન્યાય કરવા યત્ન કર્યો છે. યુધિ-ષ્ઠિર રાજ્યવિષયમાં યોગ્યતા વગરનો, ભીમ તોછડો, અર્જુન કોમળ પણ પ્રપંચી, દ્રૌપદી ખારીલી, હઠીલી, રીસાળ, છણકા કરતી, પણ સાવધ, શૂરી અને પાકી, દુર્યોધન રાજત્વને યોગ્ય અને કર્ણ મહેચ્છ, પણ અભિમાની અને ઉદ્ધત, એવી રીતે જય ઇતિહાસનાં આર્ય પાત્રો નર્મગદ્યમાં ખડાં થાય છે.[2]

---

૧ નર્મગદ્ય, ૧૦૬. મારા નીશાળજીવનવખતે મારા ગુરુ **શ્રી "લલિતે"** તેમના **સીતાવનવાસના** સુંદર નાટકમાં આ બાબત ખાસ બતાવી હતી, જેનાં પ્રેરક ગાયનો **"લલિત"**ના તે વખતના તમામ શિષ્યો હજુ આનંદથી ગાય છે અને યાદ કરે છે. ૨ નર્મગદ્ય, **૨૨૨ – ૨૨૪.** મારા ધ્યાન પ્રમાણે આ બે મહાકાવ્યોનાં પાત્રોનો અભ્યાસ કાંઈક અંશે સ્વ. રતિપતિરામે કરેલો અને પ્રકાશેલો. કૌશલ્યાના અપમાનિત સ્ત્રીત્વના આબાદ નમૂનાઓ તેમણે મને મૂળ રામાયણમાંથી એક વાર વંચાવ્યા હતા.

ત્યાર પછી નર્મદે ઇલિઅડનો સાર આપ્યો અને મહાપુરુષોનાં ચરિત્રોનો વિષય લઇ સિકંદર, સીઝર, સાઇરસ, મહમ્મદ, શાર્લમેઇન, જંઘીસખાં, પાંચમો ચાર્લ્સ, પિટર, મહાન્ ફ્રેડરિક, વોશિંગ્ટન, નેલ્સન, વેલિંગ્ટન, નેપોલિઅન વગેરે શકપ્રવર્તક વીર પુરુષોનાં, બુદ્ધ, જરથોસ્ત, ક્રાઇસ્ટ, શંકર, સોક્રેટિસ, પ્લેટો, એરિસ્ટોટલ, બેકન, ગેલેલિઓ, ન્યૂટન અને જેઇમ્સ વોટ જેવા ધર્મપ્રવર્તકોનાં, તત્ત્વશોધકોનાં અને " શાસ્ત્રીઓ "નાં, કોલંબસ જેવા " દેશશોધક "નાં અને મોસેઝ જેવા " કાયદા બાંધનારાઓ "નાં દેશદેશના મહાપુરુષોનાં જીવન-ચરિત્રો લખ્યાં. તેણે મેવાડની હકીકત ટોડના " રાજસ્થાન " ઉપરથી આપી. તેણે એક સાચા સુરતી તરીકે સુરત શહેરની વીગતવાર, સંશોધનવાળી અને ઘણી રસિક હકીકત ઇ. સ. ૧૮૬૬ સૂધીની પૂરી કરી અને અફસોસ કર્યો કે,

' અરે ઓ પ્યારી સુરત; હવે તો અમારે નસીબે તારાં ખંડીયેર ઉપર પડતા તીવ્ર તડકાના અદ્ધર તરતા તેજને ઉદાસીન મોઢે બેઠાં બેઠાં જોયાં કરવાનું જ રહ્યું છે, ' [૧]અને સુરતીઓને શૂર ચડાવવા[૨]

(૧) નર્મગદ્ય, ૩૫૮. નર્મકવિતામાં નર્મદે સુરતને સ્ત્રી સાથે સરખાવીને તેનું કાવ્ય લખ્યું છે :—

આ તે શા તુજ હાલ, " સુરત સૂનાની મૂરત "
થયા પૂરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત.
રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડી પડી તું બાકી,
દિપી કુંદનમાં જડી, પડી રે કથિરે ઝાંખી.
કંચનમણિનો દેવ, જેમ વેચાયો કકડે,
સુકુમારો તુજ દેહ, તેમ વ્હેંચાયો ભડકે.

નર્મકવિતા, ૪૩.

કંચનમણિના દેવની વાત તે છેલ્લા પદભ્રષ્ટ બાજીરાવ પેશવાના સોનાના ગણપતિની વાત છે. (૨) નર્મકવિતા, ૪૫૦.

પડકાર કર્યો કે,

રાજકાજમાં નજર, તમારિ સારી પ્હોંચે
ઘટતી છુટને લેઇ, ચ્હડી બેસો સુખ ટોચેઃ
વ્યવહારી વેદાન્ત, સર્વથી સ્હેજ પમાએ,
જાતિ ભેદ મુકાય ઐકયથી શું ના થાએ.
ઉદ્યમ ખંતે રોજ, ભણી ગણિ વ્હેમો કાઢો,
રણે બનીને શૂર, સુધારા સાથે લાડો.
નર્મદ શું કડખેદ, ગાઇને શૂર ચ્હડાવું,
ઉઠો ચલો સહુ શૂર, ફરી ટાણું નહિ આવું.

સને ૧૮૭૪માં નર્મદે "રાજ્યરંગ"નાં દર્શન ગૂજરાતને કરાવ્યાં. આવું દર્શન ગૂજરાતીઓને કોઈ લેખકે નથી કરાવ્યું. એ "રાજ્ય-રંગ"થી તેણે આખી દુનિઆની સંસ્કૃતિનું જ્ઞાન ગૂજરાતને આપ્યું. હજુ ગૂર્જર સાહિત્યના અભ્યાસીઓ તે જ્ઞાન નર્મગદ્યમાંથી લઈ શકે છે.[૧] નર્મદ "રાજ્યરંગ" લખીને ગૂજરાતમાં આજથી સાઠ વર્ષ અગાઉ એચ. જી. વેલ્સનું કર્તવ્ય કરી ગયો. એ કર્તવ્ય કરવા તેને પ્રેરણા થઈ તે જ તેની લેખક તરીકે મહેચ્છા દર્શાવી આપે છે. તે કવિ કરતાં વધારે પ્રમાણમાં દ્રષ્ટા હતો, અને સુધારાના હીમાયતી કરતાં રાજકારણનો વધારે પ્રશસ્ત વિવેચક હતો. "રાજ્ય-રંગ"ની પ્રસ્તાવનામાં તેના લેખકની મોટી અભિલાષા, પોતાના કર્તવ્યની પવિત્રતા અને મહત્તા, દેશને તેની ઉપયોગિતા અને પોતાની વિવેચક તરીકે સિદ્ધ થએલી સમર્થતા આપણને કળાઇ આવે છે. "સંસ્કૃતિના ઇતિહાસમાં કામનો પરિપાક છે, તેમાં સમયધર્મનો આત્મા રેલાયો છે, તેથી માનવ જીવન ધન્ય થાય છે" એ તેને કયારનું યે લાધી ગયું

૧ લેખકે નાનપણમાં તે જ્ઞાન પ્રથમ નર્મગદ્યમાંથી જ ઝીલેલું.

હોય એમ પ્રસ્તાવનાના વાચકને લાગે છે. નર્મદ તેનો આરંભ[1] "એક છે; અનેક છે; નિવર્તે છે, પ્રવર્તે છે, આનંદે છે" એ પ્રસિદ્ધ વચનોથી કરે છે.

આ લખાણ ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધની નિરાશાનું નથી. તેમાં 'સિપાહીના' બળવાથી પરિણમેલી ક્યાંક ક્યાંક તે વખતે જોવામાં આવતી શાંતિની અને "રાજ્યરંગ" લખાઈ રહ્યા પછી નર્મદે પોતે અનુભવેલી અને પ્રગટ કરેલી ગ્લાનિની લાગણી નથી. તેની પ્રસ્તાવનામાં વિજયની વરમાળા પહેરવા નીકળી પડેલા સમરાંગણમાં ઘૂમવા જતા યોદ્ધાની આશા છે, ઇતિહાસના જ્ઞાનથી લોકની સ્થિતિમાં મોટું પરિવર્તન કરી મૂકવાની તીવ્ર અભિલાષા છે, અને વ્હેમ, કુચાલ, બદી, વર્ણભેદ, જ્ઞાતિભેદ, પરતંત્રતા વગેરે કચરાને બાળી નાંખનારી જ્વાલાનો ઝગઝગાટ છે.

"રાજ્યરંગ"માં [2]પ્રથમ નર્યો ઇતિહાસ આપવામાં આવ્યો છે. તે ઇતિહાસ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કળિયુગ, એ ચાર હિંદુ ઇતિહાસના યુગોમાં ભાગી નાંખવામાં આવ્યો છે અને દરેક ભાગ જુદાં જુદાં દર્શનોમાં ચર્ચવામાં આવ્યો છે. એવાં કુલ સોળ દર્શનો બતાવવામાં આવ્યાં છે. છેલ્લા વર્તમાન દર્શનમાં ઓગણીસમી સદીનો ઇ. સ. ૧૮૬૬ સુધીનો જગતનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. "રાજ્યરંગ"નાં આ પ્રાકૃત દર્શનો પૂરાં થઇ જાય છે ત્યાર પછી સંસ્કૃતિનાં મહાદર્શનો બતાવવાનો પ્રયાસ હાથમાં લેવામાં આવ્યો છે. એમાં પહેલું દર્શન માત્ર પૂરું થઇ શક્યું છે. એ મહાદર્શનમાં સંસ્કૃતિના વિકાસનું, તેની અવનતિનું અને તેના ખરા સ્વરૂપનું મુખ્ય તત્ત્વ બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ મહાદર્શનમાં ત્રણ કાળ બતાવવામાં આવ્યા છે, ધર્મમૂર્તિકાળ (પ્રલયથી ઇ. સ. પૂર્વે

---

૧ નર્મગદ્ય, ૩૬૮. ૨ નર્મગદ્ય, ૩૬૮–૫૭૫.

૭૭૬ સુધી ), કામમૂર્તિકાળ ( ઇ. સ. પૂર્વે ૭૭૬ થી ઇ. સ. પૂર્વે ૩૨૩ સુધી ), અને અર્થમૂર્તિકાળ ( ઇ. સ. પૂર્વે ૩૨૩ થી ઇ. સ. ૪૭૬ સુધી ). છેવટે મહાકાળસ્વરૂપ બતાવવામાં આવ્યું છે. "રાજ્યરંગ" અહીં અધૂરો – પડતો – મૂકી દેવામાં આવ્યો હોય એમ જણાય છે.

આ અદ્‌ભુત આલેખનમાં દરેક દર્શનને અંતે વર્ણવાતા પ્રદેશની સામાજિક, રાજ્યકીય, ધાર્મિક અને સાંપ્રદાયિક અને સાહિત્યવિષયક પ્રગતિ અને સ્થિતિ બતાવવામાં આવી છે અને લેખક ક્યાંક ક્યાંક ઇતિહાસની ફિલસૂફીમાં ઊતરી પડે છે. મહાદર્શન તો ઇતિહાસની ફિલસૂફી છે.

છતાં "રાજ્યરંગ"નો ઇતિહાસ સૂકો, લૂખો, અને ધડા વગરનો લખાઇ ગયો છે. જ્યાં ત્યાં માત્ર હકીકતો સંગ્રથન વગર, સંકલના વગર ભરી દેવામાં આવી છે. નવલરામ[1] લખે છે તે પ્રમાણે જો હોય તો નર્મદે વાચેલા બસો ગ્રંથોનું આ દોહન અનેક વાર કિલષ્ટ અને ઢંગવગરનું જણાય છે. જુદા જુદા દેશોના ઇતિહાસનું વર્ણન અમુક કાળ માટે બધું એકસામટું આપતાં નર્મદે તે દેશોના ઇતિહાસની એકતા તોડી નાંખી છે અને વાચકને હિન્દથી એસિરિઆ, એસિરિઆથી ઇજિપ્ત, ઇજિપ્તથી ગ્રીસ અને રોમ, અને રોમથી ઇરાન, ચીન વગેરે દેશોમાં ભમવું પડે છે. નર્મદે આ વર્ણનમાં બધો ઇતિહાસ સમાવી દીધો છે. તેમાં પણ જુદા જુદા દેશોનો અને તેમની પ્રજાઓનો પરસ્પર સંબંધ બતાવવામાં આવ્યો નથી, જો કે તે વખતે તેનું તુલનાત્મક જ્ઞાન સારી રીતે પ્રચાર પામ્યું હતું. તેમાં સામાજિક, આર્થિક અને સાહિત્યની પ્રગતિની રાજ્યરંગ ઉપર તથા રાજ્યરંગની તે વિષયો ઉપર થએલી અસરોને યોગ્ય રીતે દર્શાવવામાં આવી

---

૧ નર્મકવિતાની પ્રસ્તાવના, પા. ૩૮, નોંધ.

નથી. માત્ર સર્વ પ્રવૃત્તિઓનો નામનિર્દેશ કરી નર્મદે પોતાનું કર્તવ્ય પૂરું કરી નાખ્યું છે. હિંદના ઇતિહાસનું વિવેચન ક્યાંક એવું કરવામાં આવ્યું છે અને ક્યાંક ક્યાંક તો જૂનો વિચાર રજુ કરવામાં આવ્યો છે. જેમકે, જૈન [1]સંપ્રદાય બૌદ્ધ સંપ્રદાયની એક શાખારૂપે હતો, વગેરે. છતાં આપણા દેશના ઇતિહાસનું વિવેચન જેટલું "રાજ્યરંગ"માં આપવામાં આવ્યું છે તેટલું મેં બીજા કોઈ ગૂજરાતી પુસ્તકમાં જોએલું હોય એમ મને યાદ નથી.

નર્મદનું એવું મત હતું કે ઇ. સ. ૪૭૬ સુધીમાં સંસ્કૃતિનો એક યુગ પૂરો થાય છે અને પછી બીજો યુગ શરુ થાય છે. તે સંસ્કૃતિની ઘટના તેણે મહાદર્શનમાં આપી છે. આ મહાદર્શનને નર્મદ આર્ય સંસ્કૃતિથી શરુ કરે છે. સોળ દર્શનો નિસ્તેજ અને સ્વાદ વગરનાં છે, જ્યારે આ આર્ય સંસ્કૃતિનું તારવેલું મહાદર્શન એક દૃષ્ટિથી નિપુણ, વિદ્વત્તાવાળું, શુદ્ધ અને વિવિધ છે, અને એવું વિશાળ અને સમગ્ર વિવેચન હજુ કોઇ ગૂજરાતી ગ્રંથમાં જોઇ શકાતું નથી. એ પ્રકરણમાં પ્રાચીન આર્યોની રાજ્યવ્યવસ્થા, રાજ્યનીતિ, તેમના યુદ્ધનિયમો, તેમના દિવાની અને ફોજદારી ધારાઓ, પ્રજાના હક્કો, સીમાડાના નિયમો, સંસારની સ્થિતિ, રીતભાત, કળા, વિદ્યા વગેરે અત્યારે પણ વાચનયોગ્ય છે. અલબત્ત, એ મહાદર્શનમાં નર્મદે ઐતિહાસિક યોગ્યતા જાળવી નથી, કારણ કે એ સમગ્ર દર્શન જાણ્યે કે માત્ર વૈદિક ધર્મનું જ હોય અને તેમાં બૌદ્ધ અને જૈન સંપ્રદાયો જાણ્યે કે વિઘ્નકર્તા નીવડ્યા હોય, તેવું મત તે અનેક વાર જાહેર કરે છે.

આર્યોની સંસ્કૃતિના કીર્તિકાળને નર્મદે સનાતનીઓ કરે છે તેમ, તરછોડ્યો છે, અને આર્ય સંસ્કૃતિની વિવિધતાને અને તેના

૧ નર્મગદ્ય, ૩૭૭. ૨ નર્મગદ્ય, ૫૭૭–૫૮૬.

વિકાસને સિદ્ધ કરવાને બદલે તેના ઐક્યને અને એકમાર્ગીપણાને સિદ્ધ કરી તેના દોષોને ઢાંકી દીધા છે. આ સુંદર, મોહક, પણ એકપક્ષી, અને વાચનથી અને વિચારથી અગ્નિશુદ્ધ નહિ થએલા વિચારને નર્મદ ભાષારૂઢ કરે[૧] છે. ત્યાર પછી નર્મદ સમયના વિભાગો કરી દરેક સમયનું મહાદર્શન કરાવે છે અને છેવટના સંહારનું સ્વરૂપ આપી વિરામ પામે છે.

અલબત્ત, એવાં મહાદર્શનોથી સારા અભ્યાસીઓ પણ ઇતિહાસના જુદા જુદા યુગો વિષે પોતાનું મત ફેરવી નાંખે.

નર્મદનું ઇતિહાસનું વાચન અને "રાજ્યરંગનાં" મહાદર્શનોની પૂર્ણાહુતિ નિરાશામાં પરિણમ્યાં તે એક રીતે આશ્ચર્ય ગણાય, કારણ કે "રાજ્યરંગ" લખાયું તે અગાઉનાં ગદ્યમાં અને પદ્યમાં નર્મદ પદથી, વાક્યથી, શબ્દથી, અને છંદથી આશાવાદી હતો. તેને મન ઇતિહાસ હજુ કાળગર્ભમાંથી પ્રસૂતિ પામતો હતો અને અનેક રાત્રીઓનો અંધકાર અરુણની ધીમી ઉજાસમાં વિલય પામતો હતો. ઓગણીસમી સદીનું ભારતવર્ષનું ઉત્થાન તેને મન અનેરું હતું. તે ઉત્થાનથી ભારતવર્ષની સ્વતંત્રતા પાછી ઊગવાની હતી, લોકોમાં ઐક્ય આવવાનું હતું, ધર્મના અને સમાજના વ્યવહારના વ્હેમો નીકળી જવાના હતા, બધે એક ભાષાના સૂર ચાલવાના હતા. અને સ્વદેશી ઉદ્યોગથી, અપર દેશના વસવાટથી, વ્યવહારના યોગ્ય દર્શનથી અને વિદ્યાની વૃદ્ધિથી હિંદમાં અનન્ય આબાદી થવાની હતી; એટલું જ નહીં; જો બ્રિટિશ સરકાર હિંદને સ્વરાજ્ય ન આપે તો સામા થઇને નાબુદ થએલી સ્વતંત્રતા લેવી અને પરદેશી રાજ્ય ગમે તેટલું ઉચ્ચ-ગ્રાહી હોય તો પણ તે પરદેશી હોવાથી અને તેમાં પ્રજાનું નૂર હરી લેવાનો અવગુણ હોવાથી તેનો વહેલો મોડો પરિત્યાગ કરવો જરુરનો છે એવા

---

૧ ૧નર્મગદ્ય, ૫૬૮–૫૮૫.

વિચારો નર્મદે ભાવ્યા હતા, લખ્યા હતા, ગાયા હતા, ભાખ્યા હતા. તે માટે તેણે ભેખ લીધો હતો.[૧]

"રાજ્યરંગ" લખી લીધા પછી નર્મદના વિચારોમાં મોટું પરિવર્તન થઈ ગયું. ઇજિપ્તની, ગ્રીસની, એસિરિઆની અને રોમની રાજ્યલક્ષ્મી હણાએલી જોઇ નર્મદને કાંઇક બીજું ભાન આવ્યું. તેને લાગ્યું કે એ દેશોની રાજ્યલક્ષ્મી હરાઇ તે સાથે તેમની ધર્મલક્ષ્મી પણ હરાઇ ગઇ, જ્યારે હિંદુ પ્રજાની રાજ્યલક્ષ્મી હરાઇ ગઈ, પણ તેની ધર્મ-લક્ષ્મી તો કાયમ રહી. તે માટે તેને આર્ય પ્રજાએ પુરાતન કાળમાં રચેલી સમાજવ્યવસ્થા ઉપકારક લાગી. તેથી નર્મદ સનાતની થઇ ગયો. તેણે પ્રથમ કરેલા વિચારોનો તિરસ્કાર કર્યો અને તેની લોકોને યોગ્ય સમજુતી આપી. નર્મદના પોતાના શબ્દોમાં[૨] "સંવત ૧૯૧૩ થી હું ગુજરાતીઓને નિવૃત્તિ પ્રવૃતિના ધર્મ વિષે ઉપદેશ કરતો થયો ને ૧૯૧૬માં પરમહંસ સભામાં દાખલ થયા પછી મોટા આગ્રહથી બોલતો લખતો ને આચરતો થયો. સમાજનો [૩]ધર્મ તેજ મારો ધર્મ હતો, વિશેષ આ કે જગદીશ્વરની નિષ્કામ ભક્તિ કરવા વિષે પણ કહેતો ને જીવ શુદ્ધ થઇ જગદીશ્વરમાં મળી જાય તે મોક્ષ માનતો.

સર્વઠામ દીસે મતવાદ,
કીયો ધર્મ માનું જાણી શુદ્ધ,
કર્યો મેં નિશ્ચય જગકર એક,
નીતિમય બ્રહ્મ મમ દેવ.
કૃતિ કીર્તિ ગાવી થઇ નીતિમાન,
નિષ્કામે તેની એ રૂડી પૂજા.

---

૧ નર્મદનો રાષ્ટ્રવાદ જેવો થનગનાટી, શૂરો અને બંડખોર હતો તેવો એ વખતના બીજા પ્રાંતોના લેખકોનો હતો કે નહીં તે વિચારવું જોઇએ.
૨ ધર્મવિચાર, ૧૯૬. ૩ એટલે પ્રાર્થનાસમાજી.

એ વિચારો નિરંતર થયા જ કરતા; તો પણ ૧૯૩૦ સુધી [1]સામાજિક વિચાર મારા મનમાં હતા એમ કહેવાય. એ વર્ષને અંતે બ્રહ્મના તત્ત્વરૂપ વિષે, તેના અવતરણ સ્વરૂપ વિષે ને વેદ ઈશ્વરપ્રેરિત છે એ વિષે હું નિઃસંદેહ થયેલો. તેની ઝાંખી મેં ૧૯૩૧ના કાર્તક વદ ચોથે "બુદ્ધિવર્ધક સભા"માં કરેલા ભાષણને અંતે વાંચેલી કવિતાની પહેલી કડીમાં કરાવી હતી.

આપ જાણતાં આપ બલ વડે,
યોગ્ય સાધતા થાઓ;
એક ઓમ શિવ શક્તિ જયથી,
રંગમૂર્તીને ધ્યાઓ;
સત્ય પ્રેમ શૌર્યે હો;
આર્યપણું પામવા હો.

સોળ વર્ષ સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછો સ્વધર્મના સિદ્ધાંતોને સત્ય માનતો થયો. ૧૯૩૩–૩૪માં નિવૃત્તિપ્રવૃત્તિનાં ભાષણ કીધાં ને ૧૯૩૫માં ગ્રહણ કાળ પાળવા વિષે પત્રિકા પ્રસિદ્ધ કીધી. તેથી લોક સૌએ જાણ્યું કે મારા વિચાર બદલાયા. આર્ય લોકે જાણવું કે ઈશ્વર પ્રતિ જીવનાં કર્તવ્ય એ વિષયમાં પૂર્વેના આચાર્યોએ બાંધેલું તેજ સત્ય છે, સમાજવાળાનું [2]નહીં. સમયનો ધર્મ અવ્યવસ્થિત થશે જ; પણ હમણા (આપત્ કાળમાં) સૌએ પોતપોતાની બુદ્ધિને રુચતો સ્થાપિત સંપ્રદાયમાંથી કોઇ પણ આદરી રાખવો; એથી તેઓનું બાવરાપણું મટી જશે ને ચિત્ત વહેપાર ધંધામાં લાગશે.'[3]

નર્મદાશંકરના વિચારોનું આ પરિવર્તન તેની ઉત્તર અવસ્થામાં થયું હતું તે બધા જાણે છે. પણ તે કેવા પ્રકારે અને કયા

---

૧ એટલે પ્રાર્થનાસમાજનો. ૨ આમાં આર્યસમાજીઓ પણ ખરા.
૩ ધર્મવિચાર, ૧૯૮—૧૯૯.

સંજોગોમાં થયું હતું તે ઘણા થોડા જાણે છે. તે પરિવર્તનની[૧] અસરો તે વખતે કેટલી થઈ ગઈ હશે તે તો હાલ કોઇ વિચારતું પણ નહીં હોય. તેથી આ પરિવર્તનનો ઉલ્લેખ કરવા હું ઇચ્છું છું.

નર્મદના પોતાના મત પ્રમાણે ઇ. સ. ૧૮૬૦—૧૮૭૭નો સમય સુધારાનો "કર્મયુગ" હતો.[૨] એક સ્થળે તે પોતે કબૂલ કરે છે કે "દેશાભિમાન ને ધર્મની છાપ સ્વામીએ (એટલે દયાનંદ સરસ્વતીએ) આપી. [૩]નર્મદે આર્ય પ્રજાની અશક્તિ બરોબર માપી હતી, તેથી "ધર્મવિચાર" માં પાને પાને તે કહે છે કે "આર્ય પ્રજા ધર્મ-રાજ્યમાં જેટલી માન્યતા ધરાવે છે તેટલી માન્યતા રાષ્ટ્રરાજ્યમાં નથી ધરાવતી, હિંદુઓને ઐકય નથી જોઇતું, તેમને દુઃખ સહન કરવું છે, ને રાજ્યપ્રકરણ વિચારવું નથી; હિંદુઓને પ્રવૃત્તિ માર્ગ જોઇતો નથી; પણ નિવૃત્તિધર્મ જોઇએ છીએ; સારી નઠારી સ્થિતિ, એ વેદ ધર્મ પ્રમાણે, પ્રવૃત્તિ બહારના[૪] વિષયો છે. કોઇ કાળે હિંદુઓ સ્વરાજ્ય માંગવાના[૫] નથી, કે તે માટે શિવાજી માફક કે રજપુતો માફક અને પુરાતન આર્યો માફક, યુદ્ધ કરવાના નથી; પ્રવૃત્તિ સ્ત્રીબળ છે[૬], નિવૃત્તિ પુરુષબળ છે. ઇહ લોકનાં સુખ કરતાં પરલોકનાં સુખ વધારે ઇષ્ટ છે.[૭] નઠારાં કર્મની શિક્ષા માટે લોકોને રાષ્ટ્રભય કરતાં ઇશ્વરભય[૮] વધારે છે; રાજ્યનાં સુખ દુઃખ વખતે આર્યે નિઃસ્પૃહ રહેવું; તેણે દેશાભિમાનનો વિચાર જ કાઢી નાંખવો,

(૧) ધર્મવિચારની ઐતિહાસિક અગત્ય ઘણી છે. એમાં ગૂજરાતનું અને મુંબઈગરા ગૂર્જરોનું અસલ માનસ રજુ કરવામાં આવ્યું છે. (૨) ધર્મ-વિચાર, ૨૮. (૩) ધર્મવિચાર, ૩૬. (૪) ધર્મવિચાર, ૧૧. જ્યાં પુસ્તકનો નિર્દેશ નથી કર્યો અને પાનાં જ માત્ર બતાવ્યાં છે ત્યાં હવે પ્રમાણ માટે ધર્મવિચારનું પુસ્તક સમજવાનું છે. (૫) પાન, ૧૩. (૬) પાન, ૧૦, પાન, ૪૩, નોંધ. (૭) પાન, ૪૩, નોંધ. પાન, ૪૭-૪૮. (૮) પાન, ૫૪.

ને સ્વધર્મના વિચાર દ્રઢ કરવા; ધર્મની ને સંસારસુધારાની ચર્ચા સારી સ્થિતિમાં આવ્યા[1] પછી જ કરવાની છે; પ્રજાએ ખુદ્યાં ખમવાં; સ્વરાજ્યની આશા બાંધવી એ ઘેલાઇ છે ને ઉદ્યોગ ચલાવવો એ મૂર્ખાઇ છે;[2] પરતંત્રતાનો અમને ભલાવડો નથી; રાજ્ય-પ્રકરણમાં મન રમવાથી વાદવિવાદ, ક્રોધ, સંકોચ, શઠતા, વધે છે; માટે આર્યે તેથી દૂર રહી તે ક્ષત્રિયોને ને [3]મુસદ્દીઓને સોંપવાં. અભિમાનનો નિત્ય બોધ નકામો છે, પ્રસંગવાર કામનો નથી, તે કેવળ બકવાદ જ[4] છે; **ઇચ્છા મોટી ને નીતિ ખોટી, તો ઇચ્છા કેમ પાર પડે? એવી સ્થિતિમાં રાજ્ય મળ્યું તો તે ટકવાનું કેટલું? ધર્મ ઉપર મોટો અનાદર, ધર્મરહિત અર્થ, અર્થરહિત સ્નેહ**, એથી મોટી હાનિ છે.[5] દેશમાં બખેડા નહિ; પણ છતાં પ્રજા દુઃખી છે; સંશયનો ધુંધવાટ, સંકોચ ને શોક, ક્ષુદ્ર કોડ ને ખંધી હોડ; ભમતનો વાદ; ને ઇંદ્રિયોનો સ્વાદ; નાગપાશી નીતિ ને વિલાસી ભક્તિ; વધતો દુરાચાર ને ઘટતો સદાચાર; લઘુતા બ્રાહ્મણવિદ્યાની, ગુરુતા ભ્રમવિદ્યાની, **એ અમંગળપણું** છે.[6] **યૂરોપની વિદ્યાનીતિને અમે માન આપીશું. પણ પૂજીશું તો અમારી વિદ્યાનીતિને; કાળી બૈરાંઓ સાબુ લગાડવાથી ને વસ્ત્રાલંકારથી ગોરી થનારી નથી. પણ તે બહારના કાળાપણામાં અંદરનું ગોરાપણું દેખાડે તેવું અમે ઇચ્છીએ છીએ. ચંચળ સુંદરતાને પણ અમે જોઇને રાજી થઈએ, પણ વસાવીશું તો ઠરેલ સુંદરતાને**[7]. અમે ઘીના સ્વાદીઆ છીએ, માટે ધીટ થઇને દુઃખ વેઠવું; બુદ્ધિનું અભિમાન

---

(૧) પાન, ૮૮. (૨) પાન, ૮૨–૮૪. (૩) પાન, ૧૧૩. (૪) પાન, ૧૩૬. (૫) પાન, ૧૯૫, નોંધ. (૬) પાન. ૧૯૫. મોટા અક્ષરો લેખકના છે. (૭) પાન, ૧૩૯. (૮) પાન, ૧૪૬.

મૂકી પરંપરાનું ધર્માચરણ પામવું; પરદેશી નીતિ વસ્તુ ઉપર મોહ ન રાખવો; નિશ્ચય તથા ખંતે અને ધૈર્ય તથા સત્યે[૧] ઉદ્યોગ કરવો." છેવટે, નર્મદ એક સ્થળે આ પરિવર્તનની પવિત્ર જયમંગળવાર્તા બોધે છે કે (૧) "ગુર્જર હિંદુપ્રજામંડળે પોતાનાં મહેચ્છ કોડીલાં પણ સંગદોષે ઉન્મત્ત પતિત થયલાં પણ વળી પાછાં નમ્ર સ્વધર્મ ભણી વળેલાં પુત્રપુત્રીને પોતાના વહાલમાં લીધાં છે – મંગળવાર્તા! (૨) પરાયા વિચારે યોજેલું ઐકય તે ન બને એવું હતું પણ આ હવે મંડળને સુઘટિત કરશે—મંગળવાર્તા! (૩) ઐકય થયું છે. પવિત્ર મંગળવાર્તા! (૪) ધર્મની વૃદ્ધિ થશે. ત્યાગ પુરુષબળ વધશે–શુભ શકુનવાર્તા! (૫) બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર સૌ ધર્મકર્મ પાળતા થશે—ઉત્સાહવાર્તા![૨] અને (૬) ઉદ્યમસમૂહનાં ક્ષાત્ર તેજબળે આખું મંડળ પોતાનું પરલૌકિક ઇહલૌકિક કલ્યાણ કરી લેઇ ભોગવશે—જય જય જય વાર્તા. એક વાર જેવો આવેશ સુધારક તરીકે હતો તેવો જ આવેશ અહીં પાછો સનાતન ધર્મમાં મળી ગએલો નર્મદ બતાવે છે! પ્રથમ આવેશ જુવાનીનો હતો; આ નવો આવેશ ઘડપણનો હતો.

નર્મદના "ધર્મવિચાર"ની અને "આર્ય દર્શન"ની ભાષા પંડિતની ભાષા છે. તેમાં ઇતિહાસનું ગૌરવ સચવાયું નથી, પણ પાકી અવસ્થાની નિરાશા છુપાઇ રહી છે; પ્રવૃત્તિ અને નિવૃત્તિ, એ એનો સંભ્રમ થઇ ગયો છે; અને ઇ. સ. ૧૮૭૦થી ૧૮૮૦ સુધીમાં ચાલેલી મતમતાંતરની લડાઇની તેમાં ચોખ્ખી છાયા તરવરે છે. બ્રહ્મસમાજે અને પ્રાર્થનાસમાજે હિંદુઓનું ઐકય ન સાધ્યું અને આર્યસમાજે હિંદુઓમાં ખળભળાટ મચાવ્યો, તેથી નર્મદ નિરાશ થઈ ગયો.[૩] દયાનંદ સરસ્વતીના શરીરબળને કેળવવાના બોધમાં નવા સનાતની નર્મદે આત્મધર્મનો હ્રાસ જોયો! કેળવાએલી સ્ત્રીઓની ચંચળતામાં આ એક વારના સુધારક

૧ પાન, ૧૮૦. ૨ પાન, ૪૨. ૩ પાન, ૧૭૯. પાન, ૬૧.

કવિએ આર્ય સ્ત્રીત્વના નાશનો આરંભ જોયો![1] તેણે દેશના અભિમાનને મિથ્યાભિમાન કહ્યું.[2] કેશવચંદ્રસેન અને સત્યેન્દ્રનાથ ટાગોર સનાતન ધર્મના શત્રુઓ[3] બન્યા! પ્રાર્થનાસમાજી ભાંડારકર વગેરે વૈદિક ધર્મના વૈરી બન્યા! વેદધર્મપ્રચારક દયાનંદ સરસ્વતી વેદધર્મના વિરોધી બન્યા! તમામ સુધારક કુધારક થયા! સનાતનીઓ જ માત્ર સ્વરાજ્યસાધક અને સ્વધર્મરક્ષક થઇ રહ્યા! માત્ર સનાતની હિંદુઓ હિંદીઓમાં સમાઇ ગયા અને શૂદ્રો, ખ્રિસ્તીઓ, જૈનો, મુસ્લીમો, બધા હિંદમાંથી અલોપ થઇ ગયા.

નર્મદના આ પરિવર્તન માટે દેશની નબળી આર્થિક સ્થિતિ[4], સુધારકોની પ્રવૃત્તિ, વિધવાપુનર્લગ્ન, જ્ઞાતિવ્યવહાર, સ્વરાજ્યના હક્કોની માંગણી, દયાનંદે ચલાવેલો પાખંડ ધર્મ સામેનો તીવ્ર વિરોધ, તેથી ઉત્પન્ન થયલો વિખવાદ, તે વખતના હિંદુઓનો કુસંપ, કેટલાક સુધારકોનો ઉન્માદભર્યો વ્યવહાર, નર્મદનો સનાતનીઓ સાથે વધતો જતો સહવાસ વગેરે જવાબદાર હતાં.

પણ વિધવાપુનર્લગ્નનો સવાલ માત્ર હિંદુ સવાલ નહોતો; તે પ્રકરણને ખ્રિસ્તી ઉપદેશકોએ વધારે મમતાવાળું કરી મૂક્યું હતું. માંસાહાર સ્વરાજ્યનો વિષય નહોતો, માત્ર શુદ્ધ સનાતનીઓએ અને જૈનોએ તેને રાષ્ટ્રીય સ્વરૂપ આપ્યું હતું. નારીશિક્ષણથી સનાતન ધર્મને હાનિ નહોતી; સ્ત્રીશિક્ષણથી દેશ પુષ્ટ બન્યો છે તે હવે સૌ સ્વીકારે છે. પ્રાર્થનાસમાજ, બ્રહ્મસમાજ, આર્યસમાજ અને

---

(૧) પાન, ૧૪૫. (૨) ધર્મવિચાર, ૧૯૪. (૩) ધર્મવિચાર, ૧૯૭. (૪) "પ્રથમ દુકાળે વાળ્યો ઘાણ અને પછી ખોરાકની તાણ; સુરતે પાડી હડતાલ ને પડી સરકારને ફાળ; ફડકેનો ઉત્પાત ને સરકારને ઉચાટ;" ધર્મવિચાર, ૯૦, નોંધ.

\



થિઓસોફિ, એ બધી સાંપ્રદાયિક પ્રવૃત્તિઓ હતી અને હિંદની સ્વતંત્રતાની અને હિંદની પ્રાચીન સંસ્કૃતિની પૂજક હતી. તેમનાથી આર્ય સંસ્કૃતિને વસ્તુતઃ તો પોષણ મળ્યું છે. "સનાતની" નર્મદ એક સ્થળે કેળવણીને પણ[1] વગોવે છે!

વળી હિન્દુ સમાજની વિષમ ઘટનાથી સ્વરાજ્ય કદિ ન મળી શકે તે કોઈ કબૂલ નહીં કરે. હિન્દમાં હિંદુઓ છે, મુસલમાનો છે, સવર્ણ સમાજ છે, અવર્ણ સમાજ છે, નાતજાતના ભેદો છે, ધર્મના ભેદો છે, ભાષાના ભેદો છે, તેથી હિંદને સ્વરાજ્ય ન મળવું જોઇએ, હિન્દ કદિ સ્વરાજ્ય ન ભોગવી શકે, હિન્દુઓ નાતજાતના ભેદથી હંમેશાં પરવશ રહેવા લાયક છે, તે કોઇ પણ ઇતિહાસનો જાણકાર નહી કબૂલે. પણ સનાતનીઓ અને તેમની સાથે પરિવર્તન પામેલો નર્મદ–બધા ભૂલી જાય છે કે આપણે સ્વરાજ્યની વાતો ઓગણીસમી અને વીસમી સદીમાં કરીએ છીએ અને આ યુગમાં વર્ણભેદની અને જાતિભેદની કાયમ વ્યવસ્થાનો સ્વીકાર કરતાં આપણે આપણા દુશ્મનોના હાથમાં સપડાઇ જઇએ છીએ. ઇતિહાસના રંગનું ભાન થતાં નર્મદને વર્ણભેદ સામે જે પ્રકોપ થવો જોઇએ તે ન થયો અને સમકાલીન બનાવોને તાબે થઈ પોતાના જૂના, પણ શુદ્ધ, ખરા અને ચોક્કસ વિચારોને છોડી દઇ યુદ્ધકવિ શાંત થઇ ગયો. એમાં નવાઇ નહોતી. અનેક વીર અને જુવાન જોદ્ધાઓએ રણસંગ્રામમાં હાર ખાઇ પોતાનાં શસ્ત્રો મ્યાનમાં મૂકી દીધાં છે, પ્રાચીન રાજાઓ યુવાવસ્થામાં વીર કર્મો કરી વૃદ્ધ વયે યોગધર્મમાં ચાલ્યા ગયા છે અને તેમણે લોકોને નિવૃત્તિમાર્ગનું સૂચન કર્યું છે. મોગલોથી હારેલા અફઘાનો ફકીરો બની ગયા હતા. ઇ. સ. ૧૮૫૭ના બંડથી હતાશ

(૧) ધર્મવિચાર, ૯૬ – ૯૯.

થએલા હિંદીઓ સાધુવેશે ભટકતા થયા હતા. નર્મદે દેશની લાચારી જોઇ, હિંદુઓમાં કુસંપ જોઇ, ઇંગ્રેજોની કુશળતા માપી, તેમનું બળ કળી, સુધારકોની ચંચળતાથી અને તેમનાં ઉન્મત્ત જીવનથી કંટાળી જઇ, ગૂજરાતીઓમાં નાતોનાં અસંખ્ય તડાં અને તેમના કજીઆઓ[1] નીરખી, વેપારીઓની નિરક્ષર જોઇ, મુસ્લીમોને ઉંઘતા દેખી, બધે અંધકાર, ટંટો ફિસાદ, દુરાગ્રહ, મમત જોઇ, પોતાનો યુદ્ધનો જૂનો કાર્યવાહ સંકેલી લીધો, અને સુધારામાં, ધર્મમાં, રાજકારણમાં, ધંધામાં, એમ બધી સ્થિતિએ, પોતે નિવૃત્તિ અને વૈરાગ્યદશા સ્વીકારી લીધી અને સાથે બધા હિન્દુ સમાજને તે જ ઉપદેશ આપ્યો. એક વાર તેણે હિન્દુ સમાજની ઉન્નતિ માટે જુદો બોધ આપ્યો હતો. હવે તેણે જ તે જ સમાજના ઐક્ય માટે તેના જ તે વખતના પંડિતોનો બોધ આપ્યો.

પરિણામ? પરિણામે, ગૂજરાતનો રાષ્ટ્રવાદ નબળો થયો; પ્રાંતની અને મધ્યવર્તી લોકસભાઓમાં ગૂજરાતીઓ બીજા લોકોથી ઊતરતા થયા; મુંબઇમાં, સુરતમાં, અમદાવાદમાં અને કાઠિઆવાડમાં પ્રજામંડળો નહીં જેવાં કામ કરતાં થયાં; વેપારીઓ પ્રજાલક્ષી વેપાર કરવામાં ઢીલા થઇ ગયા; સુરતના ઉચ્ચવર્ણી લોકો સુધારાના વિષયમાં પાછળ રહી ગયા; ગૂજરાતીઓ પોતાનો રાષ્ટ્રવાદ પૂનાથી અને કલકત્તાથી, લાહોરથી અને નાગપુરથી ઝીલતા થયા; રાષ્ટ્રસંગ્રથનમાં ગૂજરાતીઓ હીનભાગી થઇ ગયા. ત્રીજા વર્ગમાં ખપવા જોઇતા મુસદ્દીઓને ગૂજરાતે મોટા દેશભક્તોમાં ગણવા માંડ્યા; ગૂર્જર વૈરાગ્ય, ગૂર્જર ત્યાગ મૂર્ત સ્વરૂપે પૂનાની અનેક શિક્ષણસંસ્થાઓમાં અને ઉત્તર

---

(૧) "સુધારકોએ નાતો સામે અદાલતોનો આશરો લીધો તો નાતોનાં મહાજનોએ તેમની સામે બહિષ્કારનો આશરો લીધો ને ટંટાઓ તો વધ્યા."

તથા દક્ષિણ હિંદમાં અનેક ધર્મશાળાઓમાં અને મંદિરોમાં પ્રવાસ કરતો થયો. ભગવદ્‌ગીતાનો કર્મવાદ આપણે લોકમાન્ય ટિળક પાસેથી લીધો! ગૂજરાતી વર્તમાનપત્રો "નવજીવન"ના પ્રકટ થતાં સુધી અને ગૂજરાતી સાહિત્ય હમણાં સુધી એ નબળા રાષ્ટ્રવાદથી ખરડાએલાં રહ્યાં; રાજકારણ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજઘટના એમની અપેક્ષાએ બ્રહ્મ, ધર્મ, વેદાંત વગેરે વધારે ચર્ચાતાં થયાં.

છતાં સુધારાની અને સ્વરાજ્યની ગતિ અલોપ થઈ નહીં. બ્રહ્મસમાજ ગૂજરાતમાં ન વસી શક્યો, તો આર્યસમાજ ગૂજરાતે અને કાઠિઆવાડે લીધો. વિધવાપુનર્વિવાહને હવે લોકો ચર્ચતા નથી; તે માટે તેમની પૂરી સહાનુભૂતિ છે. બાળલગ્ન ઉચ્ચ વર્ણમાં છે જ નહીં. ખાવાપીવામાં જ્ઞાતિભેદ શહેરોમાં નાબુદ થઈ ગયો છે. ગૂર્જર વેપારીઓ સાહસિક અને દેશદાઝવાળા થયા છે. પરદેશગમન માટે હવે ક્યાંય વિરોધ રહ્યો નથી. હિંદુઓમાં પોતાની સંસ્કૃતિની પૂજા ઓછી થઇ નથી. ગૂજરાતી રાષ્ટ્રવાદ તીવ્ર બન્યો છે. એ માટે તે પોતાને નર્મદનો ઉપકૃત ગણે છે. ગૂજરાતીઓ નર્મદના વિચારપરિવર્તનને ભૂલી ગયા છે. નર્મદ શાળામાં, કોલેજમાં, સભામાં અને મંડળમાં યુદ્ધકવિ તરીકે ગવાય છે, સુધારક તરીકે વંચાય છે અને રાષ્ટ્રીય લેખક તરીકે બોલાય છે અને વિચારાય છે. સમયની અને ક્ષેત્રની બલીહારી છે. જે મુંબઇ, જે સુરત, જે ગૂર્જર પ્રજા "નર્મગદ્ય"નાં અને "નર્મકવિતા"નાં પ્રેરક બન્યાં હતાં તે જ મુંબઇ, તે જ સુરત, તે જ ગૂર્જર પ્રજા "ધર્મવિચાર"નાં અને "આર્યદર્શન"નાં પ્રેરક બન્યાં. ઇ. સ. ૧૮૫૯થી ઇ. સ. ૧૮૭૬ સુધીના સમયનો નર્મદ જેટલો "સમયમૂર્તિ" હતો તેટલો જ

(૧) નવલરામની નર્મકવિતાની પ્રસ્તાવના, ૩. ૪

"સમયમૂર્તિ" નર્મદ ઈ. સ. ૧૮૮૬ સુધી હતો. અત્યારે પણ તેનો અક્ષરદેહ એટલે જ અંશે સમયમૂર્તિ છે. એ અક્ષરદેહ ગૂજરાત અને હિંદુસ્તાન માટે સદાય અમૂલ્ય પ્રેરકબળ છે.[1]

(૧) "તેના (નર્મદાશંકરના) સ્વપ્નમાં તેણે કોઈ વંશની પ્રશસ્તિ કરી નહોતી. તેનું ગૂજરાત કોઈ એક નાતનું, કોમનું કે સંપ્રદાયનું નહોતું, વગેરે." **ગૂજરાતના સંસ્કારિતનું ઘડતર.**

નર્મદાશંકર ઉપરનો આ લેખ "નર્મદશતાબ્દીગ્રંથ" માટે "કૌમુદી"-કાર શ્રી વિજયરાયના કહેવાથી તૈયાર કરવામાં આવ્યો હતો. તેમાંનો "રાજ્યરંગ"નો ભાગ તે ગ્રંથમાં મૂકવામાં આવ્યો હતો, જ્યારે બાકીનો ભાગ સ્થળસંકોચથી નહોતો મૂકવામાં આવ્યો, જે વડોદરાની સાહિત્યસભાના એકવારના મુખપત્ર 'સાહિત્યકાર'ના ઈ. સ. ૧૯૩૪ના હેમંત અંકમાં અને ઈ. સ. ૧૯૩૫ના વસંત અંકમાં પૂરો કરવામાં આવ્યો હતો અને જે અહીં પ્રસિદ્ધ થાય છે.